


ખાન બહાદુર મનચેરજી કા. મરઝબાન
સી. આઇ. ઇ.

# વિવેક વાણી,

યાને

## અંગ્રેજ રીતભાતનું પુસ્તક.



( આવૃત્તિ બીજી. )

રચનાર

ફરદુનજી બેહેરામજી મરઝબાન,

તે "ગુલિવરની મુસાફરીઓ,"
"મશુક લુટારો," "ઓમર
પાશા" ઇત્તા રચનાર.



ફરદુનજી બેહેરામજી મરઝબાને,
ફ. બે. મરઝબાનની કું૦ ના છાપાખાનામાં
મિલિટરી સ્કુવેર લેન, કોટ, મુંબઇ,

પોતાને માટે

છાપીને પ્રસિદ્ધ કર્યું છે.

૧૯૧૪.



મેહરબાન વાહાલા ભાઇજી સાહેબ મનચેરજી

આપની સેવકતરફની ચાલુ મેહરબાની,

જાહેર ઉપયોગી જીંદગી, પરો-

પકારી કામો, કોમતરફની

કાળજી વગેરેની

યાદમાં

આ પુસ્તક આપને માનસાથે અર્પણ કરવાની રજા લઉંછુંજી.

સેવક,

ફ. બે. મરઝબાન.



# પ્રસ્તાવના.

---

"યુરોપની" સુધરેલી પ્રજાઓ જેટલી કળાકોશલ્ય અને વિદ્યાહુન્નરમાં આપણાં લોકોકરતાં ચઢતીછે, તેટલીજ વિવેકની બાબતમાં પણ ચઢતીછે, એમ કેહેવામાં કશું ખોટું નથી. તેઓના ઉંચા પ્રકારના વિવેકનેલીધે આજે આપણામાંહેલા ઘણાંક તેઓતરફ માનની નજરથી જુવેછે. તોયે એપરથી એમ ન ધારવું, કે દેશીઓમાં વિવેકજેવું કશું નથી. પારસીઓ, હિંદુઓ, મુસલમાનો, ઇત્યાદિ કોમોમાં પોતપોતાની કોમનેઅનુસરતા વિવેકોછે, તોયેપણ વેપારવણજ, રાજદુઆરી કામકાજ, તેમજ વધતી જતી ખાનગી મિત્રાઇનેલીધે દેશીઓ ઇંગ્રેજોનીસાથે ઘાડ સંબંધમાં આવતા જાયછે, તેમજ ઉંચા પ્રકારનો સઘળો વેહેવાર ઇંગ્રેજી ગૃહસ્થોસાથે થઇ પડવાનેલીધે દેશી ગૃહસ્થોને વારંવાર તેઓસાથે ભેળાવાની જોગવાઇ મળેછે, અને તેટલામાટે તેઓનેલગતા વિવેકોનું જ્ઞાન દરેક દેશી બાનુ અને ગૃહસ્થે ધરાવવાની વધારે અગત્ય અને ફર્જછે. આ વિવેકોવિષેનું અત્યારસુધી ગુજરાતી ભાષામાં એક પણ લાયક પુસ્તક બહાર ન પડેલું હોવાથી, અને તેની અગત્ય જોવાથી વાંચનારનાં હાથમાંહેલું આ ન્હાનું પુસ્તક ગુજરાતી ભાષા વાંચનારી પ્રજાની હજુર રજુ કરવાની મેં હેમત કીધીછે, અને તેમ કરતાં હું નમનતાઇસાથે જણાવવાની રજા લઉંછું, કે મારી મતલબ કાંઇ દેશી કુટુંબોને વિવેક શિખાડનારતરીકે બહાર પડવાની, કે એક મોટા ગ્રંથકારતરીકે જાહેરમાં આવવાની બિલકુલ નથી, ઉલટું હું ખુશીસાથે કબુલ કરૂંછું, કે અત્યારઅગાઉ દેશીઓના મોટા ભાગે ઘણાખરા લાયક ઇંગ્રેજી વિવેકો ખુદ પોતામાં તથા પોતાનાં કુટુંબોમાં દાખલ કર્યાછે, તોયે તેથી એવી ચોપડીઓ બાહાર ન પાડવી જોઇએ, એમ કાંઇ ઠરતું નથી. ઇંગ્રેજો આટલાબધા વિવેકી-

છતાં તેઓમાં પુષ્કળ ગ્રંથો "વિવેક અને તાઝીમતવાઝો" નેલગતાં બહાર પડ્યાંછે, અને હજી પણ પડતાંજ જાયછે, માટે ઇંગ્રેજી વિવેકોનેલગતી થોડીક સારી ચોપડીઓનો માત્ર તરજુમો એકઠો કરી આ ન્હાનું પુસ્તક બહાર પાડયુંછે, જે આશાછે કે દરેક દેશી કુટુંબમાં અગત્યનું થઇ પડશે.

**આ ન્હાનાં પુસ્તકમાં સમાવેલી દરેક બાબત વાંચનારે પસંદ કરવીજ જોઈએ, એમ કેહેવાની મારી મતલબછે, એવું વાંચનારે ધારવું નહીં. મારી મુખ્ય મતલબ ઇંગ્રેજી વિવેકો કેવાછે, તેજ માત્ર જણાવવાનીછે.** તેઓમાંથી સારાનરસા, અને દરેક દેશી કોમને લાગુ પડી શકેએવા વિવેકો ચુંટી કાહાડવાનું, અને તેપ્રમાણે ચાલવાનું કામ વાંચનારનું પોતાનુંછે.

આ ચોપડી લખતાં ભાષાકરતાં માંહેની બાબતઉપર વધારે ધ્યાન આપવામાં આવ્યુંછે, એટલો સ્હેજ ખોલાસો કરવામાટે મારાં માયાલું વાંચનારાંઓ મને ક્ષમા કરશે.

સાધારણરીતે વપરાતા ઇંગ્રેજી શબ્દો આ ચોપડીમાં વાપરતાં તેની ઇંગ્રેજી જોડણી તથા ઉચ્ચારો આપ્યાછે, જે જોકે પેહેલી આંખે નકામાં-જેવા લાગશે, તોયે તેઓથી બિલકુલ અજાણ્યાં વાંચનારને થોડોઘણો પણ ફાયદો થવાની આશા રાખ્યામાં આવેછે.

જ્યાં નાન્યતરજાતિમાં લખવામાં આવ્યુંછે, ત્યાં તે સ્ત્રીપુરૂષ બંધેને લાગુ પડેછે.

આ બીજી આવૃતિ ઘટતા સુધારાવધારાસાથે વખ્તપ્રમાણે બહાર પાડીછે.

શું તવાંગર કે ગરીબ, બાનુ કે ગૃહસ્થ, ન્હાની કે મોટી ઉમરના, દરેકેદરેક જણને રીતભાત જાળવવાની ઘણીજ અગત્યછે, અને તે આ પુસ્તક વાંચવાથી શિખી શકાશે. તવાંગરોએજ વિવેકી થવું અને ગરીબોએ નહીં, એમ ધારવું ભૂલભરેલુંછે. ગરીબો પૈસે ગરીબછે, તોયે આબરૂદારછે, અને તેઓને તો વિવેકો જાળવવાની ઘણીજ અગત્યછે. મુખ્યકરીને પછવાડે આ પુસ્તકબાબે મુંબાઇ ઇલાકાના તમામ આબરૂદાર પત્રો, તથા ચોપાન્યાઓએ ઘણા ઉંચા અભિપ્રાયો આપ્યા હતા, એજ તેની ભારે અગત્યતા દેખાડેછે.

આ પુસ્તક કાંઇ વાર્તાનું કે સાધારણ બાબતનું નથી, કે જેથી એકવાર વાંચીને ફેંકી દેવાય, પણ તેને ઘણી સંભાળથી સાચવી રાખવાની દરેક જણ કાળજી રાખેછે, એમ અમારાં હરકોઇ સમજુ વિવેકી બાનુ કે ગૃહસ્થ ના પાડશે નહીં.

મારાં વાંચનાર બાનુ કે ગૃહસ્થ હું સારીરવેસે જાણુંછું, કે આપ વિવેકીછો, અને ખરા ઈંગ્રેજી વિવેકો ખુદ પોતામાં તથા આપનાં કુટુંબને પણ દાખલ કર્યાંછે, તેટલામાટે કાંઇ એવું પુસ્તક ન ખરીદવું એમ નથી. જુઓ, "યુરોપ"ની પ્રજા દરેકરીતે આપણાં કરતાં દરેક બાબતમાં સુધરેલીછે, અને તેઓમાં ઘણાં વિવેકોછે, છતાં તેઓ વિવેકના ધારાપ્રમાણેજ શું મંડળીમાં કે ખાનગી વેહેવારમાં ચાલેછે, છતાં તેઓમાં કે વિવેકનેલગતાં કેટલાં બધાં પુસ્તકો બહાર પડ્યાંછે, અને પડતાં જાયછે. ત્યારે શું આપણે એવાં લાયક પુસ્તકોની અગત્ય નથી? છે, માટે તે વાંચીને, તમારાં બચ્ચાંઓને વંચાવીને વિવેકી કરો!

વિવેકની બાબતોમાં, આ પુસ્તકમાં જણાવ્યાઉપરાંત બીજું ઘણું નવું જાણવાનુંછે, પણ જેટલું અત્રે જણાવ્યુંછે, તેટલાપ્રમાણેજ જો અમારાં શાણા વાંચનાર બાનુ કે ગૃહસ્થ ચાલશે, તો તે "પાકી ગૃહસ્થ-બાનુ" કે "પાકો ગૃહસ્થ"તરીકે લેખાશે.

છેલે, મારાં સમજુ વાંચનારાંઓને કેહેવાની કશી અગત્ય નથી, કે દરેક કુમળાં બાળકોનાં મનઉપર વિવેકના કાયદાઓ બચપણથી ઠસાવવા-માટે આ ચોપડીની અક્કેકી નકલ પોતાનાં ઘરમાં "ટેબલ"ઉપર એવી જગાએ મુકી રાખવાની અગત્યછે, કે જેથી ન્હાનાંમોટાં સર્વેનાં હાથમાં તે હંમેશાં આવ્યા કરે, અને તે વાંચીને તેઓ ઇંગ્રેજી વિવેકથી જાણકાર થાય.

ક. બે. મરઝબાન.

મુંબાઇ, ડીસેમબર ૧૯૧૪.



# સાંકળિયું.



# વિવેક વાણી,

યાને

# ઈંગ્રેજી રીતભાત.

---

## પ્રકરણ ૧.

## ઓળખાણ કરાવવાવિષે.

### INTRODUCTION.

(ઇન્ટ્રોડક્શન.)

એકબીજાથી અજાણ્યા ધણીઓવચ્ચે ઓળખાણ કરાવવાનું કામ જેટલું ધારવામાં આવેછે, એટલું સેહેલું અને નજીવું નથી, પણ ખરેખર જોતાં તેમાં એક ઓળખાણ કરાવનાર ધણીને ઘણી કળવકળ અને પાકી સમજ વાપરવાની અગત્ય પડેછે.

કેટલીકવેળા સામસામી બાજુવાળાઓનરફની ઇચ્છાથી તેઓવચ્ચે ઓળખાણ કરાવવામાટે આગમચથી બંદોબસ્ત કરી રાખ્યામાં આવેલો હોયછે, પણ ઘણીવેળા તેવી કશી ગોઠવણ આગમચથી કર્યાવિના એકાએક ઓળખાણ કરાવ્યામાં આવેછે. ગમે તેવીરીતે ઓળખાણ કરાવવામાં આવે તેની ચિંતા નહીં, પણ તે કરાવવાઆગમચ ઓળખાણ કરાવનાર ધણીએ સારી સમજ વાપરવી જોઇએછે, એટલેકે આગમચથી તેને જાણવું જોઇએ, કે જે બે ધણીઓની એકબીજાસાથે તે ઓળખાણ કરાવેછે, તેઓ ભવિ-

બ્યમાં એકબીજાને પસંદ કરીને તે ઓળખાણ ચાલુ રાખશે કે નહીં. અગરજો બંધે બાજુવાળાઓએ પોતાની મર્ઝી સામી બાજુવાળાનીસાથે ઓળખાણ કરવામાટે જણાવી હોય, અને ત્યારપછી તેઓવચ્ચે ઓળખાણ કરાવવાનું કામ તમારે માથે આવી પડે, તો ચિંતા નહીં, કેમકે તે કામ ત્યારે તેઓ બંધેની મર્ઝીથી તમો અમલમાં આણોછો. અગર કોઇવેળા તમારા મનમાં સંદેહ ઉપજે, કે "ઓળખાણ કરાવવી કે નહીં," તો વધારે સારૂં એછે, કે તેટલામાટે આગમચથી બંધે બાજુવાળાઓનો વિચાર ખાનગી પુછી લેવો, અને જો બંધે જણાં કશું વાંધાજેવું ન જણાવે, તો તમારે તેઓવચ્ચે ઓળખાણ કરાવવાને કશો વાંધો નથી, પણ જો તેનેબદલે એક બાજુતરફથી નામર્ઝી જણાવવામાં આવે, તો ઓળખાણ કરાવવાના અખાડાજ કરવા. બંધે બાજુ જો પદવીમાં સરખી હોય, તો ઓળખાણ કરાવવાઆગમચ બંધેની મર્ઝી પુછવાની અગત્યછે, પણ જો બંધેની પદવીમાં ફર્ક હોય, તો વધારે ઉંચી પદવીવાળાનીજ મર્ઝી પુછવી જોઇએછે. આ રીત ગૃહસ્થ તથા બાનુ બંધેને એકસરખી રીતે લાગુ પડેછે.

દરેક જણને એકમેકસાથે ઓળખાણ કરાવી આપવીજ જોઇએ એમ કાંઇ ઝરૂરનુંજ નથી, કારણકે ઘણીવેળા તેમ કરવાથી આપણે ઘણી નાપસંદ હાલતમાં આવી પડયે છૈયે. તેમ કરવાનો અભખરો રાખવાથી તમે જેનીસાથે ઓળખાણ કરાવોછો, તેનીઉપર કશો પણ ઉપકાર કરતા નથી, કે જેની ઓળખાણ કરાવોછો, તેનીઉપર પણ ઘણોજ થોડો આભાર કરોછો, કેમકે વારંવાર જેનીસાથે ઓળખાણ કરાવ્યામાં આવેછે, તે તેવી ઓળખાણ થયેલી જોવાને બિલકુલ ઇચ્છતું નથી. એથી તમો આડકતરીરીતે બંધેને નુકશાન કરોછો, માટે બનતાંસુધી ઝરૂર જણાય, અને ફર્ઝ પડે, તોજ ઓળખાણ કરાવ્યામાં ડાહાપણછે.

સાધારણ રવાઝમુજબે જો એક ગૃહસ્થની ઓળખાણ એક બાનુસાથે કર્યામાં આવે, તો પ્રથમમાં બાનુની તબાએ આગમચથી મર્ઝી પુછવાની ઝરૂરછે. બે ગૃહસ્થોનાબાબમાં તેમ ન કરો તો ચાલે. તોયે તે ઓળખાણ બંધેને ગમતી થઇ પડશે કે નહીં, તેનો આગળથી વિચાર કરવો સારોછે.

અગરજો એક ગૃહસ્થ તમોને બીજા કોઇ ગૃહસ્થસાથે, કે જે તેનાકરતાં ઉંચી પદવીનો હોય, કિંવા કોઇ બાનુસાથે ઓળખાણ કરાવી આપવાની અર્ઝ કરે, તો તમારે ઉપર જણાવ્યાપ્રમાણે તે બાનુની પ્રથમમાં રઝા માગવી, અને જો તેમ કરવાને તમે અશક્ત હોવ, તો બહાનું કાહાડજો,

કે તમોને તેણીનીસાથે ઓળખાણ કરાવવાજેટલી મિત્રાઇ નથી, કે જેથી તમો તે છુટ લઇ શકો.

હંમેશાં ઓળખાણ કરાવતીવેળા ઉતરતી પદવીનાની ઓળખ ઉંચી પદવીનાનીસાથે કરાવવામાં આવેછે. એક ગૃહસ્થ અને બાનુનીવચ્ચે ઓળખાણ કરાવતીવેળા ગૃહસ્થની ઓળખ બાનુને આપવામાં આવેછે, પછી ગૃહસ્થ ઉંચી પદવીનો હોય, અને બાનુ ઉતરતી પદવીની હોય, તોપે તેની ચિંતા નથીં. નાઝુક પંથનીને માન આપવાના કાનુનઉપર આ આ વિવેક રચાયલોછે.

જ્યારે બે બાનુઓનીવચ્ચે ઓળખાણ કરાવવામાં આવેછે, ત્યારે કુંવારી બાનુની ઓળખ પેહેલાં પરણેલી બાનુનીસાથે કરાવ્યામાં આવેછે, પણ જો કુંવારી બાનુ પરણેલી બાનુકરતાં પદવીમાં ચડતી હોયછે, તો પરણેલી બાનુની ઓળખ કુંવારી બાનુસાથે કરાવવામાં આવેછે. અગરજો બંધે બાનુઓ પરણેલી હોય યા કુંવારી હોયછે, અને જો તેણીઓની પદવી પણ એકસરખીજ હોયછે, તો ગમે તેણીની પેહેલાં ઓળખ આપવામાં આવેછે, પણ તેનેબદલે જો તેણીઓની પદવીવચ્ચે જરાપણ ફર્ક હોયછે, તો ઉપર જણાવ્યાપ્રમાણેજ વર્ત્તવામાં આવેછે.

ઓળખાણ કરાવવા પેહેલાં તે ધણીઓ સામસામી ઉભેલા હોય, તેમાંથી ચડતી પદવીનાને પુછવું, કે "મી० કાવસજી, મી० ખરશેદજીની તમારીસાથે ઓળખાણ કરાવવાની રજા આપશો?" અને રજા મળવાપછી એકબીજાનાં નામો સામસામા ધણીઓને માલ જણાવવાં, જેમકે પ્રથમ મી० ખરશેદજીતરફ હાથ કરીને મી० કાવસજીને કેહેવું, કે "મી० ખરશેદજી," અને ત્યારપછી મી० કાવસજીતરફ હાથ કરીને મી० ખરશેદજીને કેહેવું, કે "મી० કાવસજી." માલ નામોજ બોલવાં, તેથી વધુ બોલવાની કશી અગત્ય નથી. એવીરીતે ઓળખાણ કરાવી આપતીવેળા મોટે સાદે જાણે લિલામ કરતા હોવ, કે વેપારી બઝારના દલાલ હોવએમ પોકારવાની અગત્ય નથી. ધીમે સાદે અને થંડે સ્વભાવે ઓળખાણ કરાવી આપવી જોઇએછે.

બે બાનુઓવચ્ચે ઓળખાણ કરાવવાપછી તેણીઓ એકબીજીતરફ નમેછે, અને ત્યારપછી એકાદ બાનુ તે ઓળખ થવામાટે કાંઇક નમ્રતાભર્યો વિચાર કે ખુશહાલી ઝાહેર કરેછે. તોયે પેહેલીજ ઓળખાણમાં તે-

ણીઓ એકબીજીસાથે "શેક-હાંડ"[૧] કરતી નથી, પણ જો બે બાનુઓ-માંહેલી એક ઘણી ઉંચી પદવીની હોય, અને તેણી પોતાની ખુશીથી બી-જીને "શેક-હાંડ" કરવામાટે પેહેલી ઓળખમાંજ હાથ આપે, તો તેથી બીજી બાનુને માન મળેલું સમજવામાં આવેછે, એટલામાટે કે જાણે તે બાનુએ તેણીનીતરફ મિલાઇ અથવા માયા બતલાવીછે. તોયે બંધે બાનુઓ ઓળખાણ થવાપછી એકબીજીને માત્ર નમે તેકરતાં "શેક-હાંડ" કરે, તો તે ઓળખાણ કરાવનાર પોતે પોતાના હકમાં વધારે માનભર્યું સમજેછે.

એક બાનુસાથે ઓળખાણ કરાવી આપવામાં આવે, ત્યારે હંમેશાં ખુશીભર્યો દેખાવ કરવો. અગરજો તેણી તમારા કરતાં વધારે ઉંચા દર-જ્જાની હોય, તો જાણે તમોને મોટું માન મળ્યું હોય, એવો દેખાવ કરવાથી તમો ડાહ્યામાં ખપશો.

એક ગૃહસ્થ અને બાનુવચ્ચે ઓળખાણ થવાપછી જો સામેવાળી બાનુ પરણેલી હોયછે, તો "શેક-હાંડ" કરવામાટે પોતાનો હાથ પેહેલાં આગળ ધરેછે, પણ કુંવારી બાનુતો ઘણું કરીને માત્ર નમેછે.

તમારા ઘરમાં તમારો મિત્ર કોઇ ગૃહસ્થને કે બાનુને સાથે લાવે, તો ઘરધણિયાણીની ફર્ઝછે, કેતેની અથવા તેણીનીસાથે પ્રથમ "શેક-હાંડ" કરવી, પણ તમારા ઘરમાં જો કોઇ પરોણો આવી રહ્યો હોય, અને તેને મળવા જો કોઇ આવે, તો તે વેળા ઘરધણિયાણીને "શેક-હાંડ" કરવાની ઝરૂર નથી.

તમારે ત્યાં ખાનાંની મજલેસ હોય, પછી તે મોટી હોય કે ન્હાની, તોયે ત્યાં ઓળખાણ કરાવવાબાબે ઘરધણિયાણીએ સમજ વાપરવી જોઇએછે. ત્યાં આવેલાં દરેક જણને એકબીજાસાથે ઓળખાવવાની કાંઇ અગત્યજ નથી, પણ ખાનાંઉપર બેસ્તીવેળા અક્કેક ગૃહસ્થની અક્કેકી બાનુસાથે ઓળખાણ કરાવી આપવી પડેછે. કે જેથી તે તેણીને ખાનાંની "ટેબ્લ" ઉપર લઇ જાય, અને ખાનું પુરૂં થતાંસુધી તેણીની માવજત કરે (જુઓ **"ખાનાંની મજલેસ"**). એવીવેળા તેણીનીસાથે ઓળખાણ કરાવવી કે નહીં, તેવિષે આગમચથી બાનુની મર્ઝી પુછવાની કશી અગ-ત્ય નથી. માત્ર ખાનું તૈયાર થાય, તેની થોડી ઘડીઆગમચથી તેઓવચ્ચે ઓળખાણ કરાવી આપવી. અગરજો ઘરધણિયાણીને ઠીક લાગે, તો ખાનું લીધાપછી દીવાનખાનાંમાં જ્યારે બાનુઓ પાછી ફરે, અને તક મલે, ત્યારે

---

૧ "Shake-hands." "શેક-હાંડ" કરવી, એટલે સામા ધણીનો હાથ પોતાના હાથમાં પકડીને હાળવવો. એમ કરવું એ દોસ્તી કે ઓળખાણની નેશાનીછે.

બાનુઓવચ્ચે ઓળખાણ કરાવી આપે, પણ તેથીઉલટું બાનુઓનાં ખાનાંની "ટેબલ"ઉપરથી ઉઠી જવાપછી ઘરધણીએ બાકી રહેલા ગૃહસ્થોની એકબીજાસાથે ઓળખાણ કરાવવાની કશી અગત્ય નથી, કેમકે તેઓ પોતેજ ત્યાં વાતચિત કરતાં એકબીજાને ઓળખશે. ખરેખરૂં જોતાં એક યજમાનનાં ઘરમાં જેટલા ગૃહસ્થો એવીરીતે સાથે મળ્યા હોય, તે સઘળાનું ત્યાં મળવુંજ એકબીજાસાથે ઓળખાણ પાડવામાટે બસછે, માટે જો તેઓ વગરઓળખાણે પણ એકબીજાસાથે વાતચિત કરે અને બોલાય, તો તેમાં કશું અડચણજેવું નથી. ગૃહસ્થો એકબીજાસાથે, બાનુઓ એકબીજીસાથે, કે ગૃહસ્થો બાનુઓસાથે વાતચિત કરે, પણ એવીરીતે વાતચિત કરતાં પાકી ઓળખાણ થયેલી ગણાય નહીં, અને કોઇકવેળા એવી ઓળખાણવાળા બે ગૃહસ્થો જો ફરીથી બહાર કેથે મળ્યા, તો માત્ર નમીનેજ તે ઓળખાણ ઝાહેર કરી શકે, અથવા જો એક ગૃહસ્થ અને એક બાનુવચ્ચે કોઇ મિત્રને ત્યાં લાંબો વખતસુધી વાતચિત થઇ હોય, તો તેઓપણ એકબીજાને ફરીથી બહાર કેથે મળતાં માત્ર નમીને ઓળખાણ જણાવે, તેથી વધારે છુટ લઇ શકાતી નથી. પણ બે બાનુઓથી થોડી વાતચિતની ઓળખમાં બહાર કેથે મળતાં એક બીજીને નજીવટીક શકાતું નથી.

યાદ રાખવું, કે જે બે જણાંની ઓળખાણ તમો કરાવી આપોછો, તે બંધેની સારી ચાલચલણના તમો ઝામીન થયા બરાબરછો, માટે તમારી ખાતરી હોય, કે બંધે માણસો આબરૂદારછે, તોજ તેઓવચ્ચે ઓળખાણ કરાવી આપવાનું માથે લેજો. ઉતાવળા કે અવિચારી થઇ જેની ગમે તેનીસાથે હરકોઇની ઓળખાણ કરાવી આપવાની ટેવ ઘણી માઠી અને ધાસ્તીભરેલીછે, અને તેમ કરનારને માથે મોટો જોખમ રહેછે.

અગરજો તમારીસાથે (ગૃહસ્થ હોવ) એક બાનુની ઓળખાણ કરાવ્યામાં આવે, તો તમોએ "શેક–હાંડ" કરવામાટે પ્રથમ તમારો હાથ લાંબો ધરવો નહીં.

અગરજો તમારે ત્યાં બે જણાં સવારની મોલાકાતે આવ્યાં હોય, અને તેઓ બંધે એકબીજાંથી અજાણ્યાં હોય, તોયે તેઓની મર્ઝીવિના તેઓવચ્ચે ઓળખાણ કરાવી આપવાની કાળજી રાખતા ના, કેમકે તેઓવચ્ચે તમારે ઓળખાણ કરાવી આપવીજ જોઇએ એવું કશું નથી. (જુઓ **"સવારની મુલાકાત."**) તેઓ બન્ને ન ધારેલીરીતે એકજ મિત્રને ત્યાં મળી ગયાં, એજ તેઓવચ્ચે પોતાને હાથે ઓળખાણ કરવામાટે પુરતુંછે.

એવીવેળા મુલાકાતે આવનારાઓમાંથી કોઇએ મેઝાજ કરીને ચુપ બેસી રહેવું કે મરડાટ કરવો એ હલકાંપણાંની નેશાનીછે. એવી રીતે મુલાકાતે ગયા હોવ, અને ત્યાં કોઇસાથે ઓળખ થઇ હોય, તો બીજે કેથે મળવાથી તમોએ નમવું કે સલામ કરવી ન જોઇએ.

અગરજો તમો તમારા એકાદ મિત્રસાથે ફરવા ગયા હોવ, અને ત્યાં તમારો કોઇ બીજો મિત્ર મળી જાય, તો તમારા આ બંધે મિત્રોવચ્ચે ઓળખાણ કરાવવાની કશી અગત્ય નથી, પણ જો એવીરીતે તમારા એકાદ મિત્રસાથે ફરતાં તમારી ઓળખાણવાળી કોઇ બાનુ મળી જાય, અને તમોને તેણીનીસાથે વાત કરવાની કે રસ્તામાં થોભવાની ઝરૂર પડે, ત્યારેતો તમારા મિત્રની સ્હેજ ઓળખ તે બાનુને આપવી, પણ એ ઓળખથી ફરીથી તેઓ કેથે મળે, તો તમારા મિત્રે તે બાનુને નમવું કે સલામ કરવી એ ઘણું અસભ્યતાભરેલુંછે. એજ વિવેક એક નાચની મજલેસમાં થયેલી ઓળખાણને પણ લાગુ પડેછે.

એક ભાઇ પોતાની બેહેનની, કે એક બાપ પોતાના બેટાની આગમચથી મર્ઝી પુછવાવિના બીજાઓસાથે ઓળખાણ કરાવે, તો તેમાં કશું ખોટું નથી, પણ યાદ રાખવું, કે તેમ ઓળખાણ કરાવતાં સામી બાજુવાળાંકરતાં તેનું પોતાનું કુટુંબ ઉતરતું ન હોય, નહીંતો એવીરીતે ઓળખાણ કરાવ્યાથી તેને હલકું લાગેછે. તમારાં કુટુંબમાંનાં કોઇસાથે ઓળખાણ કરાવતીવેળા નામ બોલતાં ઘણી સંભાળ લેવી જોઇએછે, અને "મારા બાવા," "મારા માય," "મારો ભાઇ," કે "મારી બેહેન," એવીરીતે બોલવું નહીં, પણ "મારા બાવા, મી૦———," "મારાં માતાજી, મિસિસ———," "મારા ભાઇ, મી૦———," કે "મારાં બેહેન, મિસ———," (અથવા જો બેહેન પરણેલી હોય, તો "મિસિસ ———") કરી બોલવું જોઇએછે. તમારાં પોતાનાજ ધણિયાણીની ઓળખાણ કરાવતાં કેહેવું, કે "મારાં બાનુ," અથવા "મારાં ધણિયાણી." "હૉટલ" જેવી જગ્યાએ ઉતરતાં નામ નોંધાવતાં ખુદ પોતાનેમાટે જણાવવું, કે "મી૦——— અને તેવણનાં 'લેડી'" એ ચાલ ઘણાંજ હલકાંપણાંની નેશાની દેખાડેછે.

કુટુંબની વડી છોકરીને તેણીનાં નામવગર માત્ર કુટુંબનેજ નામે ઓળખાવવામાં આવેછે, જેમકે "મિસ શેરઉડ," પણ તેણીથી બાકીની ન્હાની છોકરીઓને તેણીઓનાં નામો સાથે બોલીને ઓળખાવવામાં આવેછે, જે-

મંકે "મિસ મૉડ શેરઉડ," "મિસ વરજિનિયા શેરઉડ," કે "મિસ મેરી શેરઉડ," ઇત્યાદિ.

તમો કેથે ગયા હોવ, અને સાથે તમારાં ધણિયાણી હોય, અને તેવીવેળા જો કોઇ બીજાસાથે ઓળખાણ કરાવવાની અગત્ય પડે, તો તે કામ તમારૂં નહીં પણ તમારાં ધણિયાણીનુંછે, કેમકે તેણીનામારફતે ઓળખાણ થવાથી બંધે બાજુને માન મળેછે, તથા ઓળખને વજન મળેછે.

અગરજો તમો એકાદ એવી મજલેસમાં ગયા હોવ, કે જ્યાંની ઘરધણિયાણીસાથે તમોને ઓળખાણ ન હોય, અને ત્યાં તમારૂં નામ પોકારવામાં કાંઇ ભૂલ થાય, અથવા ત્યાં ચાલતી-ઘુસઘુસથી તમારૂં નામ સંભળાય નહીં, તો વગર ગભરાટ કરવે પ્રથમ ઘરધણિયાણીને શોધી કાહાડી, તેણીને તમારૂં નામ જણાવવું, અને તમારે પોતાને હાથેજ તેણીનીસાથે ઓળખાણ કરવી, પણ એવારીતે પોતાને હાથે ઓળખાણ કરતાં ઘણીજ સાદાઇ વાપરવી જોઇએછે, અને તમારી પદવી કે હોદ્દો, કે તમારો કોઇ ખેતાબ જેમ બનેતેમ ત્યાં થોડોજ જણાવવાની સંભાળ લેવી અગત્યનીછે.

સાંજની મજલેસમાં એકબીજાસાથે ઓળખાણ કરાવવાનો ચાલ આગળ હતો, પણ હવે તે નિકળી ગયોછે. જેવા તમે દીવાનખાનાંમાં દાખલ થયા, કે તમારૂં નામ પોકારવામાં આવેછે, અને તેવેળા તમોએ ઘરધણિયાણીને તેમજ મજલેસને માત્ર નમવું જોઇએછે. એથી વધુ વિવેકની કશી અગત્ય નથી.

ઓળખાણ કરાવતીવેળા દરેક બાજુના ધણીનું નામ ખુલ્લું બોલવું, અને નામ બોલવામાં ભૂલ કરવી નહીં, કેમકે ઓળખાણ કરાવનાર દરેક ધણીને તમો સારીપેઠે ઓળખતા હોવા જોઇએ, અને તેમ ઓળખાવવાનું માથે લેવાછતાં જો તમો ભૂલ કરો, તો તે ઘણુંજ ખોટું ગણાય. અગરજો તમારીસાથે કોઇ બાનુ કે ગૃહસ્થની ઓળખાણ કરાવ્યામાં આવતી હોય, અને તે વખતે તમો તે બાનુ કે ગૃહસ્થનું નામ બરાબર સાંભળ્યું ન હોય, તો જરાપણ ગભરાયા કે અચકાયાવગર બેલાશક પાછું તે પુછવાને કશી અડચણ નથી, કે "માફ કરજો, પણ મેં એવણનું નામ બરાબર સાંભળ્યું નથી." એમ કરવામાં કશું ખોટું નથી.

અગરજો બહારગામથી તમારો કોઇ મિત્ર કે ઓળખાણવાળો તમારે ત્યાં આવ્યો હોય, તો તેનીસાથે બીજાઓની ઓળખાણ કરાવતાં તેનાં નામસાથે તે કયે ગામથી આવ્યોછે, તે જણાવજો, જેમકે "'ઇટાલી'થી

આવેલા મી૦———." અગર જ્યાં તમો વસ્તા હોવ, ત્યાંનોજ તે રહે-વાસી હોય, પણ લાંબે વખ્તે મુસાફરીથી પાછો ફર્યો હોય, તો જણાવજો, કે "મી૦———, હમણાંજ 'ફ્રાન્સ'થી આવ્યાછે," ઇત્યાદિ. એપ્રમાણે જરાસરખો એશારો કરવાથી બંને જણાંને વધારે ઓળખાણ કરવાને બહાનું મળેછે, અને તેવણની મુસાફરીવેળા જોયલી જગ્યાઓ, દેશો, ઇત્યાદિનું વર્ણન પુછવાને સામાંને બની આવેછે. પણ જો તેમ પુછવામાં ન આવે, તોયે પોતાની હુશિયારી બતલાવવામાટે પોતાનીતરફથીજ તમારા પરોણાએ બ્યાન કરવા મંડી જવું ન જોઇએ, કેમકે તેમ કરવાથી કદાચ સામા ધણીને કંટાળો ઉપજશે, અને ઓળખાણ આગળ વધારવાનેબદલે તે તેને ટુંકેથીજ ખેરવવાને ચાહાશે.

એક પાદરીની ઓળખાણ કરાવતાં તેનાં નામઆગળ "રેવરંડ"[૧] બોલવામાં આવેછે. અગરજો તે "ડી. ડી."ની[૨] પદવી ધરાવતો હોયછે, તો "રેવરંડ ડૉક્ટર"[૩] કરી કેહેવામાં આવેછે. પણ જો તે એક "બિશપ"[૪] હોયછે, તો તેપ્રમાણે "બિશપ———" કરી કેહેવામાં આવેછે.

જ્યારે એક બાનુ અથવા ગૃહસ્થસાથે તમારી ઓળખાણ કરાવવામાં આવે, ત્યારે જાણે આગળ તેણીને અથવા તેનેવિષે તમો કાંઇજ જાણતા ન હોવ, એવું ડોળ ઘાલતા ના. અગરજો તમારીસાથે ઓળખાણ થનાર જરાપણ જાણીતો હશે, તો એવું અજાણપણું કદી માફ ન થઇ શકેએવું છે, કેમકે એક આસામીનેવિષે એવું જણાવવું, કે તે બિલકુલ જાણીતો નથી, એ તેને એક જાતનું અપમાન કરવા બરાબરછે.

અગરજો માઠાં ભાગ્યે તમારીસાથે કોઇ એવા માણસની ઓળખાણ કરાવવામાં આવે, કે જે તમોને નાપસંદ હોય, તો જ્યારે ફરીથી તે તમોને મળે, ત્યારે માત્ર ધારાપ્રમાણે નમીને તમારો વિવેક દેખાડજો. ભારેમાંજથી પણ લગાર વિવેકથી સલામ કરવાથી વધારે ઘરવટ થશેજ નહીં. પણ તમારે તેને નમવું તો જોઇએછેજ, કેમકે એકવાર ઓળખાણ થવાપછી

---

૧ Reverend.

૨ Doctor of Divinity. "ડૉક્ટર આવ ડિવિનિટી." આ શબ્દોને સંક્ષેપમાં D. D. કરી લખવામાં આવેછે.

૩ Reverend Doctor.

૪ Bishop.

બીજીવાર મળતાં માત્ર તેનીતરફ ટીકીને પસાર થઇ જવું એ ગૃહસ્થપણાંની નેશાની નથી. એમ કરવાથી ખુદ તે ધણી, કે જેને તમો એરીતે ખેરવવાનો યત્ન કરોછો, તેની પોતાની આંખમાં વઠીક તમો હલકા પડોછો.

એક જણને "ટુંકેથી ડામવું," એટલે "ટુંકાંમાંજ પટાવવો" એ રીત ગૃહસ્થપુરૂષ કે ગૃહસ્થસ્ત્રીની નથી. હા, અગરજો કોઇ એવો ઓળખાણ થયેલો નઠારી ચાલનો તમોને જણાય, અથવા તેને "ટુંકમાં પતાવવા" માટે એવું કોઇ ભારે કારણ મળી આવે, તો પછી તેમ કરવું ઘટારતછે. એક અળખામણા પીછાણવાળાને દૂર કરવાની રીત એજછે, કે તેનીસાથે ઘણી રીતભાતથી વર્ત્તવું, એવું દેખાડવાને કે તે ઘણી થોડીજ ઓળખનોછે, પણ એકદમ તેને "પતાવવો" એ વિવેકથી ઉલટુંછે. ઘણી રીતભાત થોડી ઓળખાણવાળા અથવા અજાણ્યા ધણીસાથેજ ચાલેછે.

આટલુંતો જણાવવું જોઇએછે, કે જેમ કોઇ જાહેર જગ્યામાં ઓળખાણ કરાવ્યામાં આવે તેમ ઓછી "શેકહાંડ" કરવામાં આવેછે, પણ જો ખાસરીતે ઓળખાણ કરાવ્યામાં આવે, અને ઓળખાણ કરાવનાર ધણી કહે, કે "હું મારા મિત્ર મિ૦———ની તમારીસાથે ઓળખાણ કરાવવા માગુંછું," તો તમારે તે મિ૦———ને તમારો હાથ "શેકહાંડ" કરવામાટે આપવો, અને તે પણ ખરાં અંતઃકરણથી, કારણકે તેમાં પછી કશીરીતે આંચકો ખાવાનું રહેતું નથી.

યાદ રાખવું, કે જો એક ધણીની તમારીસાથે એક મંડળીમાં સારી રીતે ઓળખાણ કરાવ્યામાં આવી હોય, તો પછી તેનો તમારીપાસેથી કાંઇ ઉપકાર લેવાનો હક રહેછે, અને તેથી કોઇ મઝબુત કારણવિના તમો તેને "ટુંકાંમાં ડામી" શકતા નથી.

પણ ત્યારે જો કોઇ બાનુ કે ગૃહસ્થસાથે તમોને ઓળખાણ કરાવ્યામાં ન આવી હોય, તો શું તેઓસાથે વાતચિત કરવીજ નહીં ? ના, તેમ નથી. ઘણીક વખ્તે તેમ કરવાની ફરજ પડેછે, અને તેમ બીલાશક કરવું, તેમાં કશું ખોટું નથી. આગગાડીના એકજ ડબ્બામાં, કે મુસાફરીમાં બીજી કોઇ વખ્તે જો તમો એકજ બેઠકઉપર બેઠેલા હોવ, તો આખી મુસાફરીવેળા ઘુવડનીપેઠે ચુપ બેસી રહેવાના કરતાં સાધારણ બાબતોઉપર ખુશ મેઝાજથી પણ સભ્યતાથી વાતો કરવી વધારે વિવેકી લાગેછે, અને બન્નેનો વખ્ત સારીરીતે વેહેવાઉપરાંત કંટાળો ઉપજતો નથી. ફકત મુસાફરીમાંજ નહીં, પણ એવાજ બીજા ઘણા પ્રસંગોએબી વગરઓળખાણે વાતચિત કરવામાં

કશું અવિવેકજેવું નથી. તો જોકે એવી પીછાણથી તમો સામા ધણી-સાથે કોઇરીતે ભવિષ્યમાં મિત્રાચારી કે ઓળખ ચાલુ રાખવાને બિલકુલ બંધાયલા નથી. તે ઓળખાણ ફકત "કામ ચલાઉ"જ જાણવી.

વળી આગળી ઓળખાણ ન છતાં જો કોઇ બાનુ અગવડમાં હોય, કે કોઇ બીજીરીતે તેણીને મદદની ઝરૂર હોય, અને તેણીનીસાથે તેવેળા બીજો કોઇ ગૃહસ્થ કે બાનુ સોબતી ન હોય, તો તેવીવેળા તેણીને જોઇતી મદદ કરવામાં કશું ખોટું નથી. અગરજો તમો ઇંગ્રેજી પુશાકમાં હોવ, તો તમારી ટોપી ઉતારી, તેણીને જોઇતી મદદ કરવાને, અને જો ઝરૂર પડે; તો તેણીને મથકસુધી પોહોંચાડી આવવાને ઘણીજ નર્માશથી અર્ઝ કરજો; અને તેમ કર્યાપછી નમીને સલામ કરી, તેણીનીઆગળથી ચાલતી પકડજો. પણ હલકા હજામડા થઇને "શેક-હાંડ" કરવા દોડી જતા ના. તેમ જો તેણી પોતેજ ખુશાથી કરે, તો પછી તમારો હાથ તેણીને આપવાને કશી અડચણ નથી. પણ જો આગળી ઓળખાણ ન હોવાનેલીધે તેણી ફકત નમીનેજ તમારેથી છુટી પડે, તો તેમાં કશું પણ અવિવેકી કે અપમાન લેવાજોગ સમજવું નહીં.





પ્રકરણ ૨.

# ઓળખાણ- અથવા પીછાણ-પત્ર.

## LETTER OF INTRODUCTION.

(લેટર આવ ઇન્ટ્રોડક્શન.)

જેવીરીતે એકબીજાંથી અજાણ્યાં સ્ત્રીપુરૂષોની ઓળખાણ કરાવવામાં આવેછે, તેવીજરીતે એકાદ મિત્ર બહારગામ જવાનો હોય, કે જ્યાં તેને કોઇ ઓળખતું ન હોય, ત્યાં આપણા મિત્રોઉપર ઓળખાણ કરાવવામાટે ભલામણ-પત્ર અથવા ઓળખાણ-પત્ર આપવામાં આવેછે. જેવીરીતે ઓળખાણ કરાવવામાટે સંભાળ લેવાની અગત્યછે, તેનાજેટલીજ બલકે તેથી વધારે અગત્ય પીછાણ-પત્ર આપતીવેળા લેવી જોઇએછે. જેને ગમે તેને, અને જેટલાં ગમેએટલાં પીછાણ-પત્રો આપવાં નહીં.

અગરજો કોઇ ધણીને તમે ઓળખતા ન હોવ, તેછતાં તેને ભલામણ-પત્ર આપીને તમારા મિત્રપાસે, તેનાં કુટુંબનીઅંદર, અને વળી તેના વિશ્વાસનળે મોકળી આપવો, એ કાંઇજ નહીં પણ કદી માફ ન થાયએવું બીદરકારપણુંછે.

અગરજો ભલામણ-પત્ર લઇ જનાર, તથા જેનીઉપર તે લઇ જવામાં આવનાર હોય, તે બંધે જણાં તમારા મિત્રો હોય, તોજ ભલામણ-પત્ર આપવો, પણ જો તેઓ તમારા માત્ર ઓળખાણવાળા હોય, તો ભલામણ-પત્ર આપવાનો તમોને કશો હક નથી.

હંમેશાં યાદ રાખવું, કે જે ધણીઉપર તમો પીછાણ-પત્ર આપોછો, તેના આભારતળે તમો જાઓછો. સમજો કે તમારો એકાદ મિત્ર કોઇ મોટાં શેહેરમાં વસતો હોય, અને તેનીઉપર જ્યારે કોઇ તમારા મિત્રને

પીછાણ-પત્ર આપીને મોકલો, ત્યારે તમારા બહારગામવાળા મિત્રને માથે ઓળખાણ-પત્ર લઇ આવેલા મિત્રનેમાટે કેટલીક મેહેનત લેવાની, અને ખર્ચ કરવાની ફર્ઝ આવી પડેછે, અને તેનેલીધે કેટલીકવેળા વિવેકનેખાતર પોતાના કામધંધામાં અડચણવટીક ખમવી પડેછે. તેને પોતાના શેહેરમાં સાથે લઇ ફરવા, ખાનું આપવા, અથવા તેનેમાટે એકાદ ન્હાની મજલેસ મેળવવા, ઇત્યાદિ ઘણીક બાબતોમાં ખર્ચ કરવો પડેછે. તમારા એક મિત્રની સગવડનેખાતર બીજા મિત્રને ઉપર જણાવ્યાપ્રમાણે જે મેહેનત, ખર્ચ અગવડ, વગેરે ખમવું પડેછે, તે હંમેશાં ધ્યાનમાં રાખીને જો ઘણી અગત્ય જણાય, તોજ પીછાણ-પત્ર આપવો. તે આપવાઅગાઉ પુખ્ત વિચાર કરજો, કે તે પત્ર લઇ જનાર ધણી તમારા બહારગામવાળા મિત્રની દોસ્તીનેલાયક છે કે નહીં. તેની ઓળખ થવાની ખુશાળીથી બહારગામવાળા મિત્રે કીધેલા ખર્ચનો, અને લીધેલા શ્રમનો બદલો વળી રહેશે કે નહીં.

અગરજો પત્ર લઇ જનારા ધણીની ચાલચલણમાં કે સ્વભાવમાં કોઇરીતની ખોડ જાણવાછતાં તમો પત્ર આપો, ત્યારેતો તમોએ તમારા બહારગામવાળા મિત્રાઉપર સંતોષ અને ખુશહાલીનેબદલે એક જાતનો બોજો અને પીડા નાખેલી ગણાયછે. એક મિત્રનો ઉપકાર લેવામાટે બીજા મિત્રઉપર કોઇપણ જાતનો બોજો નાખવો, એ સમજુ ગૃહસ્થનું કામ નથી.

પીછાણ-પત્ર લઇ જનારે તે પોતે જાતે કદીપણ લઇ જવો નહીં, પણ તે પોતાના નૌકરસોડે અથવા ટપાલમારફતે મોકલી આપવો, કેમકે પોતે જાતે લઇ જવાથી તેને ઘણું હલકું પડવું પડેછે, અને સામો ધણી તે વાંચે ત્યાંસુધી બહાર ચાકરનીપેઠે થોભવું પડેછે. વળી પીછાણ-પત્ર ખુદ પોતે નહીં લઇ જવાનું એક બીજું મોટું કારણ એછે, કે તેમ કરવાથી જે ધણીઉપર તમો તે લઇ ગયા હોવ, તેની મર્ઝી તમોને આવકાર દેવાની કદાચ હોય કે ન પણ હોય, તેછતાં પણ તમો જાતે જઇને ઉભા રહો, તો ફર્ઝના માર્યા તેને તમોને આવકાર દેવોજ પડેછે, અને વળી જો કદાચ સામો ધણી અવિવેકી હોય, અને તમારા તેનીઉપર લાવેલા ભલામણ-પત્રની કાંઇ દરકાર ન કરે, તો તેથી તમોને મોટું અપમાન ખમવું પડેછે.

તમોને આવકાર દેવો કે નહીં, તે સામા ધણીની મર્ઝીઉપર રાખવાથી તમોને પોતાને, તેમજ તેને બંધેને ફાયદોછે. અગરજો સામો ધણી વિવેકી અને સભ્યાતાવાળો હશે, તો તમોતરફથી ઓળખાણ-પત્ર તેને મળવાપછી બનતી ઉતાવળે, અથવા બીજેજ દીને તમોને મળવા આવશે, અથવા તમારે ત્યાં પોતાનાં નામનો "કાર્ડ" મુકી જશે, અથવા તમોને

ચિઠ્ઠી લખશે, અને ત્યારપછી જો તમો તેને મળવા જશો, તો વધારે ઠીક લાગશે.

જેમ "ઇંગ્લાંડ"માં ભલામણ-પત્ર લઇ જનાર પોતે જાતે તે લઇ જતો નથી, પણ સામા ધણીઉપર તે મોકલી આપેછે, તેમ "ફ્રાન્સ"માં તથા "યુરોપ"ની બીજી ઘણીખરી જગ્યાઓઉપર તેથી ઉલટોજ રવાજછે, યાને તે પત્ર લઇ જનાર ધણી તે પોતાસાથે લઇનેજ મળવા જાયછે. તોપે "ઇંગ્લાંડ" અને "અમેરિકા"માં તે પત્ર લઇ જનાર જો જવાન ગૃહસ્થ હોયછે, અને સામો ધણી તેનાકરતાં ઉમરે ઘણો વડો હોયછે, અથવા જો પદવીમાં તેનાકરતાં ઘણો ઉંચો હોયછે, અને કાંઇ કામનેમાટે તેની મદદ માગવા આવ્યો હોયછે, ત્યારેતો તે પોતે જાતેજ પીછાણ-પત્ર લઇને તેની-આગળ જાયછે. કામકાજનેલગતાં સઘળાં ભલામણ-પત્રો પોતે જાતે લઇ જવામાં કશી અટચણ નથી.

અગરજો એક ગૃહસ્થ તમારા કોઇ મિત્રતરફથી ઓળખાણ પત્ર લઇને તમારીઆગળ આવે, અને તે પત્ર તથા તેનીસાથે પોતાના નામનો "કાર્ડ" પણ તમોને મોકલી આપે, તો તમારે બીજેજ દહાડે તેને મળવા જવું, એટલુંજ નહીં, પણ તમારેથી જેટલી બની શકેએટલી તેની માવજત કર-વાને, અને તેની સગવડ, ઇત્યાદિઉપર ધ્યાન આપવાને તમો પોતાને બંધા-યલા સમજજો. અગર તમારેથી બની શકતું હોય, તો તેને તમારે ત્યાં જમવા બોલાવજો, પણ જો તેમ કરવાની તમારામાં શક્તિ ન હોય, તો તેને કોઇ પ્રદર્શન, સંગ્રહસ્થાન, ગાયનનો જલસો, જાહેર ઇમારત અથવા બાગ, કે એવીજ તમારા શેહેરની કોઇ જોવાજોગ જગ્યા દેખાડવાને તેને તમારીસાથે લઇ જશો તો ચાલશે. સમજો કે તમો એકાદ મોટા કાર-ખાનાંમાં, "બેંક"માં, કે એવીજ કોઇ જોવાલાયક જગ્યામાં નોકરીએ હોવ, તો તે તેને દેખાડવાથી તે ખુશી થશે, પણ તેમ કરતાં જે કાંઇ ખર્ચ થાય, તે તમોએજ આપવો જોઇએછે.

ટુંકાંમાં, યાદ રાખવું, કે વિવેકની રીતિપ્રમાણે તમારી ઉપર પીછાણ-પત્ર લઇ આવેલા ધણીતરફ માયા બતલાવવાને, અને સલુક કરવાને તમો બંધાયલાછો, અને તેમ કરવાથી તમો કાંઇજ નહીં, પણ તે પત્ર આપ-નાર તમારા મિત્રને ખુશી કરોછો, અને માન આપોછો.

અગરજો તમો તેને જમવાનું નોતરૂં કરી શકોએવી હાલતમાં હોવ, તો તમારા બીજા થોડાક મિત્રોને પણ સાથે જમવા બોલાવશો, તો સારૂં

લાગશે. એમ કરવાથી તેની બીજા મિત્રોસાથે ઓળખાણ થશે, અને તેથી ભલામણ–પત્ર આપનાર તમારા મિત્રની મતલબ પુરેપુરી પાર પડશે. પણ જો તેનીસાથે જમવા તમારા બીજા મિત્રોને બોલાવો, તો જેઓ તેનાજેવી પદવીના હોય, તેઓનેજ બોલાવજો.

પીછાણ–પત્ર લખતીવેળા ઘણી સંભાળ લેવાની અગત્યછે. તેમાં તે લઇ જનાર ધણીનું નામ ખુલી રીતે લખવું, અને તેને ખુદ પોતાનેલગતી બાબતવિષે જેમ બનેએમ થોડું તેમાં જણાવવું. તેવણ ફલાણા ગૃહસ્થછે, અને તમારા એક મિત્રછે, જેવણને આવકાર દેશો એવી આશા તમો રાખોછો, એટલુંજ જો માત્ર જણાવશો, તો બસ થશે.

મુસાફરી કરતીવેળા બની શકેએટલાં ભલામણ–પત્રો સાથે રાખવાં સારાંછે, પછી તેનો ઉપયોગ કરો કે ન કરો તેની ચિંતા નહીં.

ઓળખાણ–પત્ર બીડવા કે તેઉપર મોહોર કરવાવિના તે ખુલુંજ આપવું, કે જેથી તે લઇ જનાર તમારો મિત્ર તેમાં શું લખ્યુંછે, તે જાણી શકે, એટલુંજ નહીં, પણ તેનીઉપર તમારો પુરતો વિશ્વાસછે, એમ જણાય. કારણકે જ્યાંસુધી તે લઇ જનાર ધણીવિષે તમોએ સારૂં લખ્યું ન હોય, ત્યાંસુધી તમો તેને એક ભલામણ–પત્ર આપોજ નહીં. તે પત્ર લઇ જનાર મિત્રને તમારો પીછાણ–પત્ર સામા ધણીને પોહોંચાડવા આગમચ બંધ કરવાની અર્ઝ કરવાથી જાણે તેમાં તમે શું લખ્યુંછે, તે જાણવાની તમો તેને ભરમમાં રઝા આપોછો.

પત્ર લખવામાટે તમારૂં કાગઝ, ઇત્યાદિ સામાન ઉંચી જાતનો હોવો જોઇએછે.

ઉપર જણાવેલા વિવેકપ્રમાણે પીછાણ–પત્ર લાવનાર ધણીતરફ ચાલવાને તમો મંડળીના કાયદાથી બંધાયલાછો, અને જો તેપ્રમાણે તમો નચાલો, તો લોકો તમોતરફ એક જંગલી અને અસભ્યતાવાળા ધણીતરીકે આંગળી દેખાડશે. લોકોના વિચારથી બ્હીને નહીં, પણ તમો સભ્યતાવાળા, વિવેકી, અને ડાહ્યા ગૃહસ્થછો, એમ બતલાવવાસારૂ મંડળીના વિવેકને માન આપી ચાલવું જોઇએછે.





## પ્રકરણ ૩.

## "કાર્ડ."

### CARD.

### "કાર્ડ."

સંસારી બાબતમાં આપણાં નામનો "કાર્ડ" વાપરવાવિષેનો વિવેક અગત્યના વિવેકોમાંહેલો એકછે. સર્વે ઓળખાણપીછાણનો પાયો અથવા મૂળ "કાર્ડ" છે. ઓળખીતાંઓનું મંડળ પોતાનીઆસપાસ બનાવવા તથા તે વધારવાનું પેહેલું પગલું વિવેકની રીતે જોતાં "કાર્ડ" થીછે, અને તેટલામાટે તે બાબતમાં ગફલતી કરવાથી, અથવા તેનેલગતા વિવેકોમાં બીદરકાર રહેવાથી ઓળખાણ થવાને તથા વધવાનેબદલે તેથીઉલટુંજ પરિણામ નિપજેછે, અને તેવી બીદરકારી કરનાર હલકો અને અવિવેકી ગણાયછે.

અગરજો કોઈને ઘેર તમો મળવા જાઓ, અને જો ઘરધણી કે ઘરધણિયાણી ઘરમાં હોય કે ન હોય, તોપણ તમારી મર્જી તેઓને મળવાની નહીં, પણ તમો આવી ગયાછો, એમ માત્ર જણાવવાનીજ હોય, તો નિશ્ચે બારણાંઆગળથીજ તમારા નામનો "કાર્ડ" મુકી આવવો જોઇએછે.

"કાર્ડ" મુકી આવવાનું કામ મુખ્યકરીને ઘરધણિયાણીનું ગણાયછે. એક બાનુ પોતાના ધણીનેમાટે, તેમજ પોતાનેમાટે; એક દીકરી પોતાના પિતાનેમાટે; અને એક ભત્રિજી પોતાના કાકાનેમાટે "કાર્ડ" મુકી આવી શકેછે. હંમેશાં "કાર્ડ" મુકી આવવાનું કામ ઘરધણિયાણીને કરવું પડવાથી ઘરધણીને પોતાને "કાર્ડ" મુકી આવવાનું કામ ક્વચિતજ કરવું પડેછે, અથવા ઘણીવેળા તો બિલકુલ કરવું પડતું નથી. તોયે તેને પોતાના કુંવારા મિત્રોને ત્યાં મળવા જતીવેળા "કાર્ડ" મુકી આવવાનું કામ પો-

તાને કરવું પડેછે, કેમકે પરણેલી યા કુંવારી બાનુઓએ કુંવારા ગૃહસ્થોને ત્યાં "કાર્ડ" મુકી આવવાનો વિવેક નથી. તોયેપણ જો એક કુંવારા ગૃહસ્થે બાનુઓને પોતાને ત્યાંની મજ્લેસમાં નોતરી હોય, તો પછી તે બાનુઓ તે કુંવારા ગૃહસ્થને ત્યાં "કાર્ડ" મુકી આવી શકેછે.

ખુદ કુંવારા ગૃહસ્થોને પોતાને પણ "કાર્ડ" મુકી આવવાની બાબતમાં ઘણી સંભાળ લેવાની ફર્ઝ પડેછે. "કાર્ડ" મુકી આવવાનું કામ ઘણું કંટાળાભરેલુંછે, અને તેટલામાટે વારંવાર તેમાં ઘણી ગફલતી કરવામાં આવેછે. એક કુંવારો ગૃહસ્થ પોતાના બીજા કુંવારા મિત્રને મળવા જાય, અને તે જો ઘરમાં ન મળે, તો "કાર્ડ" મુકી આવે કે નહીં, તેની ઝાઝી દરકાર કરવામાં આવતી નથી, કેમકે તેને ક્યાંથી શોધી કાહાડવો, તે તેનો મિત્ર સારીરીતે જાણેછે. ઘણીકવેળા એક કુટુંબનો કોઇ માનીતો કુંવારો મિત્ર "કાર્ડ" મુકી આવવાની બીદરકારી કરેછે, તો તેનીતરફના ચાહાને લીધે તેઉપર અખાડા પણ કરી જવામાં આવેછે. એક કુંવારો ગૃહસ્થ પોતાના મિત્ર ઘરધણી અને ઘરધણિયાણીનેસારૂ "કાર્ડ" મુકી આવી શકેછે.

તમારાં મિત્રો બહારગામથી પાછાં આવે, કે તમો પોતે બહારગામથી પાછા ફરો, તો તમારા મિત્રને ત્યાં ઘરધણીનેમાટે તેમજ ઘરધણિયાણીનેસારૂ અક્કેકો "કાર્ડ" મુકી આવવો જોઇએછે.

ઘરધણિયાણીઉપરાંત કુટુંબની બીજી બાનુઓસાથે પીછાણ ધરાવવાછતાં પણ જો એક ગૃહસ્થ ત્યાં મળવા જાયછે, અને "કાર્ડ" મુકી આવેછે, તો તે "કાર્ડ"નો છેડો વાળતો નથી. એક ગૃહસ્થથી કુટુંબમાંહેલી જવાન બેટીઓનેમાટે, અથવા ઘરધણિયાણીની હરકોઇ જવાન સગી જો તેણીનીસાથે રહેતી હોયછે, તો તેણીનેમાટે "કાર્ડ" મુકી અવાતો નથી; પણ જો એક પરણેલી બાનુ, કે જેણીનીસાથે તેને ઓળખ હોય, અને જેણી પણ જ્યાં તે મુલાકાતે જતો હોય, ત્યાંજ રહેતી હોય, તો અલબતાં તેને તેણીનેમાટે તેમજ તેણીના વરનેમાટે અક્કેકો "કાર્ડ" મુકી આવવો જોઇએછે, અને તે "કાર્ડો" તેઓનેસારૂ મેલ્યાછે, એમ નૌકરને જણાવવાની અગત્યછે.

એક ગૃહસ્થનાં નામનો "કાર્ડ" પાતળો અને સાદો હોવો જોઇએ. જાડો "કાર્ડ" નઠારો શોખ બતલાવેછે. ચળકતા "કાર્ડ" કદીપણ વાપરવા નહીં. "કાર્ડ" ઘણો સફાઇદાર હોવો જોઇએ. મેલા "કાર્ડ" વાપરનાર કદીપણ ગૃહસ્થતરીકે ઓળખાતો નથી. "કાર્ડ" થોડી પોહોળાઇનો

હોવો જોઇએ. એક ગૃહસ્થનાં "કાર્ડ"નું કદ નિચ્ચે આપેલા "કાર્ડ-" નાંજેટલું હોવું જોઇએ. તેઉપરનું નામ વચ્ચોવચમાં છાપવું જોઇએ, જેમકે "મિ૦ સ્મિથ," અથવા જો પોતાના બાપ કે ભાઇથી પોતાને ઓળખાવવું હોય, તો "મિ૦ ફ્રાન્સિસ સ્મિથ" કરી હોયછે.

*Mr. Francis Smith.*

પોતાનાં નામઆગળ "મિ૦," "મિસિસ," કે "મિસ" મુકવાને-બદલે માત્ર નામજ રાખવું, એમાં કેટલાક મોટી ભુલ ગણેછે, અને તે વાપરવાનો શોખ સારો નથી એમ જણાવેછે. તેમ વળી કેટલાક "મિ૦," "મિસિસ," કે "મિસ" પોતાનાં નામઆગળ રાખતાં નથી. આ પાછળી રીત "યુરોપ"ના અંદરના ભાગોમાંહે વપરાતી હોવાથી તે ઇંગ્રેજી મંડળીઓમાં દાખલ થઇછે. તોપે નામઆગળ "મિ૦," "મિસિસ," કે "મિસ" મુકવું કે નહીં, એબાબે મોટો મતફેર ચાલેછે, અને જેને જેમ ઠીક લાગેછે, તેમ કરેછે.

માનસૂચક પદવીનેલગતા કોઇપણ ખેતાબો "કાર્ડ" ઉપર કદીપણ લખવામાં કે છપાવવામાં આવતા નથી, જેમકે "ડૉક્ટર આવ લૉ" (D. L.), "ક્વિન્સ કાઉન્સલ" (K. C.), "મેમ્બર આવ પારલ્યા-મેન્ટ" (M. P.), "નાઇટ કમાન્ડર આવ ધ બાથ" (K. C. B.), "ડૉક્ટર આવ મેડિસિન" (M. D.), ઇત્યાદિ. લશ્કરી કે ધંધાનેલગના ખેતાબો અચીત કરીને તે ધરાવનાર પુરૂષનાં નામનીઆગમચ વપરાયછે, અને અલબત્તાં તે વાપરવામાં કશી અડચણ નથી, જેમકે "કરનલ સ્મિથ," "કૅપટન સ્મિથ," "રેવરંડ એચ. સ્મિથ," "ડા૦ સ્મિથ," ઇત્યાદિ.

બીજા ખેતાબોમાં "ધ ઑનરેબલ"નોજ[1] માત્ર એક ખેતાબ "કાર્ડ" ઉપર લખાતો નથી. તેસિવાય બીજા સઘળા અમીરી ખેતાબો લખી શકાયછે. દાખલાતરીકે "ધ ઑનરેબલ હેન્રી સ્મિથ"ના "કાર્ડ" ઉપર માત્ર "મિ૦ હેન્રી સ્મિથ"જ છાપવામાં આવેછે, અને "ધ ઑનરેબલ" શબ્દો છોડી દેવામાં આવેછે.

એક પરણેલી બાનુ પોતાના વરની સંસારી પદવી પોતાના "કાર્ડ" ઉપર લખી શકેછે, પણ હોદ્દાનેલગતો ખેતાબ કે પદવી તેણીથી પોતાના "કાર્ડ" ઉપર મુકી શકાતાં નથી, જેમકે એક "જનરલ," કે "ઍડમિરલ," કે "કરનલ"ની બાનુ પોતાના "કાર્ડ" ઉપર "મિસિસ જનરલ ક," કે "મિસિસ ઍડમિરલ ખ," કે "મિસિસ કરનલ ચ," એપ્રમાણે મુકી શકતી નથી, પણ તેનેબદલે ફક્ત "મિસિસ ક," "મિસિસ ખ," કે "મિસિસ ચ" કરીનેજ મુકી શકેછે.

"નાઇટ," "બૅરૉનેટ" કે બીજી ઉમરાવી પદવીના ગૃહસ્થની બાનુ પોતાના વરની પદવી પોતાના "કાર્ડ" ઉપર મુકી શકેછે, જેમકે "લેડી——," "બૅરૉનેસ——," "ડચેસ——," ઇત્યાદિ.

એક "બૅરૉનેટ," અને એક "નાઇટ"ના "કાર્ડ" ઉપર માત્ર "સર" લખાયછે, જેમકે "સર જ્યૉર્જ સ્મિથ." એક ગૃહસ્થનું ઠેકાણું તેના "કાર્ડ"નાં ડાબાં ખુણાંમાં નિચ્ચે ઝીણે અક્ષરે છાપવામાં આવેછે, જેમકે:—

*Mr. Francis Smith.*

*Frere Road,*
*Eastern Boulevard.*

[1] અત્રે જણાવવાની અગત્યછે, કે "ધ ઑનરેબલ" નો ખેતાબ અમીરી ખેતાબવાળા ગ્રહસ્થોના બેટા તથા બેટીઓથીજ વપરાયછે, તેમાં અને "ઑનરેબલ મિ૦" ના ખેતાબમાં ઘણો તફાવતછે, અને તેટલામાટે સાધારણ "ઑનરેબલ મિ૦" ના ખેતાબવાળાને માત્ર "ધ ઑનરેબલ" જ કરી લખી શકાતું નથી.

કામકાજમાં વપરાતા "કાર્ડ" ઉપર માનપૂર્વક પદવી કે હોદ્દો લખી શકાયછે, પણ ખાનગી મુલાકાતવેળા તો પોતાનું નામજ માત્ર હોવું જોઇએછે.

ગૃહસ્થનો "કાર્ડ" બાનુના "કાર્ડ" કરતાં લગભગ અર્ધા કદનો હોયછે.

અગરજો તે કોઇ "કલબ"નો સભાસદ હોય. તો તે "કલબ"નું નામ "કાર્ડ"ની જમણી બાજુનાં ખુણાંમાં છાપવાનો ચાલછે. લશ્કરી અમલદાર પોતાની "કલબ"નું નામ હેકાણાંનેબદલે ડાબી બાજુનાં ખુણાંમાં અને પોતાની "રેજીમેંટ"નું નામ, વગેરે જમણી બાજુનાં ખુણાંમાં છપાવેછે.

"કાર્ડ" ન્હાના, અને ત્રાંબાંની "પ્લેટ" ઉપરથી[1] છાપેલા અક્ષરોમાં હોવા જોઇએ. "ઓલ્ડ ઇંગ્લિશ" અક્ષરોમાં (આવા Mr. Brown) "કાર્ડ" છપાવવાની રીત હવે જુની થઇ ગઇછે, અને હવે એવા અક્ષરોમાં "કાર્ડો" કવચિતજ છપાવવામાં આવેછે, તેમજ "ગૉથિક" (આવા MR. BROWN), કે "રોમન" (આવા MR. BROWN) ઢીબાંમાં નામ છપાવવાનેબદલે સાદા "ઇટાલિયન" (આવા *Mr. Brown*) ઢીબાંમાં નામ છપાવવું જોઇએછે. નામના અક્ષરો જેમ બનેએમ સાદા. અને બનતાંસુધી કોઇપણ જાતના શણગારવિનાના હોવા જોઇએ. તેઉપરનું નામ કાળી શાહીમાં છાપેલું હોવું જોઇએ. રંગીન કે સોનેરી શાહીમાં છાપેલા "કાર્ડો" તે વાપરનારનો નઠારો શોખ દેખાડેછે.

"કાર્ડો" છાપેલાજ હોવા જોઇએ, અને હાથે લખેલા હોવા ન જોઇએ. કોઇ મોટા વિદ્વાન, કે કોઇ નામીચો અને જાણીતો આસામી પોતાના "કાર્ડો" હાથે લખે, તો ચાલે, કેમકે તેની સહી એક અજાએબીતરીકે રાખવામાં આવેછે. પણ સાધારણ ધણીએ તેમ કરવું, એ માત્ર હસી કાઢવાજોગછે, કારણકે તેઉપરથી એમ જણાયછે, કે તે પણ પોતાને નામીચાં માણસમાં ખપાવવાને ઇચ્છેછે. નામદાર શાહનશાહબાનુ, કે મર્હુમ મિ૰ ગ્લાડસ્ટનજેવો મહાન પુરૂષ, યા મર્હુમ લૉર્ડ ટેનીસનજેવો રાજ્યકવિ જો પોતાનો "કાર્ડ" હાથે લખીને વાપરે, તો બરાબરછે, પણ તેનેબદલે કોઇ મેરી જોન્સજેવી બાનુ, કે જૉન સ્મિથ પુરૂષ જો એમ કરે, તો તેની કશી કીમત ગણાય નહીં, એટલુંજ નહીં, પણ ઉલટી તેઓની હાંસી થાયછે.

જેઓ શોગમાં હોય, તેઓએ પોતાના "કાર્ડ"નીઆસપાસ કાળી કેનારી રાખવી જોઇએછે.

---

1 Copper-plate. કોપર-પ્લેટ.

મુલાકાતે જતીવેળાના "કાર્ડો" કદીપણ ટપાલમારફતે મોકલવા નહીં, એમ કરવાથી વિવેકનું અજ્ઞાનપણું જણાયછે. "કાર્ડો" હંમેશાં પોતે જાતે જઇને મુકી આવવા જોઇએછે. પણ કોઇવેળા જો કોઇ તમારો અતિ જાની મિત્ર તેજ તમારા ઓળખાણવાળાને ત્યાં પોતાનો "કાર્ડ" મુકવા જતો હોય, તો તે તમારીતરફથી તમારો "કાર્ડ" પણ મુકી આવી શકેછે. તેજપ્રમાણે એક લશ્કરી અમલદારનો બીજો લશ્કરી અમલદાર મિત્ર પણ કરી શકેછે, તોપે એવીરીતે બીજાનીમારફતે "કાર્ડ" મોકલવાની રીત બનતાંસુધી કાયદાસર ગણાતી નથી, પણ જ્યાં વખ્ત ઘણો થોડો હોય, કે સામી બાજુવાળાઓનું રહેવાનું ઠેકાણું ઘણે મોટે છેટે હોય, તોજ આપ્રમાણે બીજા મિત્રપાસે અગવડનીવેળાએ "કાર્ડ" મોકલવાનું માફ થઇ શકેછે.

કોઇ નવા ઓળખાણવાળાને ત્યાંની એક પરણેલી બાનુનેમાટે, અથવા ઘરધણિયાણીનેમાટે એક ગૃહસ્થથી પોતાનો "કાર્ડ" મુકી અવાતો નથી, પછી તેઓસાથે તેને એક ખાનાંની, નાચની, ખાનગી યા ઝાહેર મજલેસમાં, અથવા હરકોઇ બીજે ઠેકાણે ઓળખાણ કરાવવામાં આવી હોય, અથવા તેનીતરફ તેણી ગમેએટલી માયાથી અને ઘરવટથી વર્ત્તી હોય, તોયેપણ તેણીનેમાટે "કાર્ડ" મુકી આવી શકાતો નથી. પણ જો તેણી ખાખસુસ તેને મુલાકાતે આવવાને અર્ઝ કરે, અથવા સમજી જવાય એવીરીતે અસેમસે જણાવે, કે તેની મુલાકાત તેણીને ઘણીજ પસંદ પડતી થઇ પડશે, તોપછી તેમ કરવામાં કશું વાંધાજેવું નથી. થોડી ઓળખાણ થવાપછી એક બાનુનેમાટે કદીપણ "કાર્ડ" મુકી અવાતો નથી, એ સારીપેઠે યાદ રાખવું. અગરજો તે બાઇની મર્ઝી તેને તેડવાની હશે, તો તે જણાવવામાટે તેણી કાંઇ નમ્રતાભર્યો એશારો કરશે, જેમકે "અમો પાછાં ફલાણે ઠેકાણે આવ્યે, ત્યારે તમોને ત્યાં ફરીથી મળવાને ઘણાં ખુશી થઇશું," "જો તમો અમોને મળવા ઇચ્છો, તો અમો હંમેશાં પાંચ વાગતે ઘરમાં મળીશું," ઇત્યાદિ.

એક ગૃહસ્થે એક જવાન બાનુસાથે ઓળખાણ થવાપછી તેણીનેમાટે "કાર્ડ" મુકી આવવો નહીં, સિવાય કે તેણીની માતા, અથવા હરકોઇ બીજી વડી બાનુ, કે જેણીના તાબામાં તેણી રહેતી હોય, તેણી તે જવાન બાનુને તે ગૃહસ્થસાથે ઓળખાણ વધારવામાટે ઉપર જણાવ્યાપ્રમાણે તક અને ઉત્તેજન આપે, પણ એવી તક કે છુટ તે જવાન બાનુએ પોતે લેવા કરતાં જે વડી બાનુના તાબામાં તેણી હોય તેણીનીમારફતે કે પોતાની

માનાનીમારફતે લેવી સારીછે, એક ગૃહસ્થે પોતે મ્હોંડે ચઢીને મુલાકાતે આવવામાટે ફરજ દેખાડવી એ ઘણુંજ હલકાઇભર્યુંછે.

અગરજો એક ગૃહસ્થને હરકોઇ જાતની મજલેસનું નોતરૂં કરવામાં આવ્યું હોય, અને તે નોતરૂં તેણે કબુલ કર્યું હોય કે ન હોય, તોયે તે મજલેસને બીજેજ દીને, અથવા જો બીજેજ દીને ન બની શકે, તો એક અઠવાડિયાંનીઅંદર ઝરૂર તેણે ઘરધણિયાણી અને ઘરધણીનેમાટે મળી બે "કાર્ડ" તેઓને ત્યાં મુકી આવવા જોઇએછે. પછી તે ત્યાં ગયો હોય કે ન હોય. તોયે તેને બોલાવીને જે માન આપ્યું, તેમાટે પોતાની સભ્યતા તેને દેખાડવી યોગ્યછે.

અગરજો ખાનાંની મજલેસમાં બોલાવ્યામાં આવ્યો હોય, ત્યારે તો બીજે દીને માત્ર "કાર્ડ" મુકી આવવાકરતાં યજમાનાની મુલાકાતે જવાથી વધારે સારૂં લાગેછે, કેમકે ખાનાંની મજલેસનું નોતરૂં વધારે નઝદીકની ઓળખાણ તથા વધારે મિત્રાઇ બતલાવેછે. પણ જો તમો મુલાકાતે જાઓ, અને યજમાના ઘરમાં ન મળે, તોપછી રીતિપ્રમાણે "કાર્ડ" મુકી આવવામાં કશી અડચણ નથી.

અગરજો ઓળખાણ નવીજ થયેલી હોય, તો મજલેસનો દહાડો વિત્યાકેડે બીજેજ દીને, પણ જો લાંબા વખતની ઓળખાણ હોય, તો એક અઠવાડિયાંની અથવા દશ દિવસનીઅંદર પોતાનો "કાર્ડ" મુકી આવવો જોઇએછે, પણ જેમ જલ્દીથી તે મુકવામાં આવે, તેમ વધારે સભ્યતાભરેલું લાગેછે. અગરજો એક કુંવારો ગૃહસ્થ નોતરૂ કરે તો તેનેમાટે પણ ઉપલીજરીતે "કાર્ડ" મુકી આવવો જોઇએછે. તોયે પ્રાણમિત્રોની બાબતમાં મંડળીનો કાયદો ઘણો કઠણ નથી, અને તેટલામાટે જો એકાદ યજમાનમિત્રનેમાટે કદાચ તેનો મેહમાનમિત્ર "કાર્ડ" ન મુકી આવે, તો ચાલી શકેછે. વિવેકકરતાં મિત્રાઇ વધુ મોટો દરજ્જો ધરાવેછે. બે ગૃહસ્થોવચ્ચે "કાર્ડ" મુકી આવવાની બાબતમાં થોડોજ વિવેક હોયછે. અગરજો તેઓવચ્ચે વધારે ઓળખાણ હોયછે, તો ઘણુંકરીને બહાર તેઓનું એકબીજાસાથે વારંવાર મળવું થાયછે, અને તેટલામાટે "કાર્ડ" મુકવાની અગત્ય ઓછી થાયછે. અલબતાં, જો એક ગૃહસ્થ પોતાના એકાદ મિત્રને મળવા ગયો હોય, અને ત્યાં તેનો મેળાપ ન થાય, તો વિવેકની રીત સાચવવાકરતાં, તેને તે મળવા આવ્યો હતો, એમ માત્ર જણાવવાની મતલબથી જો તે "કાર્ડ" મુકી આવે, તો તે કુદરતીછે.

અગરજો બે ગૃહસ્થોવચ્ચે થોડીજ ઓળખાણ હોય, અને જો તેઓ

એકજ મંડળમાં ફરનારા ન હોય, અથવા તેઓવચ્ચે વારંવાર મુલાકાત થતી ન હોય, અને તેટલામાટે જો તેઓ એકબીજાને ત્યાં "કાર્ડ" મુકી આવે, તો તે બરાબરછે.

અગરજો ઉતરતી પદવીનો ગૃહસ્થ ઉંચી પદવીના ગૃહસ્થને ત્યાં "કાર્ડ" મુકી આવે, તો તેથી એમ જણાયછે, કે તે ઓળખાણ વધારવાને ખંતીછે; અગરજો એક ઉંચી પદવીનો ગૃહસ્થ પોતાનાકરતાં ઉતરતી પદવીના ગૃહસ્થને ત્યાં "કાર્ડ" મુકી આવે, તો તેથી એમ જણાયછે, કે તે તેની ઓળખાણ પસંદ કરેછે; પણ જો બંધે સરખી પદવીના હોય, તો ગમે તે એક પેહેલાં મુકી આવે, તેની ચિંતા નહીં.

અગરજો એકાદ નવાં કુટુંબસાથે તમોને ઓળખાણ થઇ હોય, અને જો તમોને તેઓ તેજ વર્ષમાં એકાદ વખ્ત પોતાને ત્યાંની મજ્લેસમાં નોતરે, તો તે આખાં વર્ષમાં તમારે તેઓને ત્યાં "કાર્ડ" મુકી આવવાની ફર્ઝછે, પછી તેજ વર્ષમાં કદાચ તેઓ બીજી મજ્લેસ મેળવે, અને ત્યાં તમોને નહીં નોતરે તોપણ. અગરજો બીજે વર્ષે પણ તમોને એવી મજ્લેસમાં ન બોલાવે, તોપછી તમારી અને તેઓનીવચ્ચેની ઓળખાણનો છેડો આવ્યો સમજીને વધારે મુલાકાતે જવું નહીં. એવી મુલાકાત એક વર્ષમાં માત્ર ચાર બસ થશે.

આગળ જણાવ્યુંછે, તેમ મુલાકાતના "કાર્ડો" પોતે જાતેજ જઇને મુકી આવવા જોઇએછે, અને **કદીપણ ટપાલમારફતે મોકલવા નહીં,** કેમકે ગમેએવી પણ અડચણછતાં જો તેમ કરવામાં આવે, તો મોટો અવિવેક કીધેલો ગણાયછે.

તમો "કાર્ડ" મુકવા જાઓ, અને તેવેળા સામા ધણીનો જે નોકર તમારો "કાર્ડ" લેવા હાઝર થાય, તેને કુટુંબની તનદરોસ્તીવિષે ખબર પુછવાને ભુલશો માં.

ચોકસ બાબતમાંજ એક નોકર પોતાની બાઇનીતરફથી "કાર્ડ" મુકી આવી શકેછે, પણ તેમ પણ વારંવાર કરવામાં આવતું નથી. "લાંબુ છેટું," "ખરાબ હવા," "અગત્યની રોકાણ," અથવા "માંદગી," ઇત્યાદિ કારણોનેમાટે કદાચ પોતાનો "કાર્ડ" પોતાના નોકરસાથે મોકલી શકાય, જોકે વિવેક તો તે બાનુને પોતાનેજ "કાર્ડ" મુકવા જવાની ભલામણ કરેછે.

મોટી ઓળખાણપીછાણવાળી એક બાનુ પોતાને ત્યાં આપવામાં આવેલી મુલાકાતોની એક નોંધ રાખેછે, જેમાં પોતાનાં ક્યાં ઓળખાણ-

વાળાઓ તેણીનેમાટે કયે દહાડે "કાર્ડ" મુકી ગયાં હતાં, અને તેઓને-માટે તેણી પોતે પાછા "કાર્ડ" કયારે મુકી આવી હતી, ઇત્યાદિ બાબતો નોંધી રાખવામાં આવેછે.

એક બાનુના મુલાકાતના "કાર્ડ" ઉપરનું નામ ત્રાંબાંની "પ્લેટ-" ઉપર કોતરેલા ન્હાના અક્ષરોઉપરથી છાપેલું, તથા કોઇપણ જાતના શણ-ગારવિનાનું હોવું જોઇએ. "ઓલ્ડ ઇંગ્લિશ" અક્ષરોમાં તે છપાવવામાં આવતું નથી. "કાર્ડ" પાતળો હોવો જોઇએ, તથા તે ચળકતો હોવો ન જોઇએ. તેની લંબાઇ ૩।। ઇંચની, અને પોહોળાઇ ૨।। ઇંચની હોયછે. તેણીનું નામ "કાર્ડ"ની બરાબર વચ્ચે, અને તેણીની રહેવાની જગ્યા ડાબી બાજુનાં ખુણાંમાં નિચ્ચે છાપેલી હોવી જોઇએછે. અગરજો તેણી બે જગ્યાઓઉપર રહેતી હોય, તો તે બીજું ઠેકાણું જમણી બાજુનાં ખુણાંમાં જણાવવામાં આવેછે. અગરજો તે બીજું ઠેકાણું માત્ર થોડાજ વખ્તનેમાટે હોય, તો ત્યાં છાપવાનેબદલે હાથે લખવામાં આવેછે.

"લંડન"નાં ઉંચે વાંધેનાં લોકોમાં હમણાં એકજ "કાર્ડ"ઉપર ધણી ધણિયાણીનું નામ સાથે છાપવાનો ચાલ જતો રહ્યોછે. તોયેપણ હજી ઘણે ઠેકાણે એકજ "કાર્ડ"ઉપર બંધે નામો સાથે છાપવામાં આવેછે, તો જોકે તેમ કરવાછતાં ધણીનાં નામના તથા ધણિયાણીને નામના જુદા-જુદા "કાર્ડો" પણ રાખવા પડેછે.

જવાન બાનુઓને પોતાનાં નામના જુદા "કાર્ડો" રાખવાનો વિવેક નથી. તેણી પોતાની માતાનાં નામના "કાર્ડ"નીઉપરજ તેણીનાં નામની-નિચ્ચે પોતાનું નામ છપાવેછે, અને ત્યાં પોતાનાં નામનીઆગળ "મિસ" બોલ મુકેછે. અગરજો મા મરણ પામી હોયછે, તો બાનુઓના વાપરવાના મોટા "કાર્ડ"ઉપર પોતાના પિતાનું નામ છપાવી તેનીનિચ્ચે ઉપર જણા-વ્યાપ્રમાણે પોતાનું નામ છપાવેછે. પણ પોતાના પિતાનું નામ વાપરવું પડેછે, તે કારણમાટે ગૃહસ્થોને વાપરવાના ન્હાનાં કદના "કાર્ડ" તેણીથી વાપરી શકાતા નથી. એજ રીત એકલાં વસ્તાં ભાઇ અને બેહેનને પણ લાગુ પડેછે.

અગરજો એક જવાન બાનુને તેણીની કોઇ સગી કે સહી મંડળીમાં ભેળવામાટે સાથે લઇ ફેરવેછે, તો તેણીના "કાર્ડ"ઉપરજ સિસાપેનથી તે જવાન બાનુ પોતાનું નામ લખીને તે વાપરેછે.

ચોકસ મોટી ઉમરે પુગવાપછી એક બાનુ કુંવારી હોવાછતાં પોતાનાં નામનો જુદો "કાર્ડ" વાપરી શકેછે.

અગરજો એક બાનુ ગાડીમાં બેસીને મુલાકાતે જાયછે, તો તેવીવેળા તેણીનીસાથે તેણીનો ધણી કદાચજ જાયછે. ઘણુંકરીને તેણી એવીવેળા પોતાનીસાથે પોતાનો પુરૂપનૌકર રાખેછે, જે ઉતરીને ખબર કાહાડેછે, કે "ઘરધણિયાણી ઘરમાં છે કે નહીં?" અગરજો તેણી ઘરમાં ન હોય, તો મુલાકાતે જનારી બાનુ પોતાના નૌકરને ત્રણ "કાર્ડો" આપેછે; એક પોતાનીતરફથી અને બે પોતાના ધણીતરફથી; પણ જો તેણીના ધણીનું નામ તેજ "કાર્ડ"ઉપર સાથે છાપેલું હોયછે, જેમકે "મિ૰ અને મિસિસ સ્મિથ," ત્યારેતો ધણીનીતરફથી માત્ર એકજ "કાર્ડ" આપવામાં આવેછે. તો જોકે ઘરધણિયાણીનેમાટે પોતાનાં નામનો જુદો "કાર્ડ" તો મુકવોજ પડેછે, કેમકે એક બાનુ બીજી બાનુનેમાટે પોતાનો "કાર્ડ" મુકી આવી શકેછે, અને એક ગૃહસ્થ પોતાનો "કાર્ડ" ધણી અને ધણિયાણી બંધેને-માટે મુકી આવી શકેછે.

મુલાકાતે જનાર બાનુનીસાથે આવેલો પુરૂપનૌકર પોતાની બાઇતરફથી "કાર્ડો" ઘરધણિયાણીનો જે નૌકર ઉતર આપવામાટે આવેછે, તેને આપેછે, જે પોતાના હાથમાં આ "કાર્ડો" જ્યાંસુધી મુલાકાતે આવનારી બાનુ ગાડી હાંકી જાય, ત્યાંસુધી પકડી રાખેછે.

અગરજો એક બાનુ ખરેખર મુલાકાતે આવી ન હોય, પણ માત્ર "કાર્ડ" મુકવાજ આવી હોયછે, તો તેણી પોતાના નૌકરને ઉપર જણા-વ્યાપ્રમાણે ત્રણ "કાર્ડો" આપેછે, અને જણાવેછે, કે "મિસિસ——— નેમાટે," અને પછી તેણીનો નૌકર સામા ધણીના નૌકરને તેજપ્રમાણે "મિસિસ———નેમાટે" કરી પાછું બોલીને તે "કાર્ડો" આપેછે. એમ કરવાનેલીધે કશી ભૂલ થવાનો સંભવ રહેતો નથી.

અગરજો મુલાકાતે જનારી બાનુને જેણીને ત્યાં તેણી મુલાકાતે ગઇ હોય, તેણીનીસાથે વધુ પીછાણ હોયછે, તો તેની પુછેછે, કે "મિસિસ——— ઘરમાંછે?" અને જો તેણી ઘરમાં હોયછે, તો ત્યાંથી પાછાં ફરવાઆગમચ પોતાના ધણીને નામના બે "કાર્ડો" દીવાનખાનાંની "ટેબ્લ"ઉપર જલ્દી દેખાઇ આવે એવી જગ્યાએ મુકી આવેછે. તેણી "કાર્ડ" મુકવાની ટો-પલીમાં[1] તે "કાર્ડો" મુકતી નથી, અથવા ઘરધણી ઘરમાં હોય, અને

---

[1] Card-basket. "કાર્ડ-બાસ્કેટ."

*Mrs. Elliott Smith.*

એક બાનુના "કાર્ડ"નું કદ.

તેણીને નમ્રતાસાથે તે ગાડીસુધી મુકવા આવે, તોપણ તેને તેણી તે આપતી નથી, અથવા ઘરધણિયાણીને આપતી નથી, કેમકે તેમ કરવું બોરૂં ગણાયછે; પણ દીવાનખાનાંમાં તેણી ખાનગીરીતે એકાદ નોકરપુરૂષને આપેછે, અથવા ગાડીમાં બેઠાપછી તેણીના પોતાના નોકરપાસે અંદર મોકલેછે, કહીને કે "મિ૦ અને મિસિસ———નેમાટે." અગરજો તેણીએ પોતે ઘરધણિયાણીની મુલાકાત લીધી હોયછે, તોપછી તેણી પોતાનો "કાર્ડ" દીવાનખાનાંની "ટેબલ"ઉપર કદીપણ મુકી શકતી નથી, કેમકે મળવાપછી તેમ કરવાની કશી અગત્ય રહેતી નથી. એવીવેળા માત્ર પોતાના ધણીનાંજ નામના બે "કાર્ડો" મુકી આવી શકેછે, જેમાંનો એક ઘરધણીનેમાટે અને બીજો ઘરધણિયાણીનેમાટે હોયછે.

અગરજો મુલાકાતે જનારી બાનુનીસાથે તેણીનો વર હોયછે, અને જો સામી બાજુની ઘરધણિયાણીની મુલાકાત તેણીનાં ઘરમાં થાયછે, તો પછી વર સામી બાનુના વરનેમાટે પોતાનો એક "કાર્ડ" મુકી આવેછે; પણ જો ઘરધણીની પોતાની પણ ઘરમાં મુલાકાત થાયછે, ત્યારે એકપણ "કાર્ડ" મુકવાની અગત્ય રહેતી નથી.

અગરજો ઘરધણિયાણીની એક કે વધુ બેટીઓ પણ હોયછે, ત્યારે મુલાકાતે આવનારી બાનુ "કાર્ડ" મુકી જતીવેળા "કાર્ડ"ની જમણી બાજુનો છેડો વાળેછે; પણ જો તેણીને ગમેતો ઘરધણિયાણીને તથા દરેક

બેટીનેમાટે છુટાછુટા "કાર્ડો" મુકી આવે. ગમેએમ કરે તેની ચિંતા નહીં, પણ જો બેટીઓ જવાન હોયછે, તો ઘણુંકરીને "કાર્ડ"નો છેડો વાળવામાંજ આવેછે. એમ "કાર્ડ"નો છેડો વાળવાથી એમ જણાયછે, કે તે **ઘરધણિયાણી તથા કુટુંબની સર્વે બાનુઓનેમાટેછે.** પારકાં દેશથી મુલાકાતે આવનારાંઓ પોતાના "કાર્ડ"નું ખુણું ઉપર જણાવ્યાપ્રમાણે વાળવાનેબદલે જમણી બાજુની આખી કોર વાળેછે, પણ તેમ કરવાની મતલબ તથા છેડો વાળવાની મતલબ તો એકજછે.

અગરજો ઘરધણીને બેટો કે બેટા હોયછે, તો મુલાકાતે આવનારી બાનુ પોતાના વરને નામના "કાર્ડો" તેઓનેમાટે મુકી આવેછે, પણ તેણીથી પોતાના વરને નામના "કાર્ડો" બેટીઓનેમાટે, તેમજ પોતાને નામના "કાર્ડો" બેટાઓનેમાટે મુકી આવી શકાતા નથી. યાદ રાખવું, કે કુટુંબના જે માણસોની મુલાકાત થઇ હોય, તેઓનેમાટે પાછા "કાર્ડો" મુકી અવાય નહીં.

તમારે ત્યાં કોઇ "કાર્ડ" મુકી ગયું હોય, તો તેનો પાછો ઉત્તર વાળવામાટે એક અઠવાડિયાંમાં, કે ઘણુંતો દશ દિવસમાં તમારે પાછો "કાર્ડ" તેને ત્યાં મુકી આવવો જોઇએછે, પણ એકજ અઠવાડિયાંનીઅંદર તે મુકી આવો, તો તે વધારે સભ્યતાભર્યું ગણાયછે.

અગરજો તમારી **મુલાકાતે** કોઇ આવ્યું હોય, તો તમારી પણ ફર્જછે, કે તમોએ પણ **મુલાકાતેજ** જવું; અગર "**કાર્ડ**" **મુકવામાં** આવ્યો હોય, તો તમારે પણ "**કાર્ડ**"**જ મુકી** આવવો, અને નહીં કે જો **મુલાકાતે** આવ્યું હોય, તો "**કાર્ડ**" **મુકી** આવવો, અને "**કાર્ડ**" **મુકવામાં** આવ્યો હોય, તો **મુલાકાતે** જવું. આ બાબતમાં બાનુઓ ઘણી ચોકસ રહેછે.

અગરજો એક ઉંચી પદવીની બાનુને ત્યાં ઉતરતી પદવીની બીજી બાનુ માત્ર "કાર્ડ" મુકી આવી હોય, તોપણ તે ઉંચી પદવીવાળી બાનુ તે "કાર્ડ"નો પાછો ઉત્તર "કાર્ડ"થીજ વાળવાનેબદલે મુલાકાતથી વાળે, તો તે વિવેકનીરીતે બની શકેએવુંછે, અને તેમાં ઉતરતી પદવીની બાનુને ખાસ માન આપવાબરાબર ગણવામાં આવેછે; પણ જો ઉતરતી પદવીવાળી બાનુ મુલાકાતે ગઇ હોય, અને તેનેબદલે ઉંચી પદવીવાળી બાનુ માત્ર "કાર્ડ"જ મુકી આવે, તો સમજવામાં આવેછે, કે પેહેલીની ઓળખાણ ઘણી નજીવી ગણવામાં આવીછે. અગરજો એક ઉતરતી પદવીવાળી

બાનુને ત્યાં તેણીનાંકરતાં ઉંચી પદવીવાળી બાનુ માત્ર "કાર્ડ" મુકી આવી હોય, અને તેનેબદલે જો તે ઉતરતી પદવીવાળી બાનુ પાછી મુલાકાતે જાય, તો તેમાં તેણીને ઘણું હલકું લાગેછે. એ કારણમાટે જે નોકરને "કાર્ડ" આપવામાં આવેછે, તેનેથી કાંઇ ભુલ થઇ તેથી રખેને મંડળીનો કાયદો તુટે એવી બ્હીકથી તેના સ્વાધીનમાં એક નોંધ-બુક આપવામાં આવેછે, જેમાં તે વિગતવાર સઘળું લખી લેછે, કે જેથી ગેરસમજુતી કે ભુલ થવાનો સંભવ રહે નહીં.

જે બાનુ કે ગૃહસ્થનેમાટે "કાર્ડ" મુકવામાં આવે, તેઉપર તેઓનાં નામ કદીપણ લખવામાં આવતાં નથી. એમ કરવું ઘણું ખોટું ગણાયછે; પણ જો તે ગૃહસ્થ કે બાનુ કોઇ મોટી વાશીમાં[1] રહેતાં હોય, કે જ્યાં બીજા ગૃહસ્થો અને બાનુઓ પણ હોય, તો ત્યાં મુકવામાં આવેલા "કાર્ડ" બાબે કાંઇ ભુલ ન થાય, એટલામાટે જો તેઉપર લખવામાં આવે, કે "**મિ૦ અને મિસિસ———નેમાટે**" તો તે કદાચિત ચાલી શકે. વળી તેમ પણ જો અગત્યજેવું જણાય, તોજ લખવામાં આવેછે, પણ બીજી વખ્ત એમ લખવું ઘણું હલકું અને તોછડું ગણાયછે.

એક બાનુની બીજી બાનુસાથે ખાનાંની કે એવીજ બીજી કોઇ મજલેસમાં જો ઓળખાણ થઇ હોય, તો તેટલીજ પીછાણઉપરથી તેણીથી "કાર્ડ" મુકી આવી શકાતો નથી; તેમ કરવાઆગમચ તેઓ બંનેએ મંડળીમાં વારંવાર મળવું જોઇએછે, અને ત્યારપછી તેઓ એકમેકની પીછાણ વધારવાને ખુશીછે, એમ જણાય, તો પછી "કાર્ડ" મુકી આવવામાં કશી અડચણ નથી.

"ઇંગ્લાંડ"માં, ગામડાંમાં કે પછી શેહેરમાં, ગમે તે જગ્યાએ "કાર્ડ" મુકી આવવાનો વખ્ત એકજછે, અને તે બપોરના ૨॥ થી તે સાંજના ૬॥ નીવચ્ચેનોછે. સવારના કોઇ વખ્તે કે સાંજના ૬॥ પછીથી "કાર્ડ" મુકી આવી શકાતો નથી. ત્યાં ઉંચે વર્ગની મંડળીમાં "કાર્ડ" મુકી આવવાનો વખ્ત બપોરના ૩ થી ૫ વાગતાસુધીનોછે, પણ ઉપર જણાવ્યાપ્રમાણે સકારામાં સકારો અને મોડામાં મોડો વખ્ત બપોરના ૨॥ થી તે સાંજના ૬॥ વાગતાસુધીનો ગણાયછે.

એક બાનુ બીજી બાનુની મુલાકાત માત્ર જો કામનેસરજ લેછે, અથવા કોઇ ગૃહસ્થને, જેવોકે પાદરી, વૈદ, વકીલ, ઇત્યાદિને કામસર મળવા

1 Boarding-house. બોર્ડિંગ-હાઉસ.

જાયછે, તો તેણી પોતાનો "કાર્ડ" ઘરધણી કે ઘરધણિયાણીને પોહોંચાડવામાટે નોકરને આપેછે. એવીવેળા "કાર્ડ" એમ નોકરપાસે મોકલે, તો ચાલે; પણ જો તેણી માત્ર મિત્રતરીકે મુલાકાતે આવી હોય, અને ખબર કાહાડતાં જો સાગી બાજુવાળાં ઘરમાં હોય, તો કદીપણ એક બાનુથી પોતાનો "કાર્ડ" નોકરપાસે મોકલાવી શકાતો નથી.

એક મિત્ર માંદો પડ્યો હોય, અને તેની ખબર કાહાડવા જો તમો જાઓ, તો તમોએ જાતે તેને ત્યાં જઇને "કાર્ડ" મુકી આવવો, અને ટપાલમારફતે મોકલવો નહીં. એવીવેળા એક બાનુ "કાર્ડ"ઉપર છાપેલાં પોતાનાં નામનીઉપર "**ખબર કાહાડવામાટે**" કરી લખેછે. તેસિવાય બીજું કશું વધુ તેઉપર લખી શકાતું નથી. એવીરીતે ખબર કાહાડવા આવનારાંઓનો તેઓની મમતાનેમાટે પાછો ઉપકાર માનવામાટેનાં "કાર્ડો" છાપેલા તૈયાર વેચાયછે, જે ઉપકાર માનનાર ખરીદીને તેઉપર પોતાનું નામ લખી ટપાલનીમારફતે મોકલેછે, કેમકે ઉપકાર માનનારો હજી માંદોજ હોયછે, અથવા તરતનો સાજો થયેલો હોવાછતાં તે માંદોજ ગણાયછે, માટે તેવીવેળા ટપાલમારફતે જો તે "કાર્ડો" મોકલે, તો તેમાં કશું ખોટું ગણાતું નથી. આ "કાર્ડો"ની મતલબ તે મોકલનાર માંદાં આદમીનાં સાજાં થવાની ખબર આપવામાટેનીછે, માટે જો તે માંદો ધાસ્તીભરેલી માંદગીમાં હોયછે, તો તેવેળા તેનો ઉત્તર તેનેથી વાળી શકાતો નથી. "કાર્ડો" મુકી જનારાંઓના "કાર્ડો"ના ઉત્તરો તેના સાજા થવાપછીથીજ વાળી શકાયછે, માટે જો ઢીલ થાય, તો તેમાં કશું ખોટું ગણાતું નથી; પણ જો માંદો પડેલો આદમી તેની માંદગીનીવેળા પોતાને ત્યાં ખબર કાહાડવા આવનારાંઓને ત્યા પોતે જાતે જઇને ઉપકાર પાછો વાળવાજેટલો તનદરોસ્ત થયો હોય, તો તે સાધારણરીતે વપરાતો પોતાનો "કાર્ડ" ખબર કાહાડવા આવનારને ત્યાં મુકી આવી શકે, અને તેવીવેળા તે "કાર્ડ"ઉપર "**મમતાભરેલી ખબર કાહાડવામાટે થયેલા ઉપકારનેમાટે પાછો ઉપકાર**" આપ્રમાણે પોતાનાં છાપેલાં નામનીઉપર લખીને તે મુકી આવવાની રીતિ સાધારણછે.

એક કુટુંબમાં મરણ થવાપછી તેઓને ત્યાં શોકના "કાર્ડો"[1] મોકલવાની રીત મંડળીના કાયદાથી બિલકુલ ઉલટી ગણવામાં આવેછે. આ

[1] Funeral-Cards. "ફ્યુનરલ-કાર્ડસ."

રીત અસલીછે. તેવીજરીતે ધર્મમાં દાખલ કરવાની ક્રિયાના "કાર્ડો"[૧] તથા લગ્નની ખુશહાલીમાં મોકલવામાં આવતા "કાર્ડો"[૨] મોકલવાની રીત આગળ હતી, પણ હવે તે નિકળી ગઈછે, અને હવે તે અસલી અને નિયમ-વિરૂધ ગણવામાં આવેછે. પણ જો તે મોકલવાની તમારી મરજીજ હોય, તો તે ટપાલમારફતે મોકલવા.

લગ્નનાં તેડાંના "કાર્ડો" બનેએમ સાદા, અને કશા પણ શણગાર-વિનાના હોવા જોઇએછે.

એક જગ્યાએ થોડા વખતનેસારૂ આવ્યા હોય, અથવા ત્યાંથી બીજે ગામ જઈ વસવાના હોય, ત્યારે રજા લેવામાટે છેલ્લી મુલાકાતના "કાર્ડો" ઉપર એક ખુણામાં "P. P. C." અથવા "P. D. A." કરી લખવામાં આવેછે, જે "ફ્રેન્ચ" ભાષામાં "pour prendre congé," અથવા "pour dire adieu" કરીછે, જેનો અર્થ "**રજા લેવામાટે**," અથવા "**સલામ કરવામાટે**" કરી થાયછે.

એક કુટુંબમાં કોઇનું મરણ થયું હોયછે, તો તે મિત્રોને અને ઓળખાણપીછાણવાળાઓને "કાર્ડ"નીમારફતે જણાવવામાં આવેછે. એવા-વેળા "કાર્ડ"ઉપર મરનારનું નામ, ઉમર, જન્મભૂમી. રહેવાનું ઠેકાણું, અને તેની છેલ્લી આરામગાહની જગ્યા, એટલું માત્ર જણાવવામાં આવેછે.

---

૧ Christening-Cards. "ક્રિશ્ચનીંગ-કાર્ડસ."

૨ Wedding-Cards. "વેડિંગ-કાર્ડસ."



## પ્રકરણ ૪.

# મુલાકાતે જવાવિષે.

## VISITING.

( વિઝિટિંગ. )

મુલાકાતે ઘણાં કારણોસારૂ જવામાં આવેછે. મિત્રાઇનેમાટે, કોઇ મિત્ર કે ઓળખાણવાળાંનાં કુટુંબમાં થયેલાં મરણનેસારૂ દેલાસો દેવામાટે. લગ્ન અથવા એવાંજ કોઇ બીજા ખુશહાલીભર્યાં બનાવપછી પોતાનીતરફથી ખુશી જણાવવા તથા મુબારકબાદી આપવામાટે, અથવા માત્ર કાયદાપ્રમાણે મુલાકાતબદલ મુલાકાતે જવામાં આવેછે. મુલાકાતે જવાઆવવામાં, તથા સામાંની મુલાકાત લેવામાં વખ્તનો ઘણો ભોગ આપવો પડેછે, તોયે મંડળીના સભાસદોવચ્ચે, તથા મિત્રો અને ઓળખાણપીછાણવાળાંઓવચ્ચે સારી લાગણી અને મિત્રાઇ, ભાઇચારો અને એકસંપી જાળવી રાખવા તથા વધારવામાટે મુલાકાતે જવુંઆવવું એક ઘણું અગત્યનું સાધનછે, અને હંમણાંનાંજેવા સુધરેલા વખ્તમાં તે અવસ્યનુંછે, માટે મુલાકાતે જવાઆવવાની રીત સંભાળથી ચાલુ રાખવાની વધારે અગત્ય જણાયછે.

પ્રથમ રીતસરની મુલાકાતો લેવામાં આવેછે, જે જોકે મિત્રાઇનેમાટે લેવામાં આવતી મુલાકાતમાં ભેળાઇને તેજપ્રમાણે ગણાયછે, તોયે એક મિત્રને ત્યાં જમી આવ્યાપછી રીતસરની મુલાકાતે જવાની ફર્ઝ પડેછે, તો જોકે ઘણુંકરીને ધંધાદારીઓથી એવી જાતની મુલાકાતે પોતાના ધંધાની રોકાણનેલીધે જઇ શકાતું નથી, અને તેટલામાટે તેઓનેજ માત્ર તેમ ન કરવામાટે માફ થઇ શકેછે.

એવી રીતસરની મુલાકાત ઘણીજ ટુંકી હોવી જોઇએછે, અને તે હરકોઇ ખાનાંને વખ્તે આપવાને બનતાંસુધી અખાડ કરવા જોઇએછે,

સિવાયકે તેમ કરવાને તમોને ખાસ અર્જ કર્યામાં આવી હોય. એવી વખ્તે મુલાકાતે જનાર ધણી સામા ધણીનાં દેલમાં એક બીજાજેવો થઇ પડેછે. અને તે કારણસાર ખરાં દેલથી તેને આવકાર આપવામાં ઘરધણી તથા ઘરધણિયાણી જો કદાચ પછાત પડે, તો તે સ્વભાવિકછે. એક ઘરધણિયાણી પોતાનાં બાળગોપાળોસાથે બેસીને ભોજન કરતી હોય, તેવેળા એવી કંટાળાભરેલી મુલાકાતો તેણીને ખુશ લાગતી નથી; માટે બનેતો તેઓનો જમવાનો વખ્ત આગમચથી જાણી લેવો, અને તે ચુકવીને મુલાકાતે જવું. એકવાર તે વખ્ત જાણી લીધો, કે ફરીથી ખબર કાહાડવાની જરૂર પડશે નહીં. એટલામાટે થોડી યાદદાસ્તશક્તિ તમોને ધરાવવી જોઇએછે.

ઘણાંમાંઘણો અર્ધો કલાક એવી મુલાકાતસારૂ પુરતોછે.

પાળેલું કુતરૂં મુલાકાતનીવેળા સાથે લઇ જવામાં આવતું નથી. કદાચ તેના પગ ગલીચ હોય, અથવા તે પારકાંને દેખીને ભસવા માંડે, અથવા રમતિયાલ સ્વભાવનું હોય, તો લાગલું કોઇ બાનુના ખોળાઉપર ચઢી બેસે, કે નહીંતો ઘરધણિયાણીની "ઇઝી-ચેર"[1] કે "સોફા"[2] ઉપર લાગલું ગોઠવાઇ જાય. વળી ધણીવેળા સામા ધણીને ત્યાં પણ પાળેલી બિલાડી, કુતરૂં, કે કોઇ બીજું જાનવર હોય, તો લાગલું તેનીસાથે લઢીને ગડબડ કરી મુકે. વળી ઘણાંકોને કુતરાં, કે એવાંજ કોઇ બીજાં જાનવરોનો જાતી ધિક્કાર હોયછે. ઉપલાં અને એવાંજ બીજાં અનેક કારણોનેલીધે એક મુલાકાતે જનારે પોતાની મુલાકાતસાથે પોતાનાં જાનવરની પણ મુલાકાત સામા ધણીસાથે કરાવવાની કાંઇ અગત્ય નથી!

તેમજ વળી એક માતાએ પોતે મુલાકાતે જતીવેળા પોતાનાં બાળકોને પણ સાથે લઇ જવાં ન જોઇએ. અગરજો તેઓ ઘણુંજ તાબેદાર, ડાહ્યાં, અને વિવેકી નથી હોતાં, તો એવીરીતે સાથે લઇ જવાથી તેણીને પોતાને તેમજ ઘરધણિયાણીને બંધેને ઘણીક અડચણો ખમવી પડેછે. ઘરધણિયાણી મુલાકાતે આવનાર બાનુને કદાચ બહારથી ખુશી રાખવા, તથા અપમાન ન થાય એટલામાટે તેઓને રીઝવવાનું ડોળ ઘાલશે, પણ અંદરખાનેથી રખેને તેણીની "આલબમ"નું,[3] "ફલાવર-વાસ"નું,[4] કોઇ

[1] Easy-chair. મોટી પિઠવાળી અઢેલીને બેસવાની કુરસી.

[2] Sofa. લાંબો ગાદીવાળો બેસવાનો નીચો કોચ અથવા કુરસી.

[3] Album. તસ્વીરો રાખવાનું પુસ્તક.

[4] Flower-Vase. ફુલદાન. દીવાનખાનાંમાં શોભાનેમાટે મુકવામાં આવતાં ફુલો રાખવાનું શોભિતું વાસણ.

કીમતી ચોપડીનું, કે દીવાનખાનાંમાં શણગારનેસારૂ મુકેલી બીજી કોઇ શોભિતી અને કીમતી વસ્તુનું બાળકો સત્યાનાશ વાળે, તેની ફેકર રાખશે, અને બાળકો ઘણુંકરીને એવી નાદાની કરવાને ચુકતાં નથી. તેણી તેવિષે બોલી શકતી નથી, તથા વળી તેઓને તેમ કરતાં કેમ અટકાવવાં તેની તેણીને સમજ પડતી નથી. વળી માતા પોતે પણ એવાં ચેડાંથી લજવાયછે, અને બીયા કરેછે, કે રખેને છોકરાં કાંઇ નુકસાની કરે. વળી તેઓ ન બોલવા ઘટેતેવું કોઇવાર બોલી દેછે. ઇત્યાદિ બીજાં ઘણાં કારણોનેલીધે બાળકોને મુલાકાતનીવેળા સાથે ન લઇ જવું વધારે સલામતીભર્યું તથા વિવેકીછે, અથવા જો તેઓ ગાડીમાં સાથે આવ્યાં હોય, તો મુલાકાત પુરી થતાંસુધી તેઓને ગાડીમાંજ બેસાડી રાખવાં ઠીક પડશે. અગરજો મુલાકાતે જનારી માતાને ઘણું ન્હાનું ધાવતું બાળક હોય, અને સાથે લઇ જવાની ફર્ઝ પડે, તો ગાડીમાં આયાને સ્વાધીન કરીને ઉપર જવું, અથવા તેણીના દસ્તકમાં સાથે લાવી દીવાનખાનાંમાં ન લાવતાં, એકાદ બીજા ન્હાના ઓરડામાં થોભાવવું, પણ જો તે ભૂળકાંને મળવામાટે ઘરધણિયાણી ઘણાં પ્યારથી ખાંહેસ કરે, તો પછી દીવાનખાનાંમાં તેને લાવવાને કશી અડચણ નથી.

અગરજો મુલાકાતનીવેળા ચાલતી વાતચિત દમવગરની થઇ પડે, અને જાણે વાત કરવાજેવું કશું હોય નહીં એવીરીતે વાત ચાલે, તો બેહતર કે મુલાકાત સમાપ્ત કરી પાછું ફરવું. ઘરધણિયાણીને કદાચ ચોકસ વખ્તે કાંઇ કામ કરવાનું હોય, અને તેટલામાટે થોડીક "મિનિટો" પણ ત્યાં વધુ બેસી રહેવાથી તેણીને મોટી અડચણ ખમવી પડેછે. તોયે જાણે તમો સમજી ગયાં હોવ, કે ઘરધણિયાણી હવે તમોને ખેરવવાને ચાહેછે, માટે તમો જાવોછો, એવું બતલાવીને એકદમ ઉતાવળાં થઇ જવા ઉઠવું નહીં, પણ શાંત સ્વભાવે નમ્રતાથી જવાની રઝા માંગવી, અને એવું બતલાવવું, કે જાણે તમો જોઇએએટલો વખ્ત બેઠાંછો, માટે હવે જવું જોઇએ.

અગરજો બીજાંઓ મુલાકાતે આવ્યાંછે, એમ ઘરધણિયાણીને ખબર કરવાને તેણીનો નૌકર આવે, તો બનેએમ જલ્દી રઝા લઇ લેવી. તોપણ નવાં આવનારાંઓનેલીધે તમો જતાં હોવ, એમ દેખાડવું નહીં. તેઓ દાખલ થઇને બેસે, ત્યાંસુધી તમારે થોભવું, અને ત્યારપછી ઉઠીને ઘરધણિયાણીની રઝા માંગવી, અને બીજાં આવનારાંઓને સભ્યતાથી નમવું. એવીરીતે તમારા જવાથી ઘરધણિયાણીને માથેથી બે ટોળીઓને ખુશી રાખ-

વાનું કામ ઓછું થશે. કદાચ તેણી તમોને થોભવાને માયાથી અર્ઝ કરે, તોપણ જો એકવાર જવા ઉઠયાં, તો જવુંજ ભલું.

અગર મુલાકાતનીવેળા તમોને વખત જાણવાસારૂ તમારૂં ઘડિયાળ જોવાની અગત્ય પડે. તો તેમ કરવાઆગમચ ઘરધણિયાણીની રજા પુછવી જોઇએછે, અને "બીજુગામ કામછે." યા "મળવા જવુંછે," ઇત્યાદિ કાંઇ બહાનું કાહાડીને ઘડિઆળ જોવામાટે તેણીથી માફી ચાહાવી જોઇએછે.

અગરજો મુલાકાતે ગયાપછી જણાય, કે ઘરધણિયાણી બાહાર જવા-માટે તૈયાર થઇછે, અથવા તેણી જમવા બેસવાની તૈયારી કરેછે, તો બન-તાંસુધી ઉતાવળે મળીને જતાં રહેવું. કદાચ તેણી સભ્યતાનેખાતર વધારે વખત થોભવાની વિનંતી કરે, તોપણ કોઇ બીજી બેશકણનું બહાનું કાહાડીને ત્યાંથી નિકળી જવાથી વધારે ઠીક લાગેછે. જોકે તમો તો અજાણપણે ત્યાં ગયાં હોવ, તોપણ તમારે એમ ન બતલાવવું, કે તમો ત્યાં એક વગરતેડયાં ગયાંછો. એવીવેળા ખુશ સ્વભાવે ત્યાંથી જલ્દી રજા લેશો, તો બસ; પણ જો ઘરધણિયાણી એકલી હોય, અને તમોને ખરાબ ન લાગે, માટે પોતે અડચણ ખમતાંછતાં તમોને થોભવા જણાવે, અને તમારા જવામાટે બરા-બર દિલગીર થાય, તો વળી ફરીથી મળવાની કબુલાત આપીને ત્યાંથી જવું.

અગરજો તમો કાંઇ ખાસ કામનેસબબે એક બાનુની મુલાકાતે ગયા હોવ, તો તે બાબત ધ્યાનમાં રાખો. તમોને તક મળતાં તથા તમારી મુલાકાત ખતમ કરવાઆગમચ તે તેણીને જણાવી દેવી. પણ જો તેવેળા બીજાંઓ પણ મુલાકાતે આવેલાં હોય, તો જતીવેળા દીવાનખાનામાં જઇ એક "કાર્ડ" કે કાગઝના ટુકડાઉપર તે તમારી બાબતવિષે ટુંકજ એશા-રામાં લખી તે કોઇ નોકરમારફતે તે બાનુને મોકલી આપવું, અથવા ગમેતો મોહોંથીજ તે બાબત નોકરને જણાવવી. પણ આ દેશના નોકરો "યુરોપ"ના નોકરોકરતાં બુદ્ધિમાં ઘણાં ઓછાં હોયછે, માટે લખીનેજ જવું વધારે સલામતીભર્યું છે.

અગરજો તમારી મુલાકાતની મતલબ કોઇ બાબતવિષે મળવાબાબે આગમચથી વખત મુકરર કરવાની, કિંવા કોઇ જાતનું ઇજન રૂબરૂમાં કરવાની, ઇત્યાદિ કોઇ કારણથી હોય, અને તે તમો તમારી મુલાકાતને-દરમેઆન જણાવી ચુક્યા હોવ, છતાં જતીવેળા તે ફરીથી ખુલા શબ્દોમાં કહી જજો, કે જેથી કોઇરીતની ભૂલ થવાનો સંભવ રહે નહીં.

અગરજો તમો ગૃહસ્થ હોવ, અને મુલાકાતે જતીવેળા તમારીસાથે

૫

બીજી બાનુઓ પણ મુલાકાતે જતી હોય, તો તેઓને ઉપર લઇ જવાનું, ઘંટ વગાડવાનું, "કાર્ડો" લખવાનું, ઇત્યાદિ સર્વે કામ ગૃહસ્થતરીકે તમોએજ કરવું જોઇએછે. મકાનમાં, તેમજ દીવાનખાનાંમાં દાખલ થતીવેળા તમોએ હંમેશાં તેણીઓનીપછવાડે ચાલવું જોઇએછે. તેઓ ઘરધણિયાણીસાથે સલામ કરી રહે, ત્યાંસુધી તમોએ જરા થોભવું, અને પછીજ તમોએ તેણીને સલામઅક્રામ કરવી. સિવાયકે તમારીસાથવાળી બાનુઓ ઘરધણિયાણીથી અજાણી હોય, અને તેઓ બન્નેવચ્ચે તમોને ઓળખાણ કરાવવાની ઝરૂર હોય, તેવીવેળા તમોએ તેઓનીસાથેજ દીવાનખાનાંમાં દાખલ થવું, કિંવા તેઓ અંદર દાખલ થાય તેટલાં દરવાઝામાં હાઝર રહેવું, અને પછી તેઓનીઆગળ આવી સાથેજ દીવાનખાનાંમાં દાખલ થવામાં કશું ખોટું નથી. તોયે તમારીસાથવાળી બાનુઓ બેસે નહીં, ત્યાંસુધી તમોએ કદીપણ બેસ્વું નહીં. તેઓનેમાટે કુરસીઓ જોઇતી હોય, તો લાવી આપવી; ચોપડી જોવા માંગે, તો તે લાવી હાઝર કરવી; કામ પડે, તો ઘંટ વગાડવો; ઇત્યાદિ તેઓની દરેક સગવડ સાચવવી. એટલાજ કારણમાટે દાદરઉપરથી નિચ્ચે ઉતરતાં તેણીને તમારા હાથની મદદ આપવાને માંગણી કરવી. દાદર ચઢતીવેળા ભીંતની બાજુ બાનુને આપવી, કે જેથી તેણીને દાદરનો કટેરો પકડવાને ફાવે. પણ કોઇ વૃદ્ધ કિંવા બીમાર બાનુને ઉપર લઇ જતીવેળા હંમેશાં તમોએ એકાદ પગથિયું આગળથી ઉપર ચઢયા કરવું ઠીક થઇ પડશે.

તેમજ જો બાનુઓના હાથોમાં પડીકું, છત્રી, શાલ, ઇત્યાદિ કાંઇ હોય, તો તે તેણીઓના હાથમાંથી લઇને તેણીને ઉપર ચઢવા કે નિચ્ચે ઉતરવામાટે સગવડ કરી આપવાની ઝરૂરછે.

મુલાકાત ખતમ થતાં હંમેશાં બાનુઓએ પ્રથમ ઉઠવાની અગત્યછે, અને તેમ કરવાપછી તેણીઓ સલામઅક્રામ કરી રહે, કે પછીથી ગૃહસ્થતરીકે તમોએ તેણીઓનીપછવાડે ઓરડો છોડી જવો જોઇએછે.

અગરજો મુલાકાતે ગયાપછી જણાય, કે ઘરધણિયાણી ઘરમાં નથી, તો તમારો "કાર્ડ" ત્યાં મુકી આવવો જોઇએછે. (જુઓ "કાર્ડ.") પણ તેવેળા ઘરધણિયાણીવિષે કશું તેણીના નૌકરને પુછવું નહીં.

જીવજાન મિત્રની મુલાકાત લેતીવેળા તાઝીમતવાઝો કરવાની ઘણુંકરીને અગત્ય નથી. તોયે તેઓની મુલાકાત પણ નેમેલે વખ્તેજ લેવી જોઇએછે. જો તમારો મિત્ર કામમાં રોકાયલો હોય, પછી તે ગૃહસ્થ હોય

કે બાનુ, તો વધારે વખત તેને ત્યાં થોભવું જોઈતું નથી. સંસારી મંડ-
ળમાં, કે મિત્રોનાં મંડળમાં, કે પારકાં મંડળમાં, ગમે ત્યાં પણ વિવેકનો
કાયદો તો જાળવવોજ જોઈએછે. અગર તેપ્રમાણે ન ચાલો, તો ઘણાં
અવિવેકી અને હલકાંમા ખપશો.

તમો કયે દહાડે અને કોણની મુલાકાતે ગયાં હતાં, તેની એક ચો-
કસ નોંધ રાખવાની ઘણી અગત્યછે, કેમકે તેમ કરવાથી જો સામી બા-
જુવાળાંએ તમારી ઓળખાણ ન વધારવામાટે તમોને વળતી મુલાકાત
આપવાના અખાડા કર્યા હશે, અથવા ઘણે લાંબે વખતે આપી હશે, તો
તે નોંધબુકઉપરથી તરત જણાઈ જશે, અને તેથી તમોને પણ તેઓસા-
થની મુલાકાત બનતાંસુધી ઓછી કરવાને બની આવશે. અગર તેઓની
તે ધારણા જાણવાછતાં જો તમો અવારનવાર મુલાકાતે દોડી જયા કરશો,
તો હલકાંમાં ખપશો, અને તેઓની નજરમાં નિચ્યાં પડશો.

એક વિવેકી ઘરધણિયાણીએ પોતાની મુલાકાતે આવનારાંઓને એક
યા ઘણું તો બે "મિનિટ"થી વધુ વખત મળવાવગર દીવાનખાનાંમાં ખોટી
કરવાં નહીં, અને જો વધુ વખત થયો હોય, તો તેણીએ દીવાનખાનાંમાં
દાખલ થતાંજ તેઓથી દરગુજર ચાહાવાની તેણીની ફરજછે.

અગરજો તમો મુલાકાતે જાઓ, અને તેવેળા ઘરધણિયાણી અને
બીજી બાનુઓ દીવાનખાનાંમાં હાજર ન હોય, તો જેવાં તે લેડિ ત્યાં દા-
ખલ થાય, કે તરત તમારી જગ્યાએથી ઉઠીને ઉભા થઈ, છેક દરવાઝા-
તુલીક તેઓને ભેટવાને જજો. કોઈ ઝાહેર જગ્યાએ, કિંવા "હોટેલ"-
માં કોઈ બાનુની મુલાકાતે ગયા હોવ, તો તેણીને દાખલ થતાં દરવાઝા-
માંજ મળવાની ઘણી અગત્યછે. એવીવેળા તમારી બેઠકઉપર બેસી રહી
તેણીની અંદરસુધી આવવાની રાહ જોવી, અને પછી ઉઠી ઉભા થવું,
એનાજેવું અવિવેકી એક ગૃહસ્થનેમાટે બીજું કશું નથી.

એક સારી મંડળીમાં એક પરોણાએ બેસવામાટે કહેવાની વાર જોવી
નહીં, પણ તરત પોતાની બેઠક લેવી; પણ જો કોઈ તદનજ અજાણ્યો
ધણી હોય, તો તેને ઘરધણિયાણીએ બેસવાની અર્ઝ કરવી જોઈએછે. મુ-
લાકાતે જનાર ગૃહસ્થે ઘરધણિયાણીનાં દીવાનખાનાંમાં દાખલ થવાપછી
સર્વેથી મુખ્ય કુરસીઉપર કદીપણ બેસવું નહીં; તેમજ વળી બીજા હાથ-
ઉપર તે બાનુથી ઘણે છેટે પણ બેસવું ન જોઈએ. એક અંગ્રેજ ગૃહસ્થ
મુલાકાતનીવેળા પોતાની ટોપી પોતાના હાથમાં પકડી રાખેછે, પણ કુરસી

કે "ટેબલ"ઉપર તે મુકતો નથી, પણ જો કદાચ બંધે હાથે કામમાં લેવાની ઝરૂર પડેછે, તો તે પોતાની કુરસીનીપાસે નિચ્ચે ભોંયઉપર મુકેછે. તેમજ છત્રી, અથવા થંડી કે સર્દીની રૂતુમાં ઉપર ઓઢવાનો ડગલો[૧] બહારનાં ન્હાનાં દીવાનખાનાંમાં મુંકીને મોટા દીવાનખાનાંમાં દાખલ થવું જોઇએછે. ઘરધણિયાણીએ તે તેના હાથમાંથી લેઇને બાજુએ મુકવાનો વિવેક નથી. એક વિવેકી બાનુની મુલાકાતે જો એકથી વધુ જણાં આવેછે, તો તેણી સઘળાંઓને સરખું આદરમાન આપવાનો યત્ન કરેછે. તોયે સર્વેથી છેલ્લાં આવનારાંઓતરફ તેણી વધારે ધ્યાન આપેછે, કેમકે તેઓ નવાં આવનારાંછે, માટે જો બની શકે, તો બીજાંઓના આવવાપછી પેહેલાં આવનારાંઓએ રજા લેવી, કે જેથી તેણી પોતાનાં બીજાં આવેલાં પરોણાંઓસાથે છુટથી વાતચિત કરી શકે; પણ જો તેમ કરવાનેબદલે પેહેલાં આવનારાંઓ ઉઠી જવાનેબદલે નવાંનવાં મુલાકાતે આવનારાંઓનાં આવવા તથા જવાછતાં પતે નહીં, તો તેઓ "બેન"તરીકે, અથવા વધારે ખુલ્લા શબ્દોમાં કહે, તો "અસભ્યતાવાળાં અણઘડ"લેખે ગણાયછે.

એક કુંવારી બાનુએ એક પરણેલી બાનુની મુલાકાતે પ્રથમ જવાનો વિવેક નથી. પેહેલી મુલાકાત પ્રથમ પરણેલી બાનુ આપેછે, અને ત્યારપછી કુંવારી બાનુ વળતી મુલાકાતે જાયછે.

જવાન પરણેલી બાનુઓ પોતાની સહીઓની મુલાકાત એકલીજ લેછે. તોયે કોઇ ઝાહેર જગ્યા, જેવાંકે પ્રદર્શન, ઝાહેર વાંચણશાળા,[૨] "મ્યુઝીયમ",[૩] કે ઝાહેર બાગો, ઇત્યાદિ ઠેકાણે પોતાના પતિ, અથવા બીજી વધારે ઉમરની બાનુઓના સાથવિના તેણીઓથી એકલું જઇ શકાતું નથી. એમ કરવું એ છટેલપણાંની નેશાની ગણાયછે; તો જોકે તેણી પોતાનીજ ઉમરની બેહેનપણીઓ, પછી તેણીઓ કુંવારી હોય કે પરણેલી, તોયે તેણીઓસાથે ફરવા જઇ શકેછે. ગૃહસ્થો પરણેલી બાનુઓની મુલાકાત જોકે તેણીઓનાં રહેવાનાં મકાનઉપર લઇ શકેછે, તોયે તેમ કરવામાટે તેણીઓના પતિઓને તેવિષે જાણ કરવી અને રજા મેળવવી જોઇએછે.

એક બાનુ એક અજાણ્યા ગૃહસ્થની મુલાકાતે ધંધાનેસર, અથવા કાંઇ અગત્યનાં કામસર સિવાય જઇ શકતી નથી. એમ કરવું એ માત્ર હલ-

---

[૧] **Overcoat.** વેલાયતમાં ભારે થંડી પડવાનેલીધે બહાર જતીવેળા જે મોટા, જાડા ડગલાઓ બાનુઓ તથા ગ્રહસ્થો ઓઢેછે તે.

[૨] **Library.**

[૩] **Museum** ચમત્કારિક પદાર્થોનું સંગ્રહસ્થાન.

કાંપણાંનીજ નેશાની નથી. પણ તે ઘણું અઘટિતછે. તોપણ યાદ રાખવું, કે એ બાબતમાં ઉમરતરફ વધારે માનથી જોવામાં આવેછે, અને તેટલા-માટે એક વૃદ્ધ વયનો અને કુંવારો ગૃહસ્થ કોઇપણ પરણેલી બાનુની મુલા-કાત લઇ શકેછે, કે જેણીને તે સારીપેઠે ઓળખતો હોય; પણ એવી મુલાકાત રીતસરની મુલાકાત ગણાતી નથી, અને એવી મુલાકાતે ઘણુંક-રીને હંમેશાં એક અથવા બીજી કોઇ બાબતઉપર તે વૃદ્ધ ગૃહસ્થની સલાહ પુછવાનેમાટે જવામાં આવેછે; પણ એવી મુલાકાતે આવનારી બાનુ તેણી-ના પતિની રજાથી આવીછે, એમ અલબત્તાં તે ગૃહસ્થે આશા રાખવી જોઇએછે, અને તેણીની એવી મુલાકાતવિષે કોઇને પણ તેણે જણાવવું, એ એક ઘણી શર્મભરેલી મુર્ખાઇ ગણાયછે.

એક અંગ્રેજ બાનુના મોટી ઉમરના છોકરાઓથી પોતાની માતાની મુલાકાતે આવનારી બાનુના દેખતાં માથાંઉપર ટોપીસુધાં દીવાનખાનાંમાં દાખલ થઇ શકાતું નથી. તેમ કરવું, અથવા તેણીનાં દેખતાંજ એકાદ "ઇઝી-ચેર"ઉપર લાંબા થઇ કોઇ વર્તમાનપત્ર કે ચોપડી વાંચવા બેસી જવું, એ ઘણું અવિવેકી ગણવામાં આવેછે, અને તેથી ખુદ માતાને તથા તેણીની મુલાકાતે આવનાર બંનેને અપમાન કરવાસરખું ગણાયછે. મુલાકાતનીવેળા બેટાઓએ તેમજ બેટીઓએ દીવાનખાનાંમાં દાખલ ન થવું વધારે વિવેકી લાગેછે.

મોટાં થઇને પોતાનીમેળે તેઓ શિખશે, એમ વિચારનારાંઓની મોટી ભુલછે. નહાનપણે મનઉપર જે સારી અસર થાયછે, તે ઘણી મજબુત હોયછે, અને મોટપણમાં તે સેહેલાઇથી નિકળી શકતી નથી, માટે વિવેકી કાયદાઓ બચપણથીજ બાળકોનાં મનઉપર ઠસાવવાની દરેક વિવેકી મા-બાપની ફરજછે. માબાપના વિવેકઉપર બાળકના વિવેકનો મોટો આધાર રહેછે, એમાંતો કશો શક નથી. નઠારી ભાષા, કે નઠારી ચાલ બાળકો મુખ્યકરીને માબાપથીજ શિખેછે, માટે માબાપની ફરજછે, કે બાળકોને નહા-નપણથીજ રૂડી કેળવણી આપી વિવેકી કરવાં.

કોઇ મિત્ર કે ઓળખાણવાળાંઉપર પડેલાં દુઃખને માટે, કે જેમાં તેનાં કુટુંબમાં થયેલાં કોઇ મરણનું દુઃખ સર્વેથી મુખ્ય ગણાયછે, તેનેમાટે દિલાસો દેવાકાજે પણ તેની મુલાકાત લેવામાં આવેછે. આ મુલાકાત તે બનાવ બન્યાપછી એક અઠવાડિયાંનીઅંદર આપવી જોઇયેછે. એવી મુલા-કાતનીવેળા પ્રથમ તમારા નામનો "કાર્ડ" મોકલવો જોઇએછે. અને જો

મરણના દેલાસામાટે ગયાં હોય, તો તમારો "કાર્ડ" કાળી શોકની નેશાનીસાથનો હોવો જોઇએ, તથા તમારા પુશાકઉપર પણ સ્હેજ શોકની નેશાની હોવી જોઇએછે; તેમજ ઘરધણિયાણીસાથેની મુલાકાતવેળા તમારી રીતભાત અને વાતચિત ઘણી ગંભીર હોવી જોઇએછે. એવી દેલાસાની મુલાકાતે ઘણુંકરીને સગાંવાહાલાં તથા ઘણાં અતલગનાં મિત્રોજ માત્ર જાયછે, અને તેઓએ બનતાંસુધી તે દુઃખી બનાવની યાદ ઘરધણિયાણીને આપવાથી પરહેઝ રહેવું જોઇએછે.

કોઇ ખુશીભર્યા બનાવનેમાટે મુબારકબાદી આપવાસારૂ જો મુલાકાતે જવું પડે, તો ઘરધણિયાણીને મળીને તમારી મુબારકબાદી ઝાહેર કરવી જોઇએછે. અગરજો તમોને લગનનું તેડું આવ્યું હોય, તો પરણનારના માબાપની મુલાકાતે તેઓનાં તેડાંના આભારમાં તે ખુશહાલીભર્યો બનાવ બની ગયાકેડે જવું જોઇએછે. કોઇ ખાનાંની મજલેસમાં જઇ આવ્યાપછી એક અઠવાડિયાંનીઅંદર યજમાનાની મુલાકાતે તમારે જવું જોઇએછે.

અગરજો તમોને શાદીનું ઇજન કર્યામાં આવ્યું હોય, તો તેવીવેળા સાધારણ મુલાકાતનીવેળા જેમ વર્ત્તવામાં આવેછે, તેમજ વર્ત્તવું જોઇએછે. ઇજનના "કાર્ડ"માં જે વખ્ત જણાવ્યામાં આવ્યો હોય, તેજ વખ્તે હાઝર થવાની કાળજી રાખવી. અગરજો તમોને પરણનાર બાનુસાથે આગળની પીછાણ હોય, તો તરત તેણીનીઆગળ જઇ, તેણી ભવિષ્યમાં સુખી થાયએવું કાંઇ ઇચ્છજો, પણ કદીબી તેણીની શાદીમાટે તેણીને મુબારકબાદી આપશો ના. એવી મુબારકબાદી તમો પરણનાર ગૃહસ્થને યાને વરરાજાને આપી શકો, પણ પરણતી કન્યાને તો કદીપણ નહીં.

કન્યાને ભલી દોઆ ચાહી, વરરાજાને "શેક-હાંડ" કરવી. ત્યારબાદ કન્યાની માતાને, અને જો તેણી હેયાત ન હોય, તો જે બાનુ તેણીની માતાતરીકેની ફર્ઝ બજાવતી હોય, તેણીને શોધી કાઢી, થોડાજ પણ લાયક શબ્દોમાં તે શુભ બનાવમાટે તમારી ખુશહાલી ઝાહેર કરવી, પણ કદીબી તેણીનેવટીક મુબારકબાદી આપવી નહીં. એટલું ટુંકમાંજ કરી ત્યાંથી ખસી જવું, કે જેથી બીજાં પરોણાંઓને પણ તેવીજરીતે મળવાભેટવાની અને વાત કરવાની તક મળે.

અગરજો તમો વરરાજાને ઓળખતા હોવ, પણ કન્યાને નહીં, તો તમોએ તેણીનીસાથે તમારી ઓળખાણ કરાવવાની તેનેજ અર્ઝ કરવી. એવીવેળા કુટુંબના બીજા પુરૂષો પણ આ કામ સારીરીતે બજાવી શકેછે, માટે તેઓને તેમ અર્ઝ કરવામાં કશું ખોટું નથી.

તમારાં કોઈ મિત્રો બહારગામથી પાછાં ફર્યાં હોય, તો બનતી ઉતાવળે તેઓની મુલાકાતે જવાથી ઘણું સારૂં લાગેછે. પણ જો કામનેસબબે તેમ કરવાને તમારેથી ન બને, તો તમારા નામના "કાર્ડ"ઉપર તેઓનાં પાછાં ફરવામાટે તમારી ખુશહાલીના થોડાક શબ્દો લખી, તે તેઓને ત્યાં મુકી આવવો, કિંવા તમારા નોકરસોટે મોકલી આપવો. તેવીવેળા તે "કાર્ડ"ઉપરજ લખી જણાવવું, કે બનતી જોગવાઈએ તમોને તેઓની મુલાકાતે આવવાને ઘણી ખુશહાલી ઉપજશે.

નવાં વર્ષને દહાડે જો મુલાકાતે જાઓ, તો તે ઘણીજ ટુંક હોવી જોઈએ. તેવીવેળા પથારો મારીને બેસી રહેવું ઘણું અવિવેકી લાગેછે, સિવાયકે જેઓની મુલાકાતે તમો ગયા હોવ, તેઓ તમારાં જુનાં મિત્રો હોય, અને તમોને તમારી મુલાકાત લંબાવવાને ખરા દિલથી આગ્રહ કરે.

મુલાકાતે ગયા હોવ, અને તમારાં નામનો "કાર્ડ" લઈને નોકર અંદર ગયો હોય, તેટલાં તમારેથી દિવાનખાનાંમાં દાખલ થવાઈ શકાતું નથી, અને ઘરધણિયાણી બોલાવે, તો બારણાંઉપર ટકોરા[1] મારવાવિના અંદર દાખલ થવું ઘણું અવિવેકી ગણાયછે; પછી મળવા આવનાર અને ઘરધણી યા ઘરધણિયાણીવચ્ચે ગમેએટલી ગાઢી મિત્રાઈ હોય, તોયે આ વિવેકઉપર ઘણુંજ ધ્યાન આપવામાં આવેછે.

અગરજો તમો બંધ ગાડીમાં બેસીને મુલાકાતે ગયાં ન હોવ, તો વરસાદની ઋતુમાં મુલાકાતે નહીંજ જવો, તો સારૂં, કેમકે ભિંજાયલાં અને લોંદાજેવાં લુગડાંસાથે, તથા કાદવથીભરેલાં "બુટ"સાથે જવાથી તમો એક ગૃહસ્થખાનુનાં દિવાનખાનાંમાંહે બિછાવેલા ગાલીચો, અને કુરસી કે "સોફા"ની સુંદર બેઠક ખરાબ કરવાવિના રહેશો નહીં. વળી એવી અવસ્થામાં મુલાકાતે જવાથી તમો પોતે પણ સુઘડ નથી, એવો વિચાર સામાં ધણીનાં મનમાં આવવાવિના રહેશે નહીં.

વધારે પરોણાંઓવાળાં દિવાનખાનાંમાં દાખલ થતાંજ તમોએ તરત ઘરધણિયાણીનીપાસે જવું, અને તેણીને સલામ કરી મળવું, અને ત્યારપછી જે બેઠક તેણી તમોને બતલાવે, ત્યાં બેસવું જોઈએછે. એક ગૃહસ્થને બેઠક દેખાડવાની અગત્ય નથી. તેણે તો કોઈપણ લાયક કુરસી લઈને

[1] વેલાયતમાં પુષ્કળ ઠંડી તથા સર્દી હોવાનેલીધે દરેક ઓરડાનાં બારીબારણાં બંધ રાખી મુકવાની ફર્ઝ પડેછે, અને તેટલામાટે તેમાં દાખલ થવાઆગમચ રજા પુછવાસારૂ બહારથી બારણાંઉપર ટકોરા મારવામાં આવેછે. આ રીત અત્રે પણ ચાલેછે.

પોતેજ બેસવું, કે જેથી ગૃહસ્થોની સંભાળ લેવાની અગત્ય અને મેહેનત ઘરધણિયાણીને રહે નહીં.

મુલાકાતે ગયાં હોવ, અને ઘરધણિયાણીસાથે વાતચિત ચાલતી હોય, તેવેળા ઓરડામાં મુકવામાં આવેલા સામાનની જાણે નોંધ કરતાં હોવ, એવીરીતે ઓરડામાં ઉપરનિચ્ચે, આસપાસ સર્વે ઠેકાણે ટીકીને ઘણીજ એન્તેઝારીથી જોયા કરવું, એ ઘણુંજ અવિવેકી ગણાયછે. તેમજ ત્યાં આવતાં જતાં દરેક જણનાં મ્હોંડાં ટીકયાં કરવાં, એ પણ ઘણું અવિવેકીછે. તેઉપરથી એમ જણાયછે, કે જાણે ઘરધણિયાણીનાં ઘરમાં કોણ વસેછે, કેટલા નૌકરોછે, ઇત્યાદિ જાણવાની તમોને છુપી ઇચ્છા થાયછે.

મુલાકાતે ગયાં હોવ, તેવેળા જે કામમાં ઘરધણિયાણી રોકાયલી હોય, તેઉપર કશીપણ ટીકા કરવી નહીં; અને જો તમારા જવાથી તેણી પોતાનું કામ બંધ કરી બાજુ મેલે, તો તે ચાલુ રાખવામાટે સભ્યતાનેખાતર તેણીને અર્ઝ કરવી જોઇએછે. અગરજો તેણી કોઇ ચોપડી વાંચતી હોય, તો તે તેણીનીપાસે કદીપણ વાંચવા ઉછીની માંગવી નહીં, એવી ટેવ રાખવાથી જ્યારે પણ તમો કોઇને ત્યાં મુલાકાતે જશો, ત્યારે તમારાં આવવાવિષેની ખબર થતાંજ સામી બાનુઓ પોતાનું કામ, કે હાથમાંની હરકોઇ વસ્તુ તમારેથી છુપાવવાની દોડાદોડ કરશે, એવું ધારીને કે વળી તમો તે માંગશો.

કામકાજવિનાના આળસુ પડોસીને વારંવાર મુલાકાતે આવી કંટાળો આપવાનું ઉત્તેજન આપવું નહીં, અને જો નફટ થઇને આવ્યા કરે, તો "ઘરમાં નથી" કરી જણાવી, મુલાકાત લેવાના અખાડા કરવા, કે જેથી તેઓ પોતાનીમેળે પતશે. એટલાસારૂ તેઓની મુલાકાતે તમોએ પોતે પણ બનતાંસુધી થોડીજવેળા જવું જોઇએછે. એક ડાહી અને પોતાનો વક્કર સાચવવાને એન્તેઝાર એવી એક જવાન બાનુ મુલાકાતે વારંવાર દોડી જયા કરતી નથી, તેમજ બીજાંઓની મુલાકાત ઘણીવેળા લેવાને ખુશી રહેતી નથી, પણ જો પોતાની સહીઓ પોતાનાજજેવી ડાહી હોયછે, તો તેણીઓની મુલાકાત મધ્યમસર લેછે.

જેઓ તમોને અણગમતાં હોય, કે કોઇ બીજીરીતે વાંધાભર્યાં લાગતાં હોય, અને જેઓનો સ્વભાવ, રીતભાત, ચાલચલણ, વિચારો, વગેરે તમારેથી ઉલટાંજ હોય, તેઓનાં ઇજનો બનતાંતુલીક કબુલ કરવાના અખાડાજ કરજો, કેમકે એવી રીતના અક્કેકથી ઉલટા સ્વભાવના, રીતભાતના, ચાલચલણના, વિચારોના, વગેરેસાથે દરરોઝ ભેળાયા કરવામાં અને

ફક્ત દેખાદેખીનો ગરોઓ ચાલુ રાખવામાં આવેછે એથેને નુકશાન થાયછે. તેનું પરિણામ સેવટે કોઇરીતે સારૂં આવતું નથી, તે યાદ રાખવું.

મુલાકાતનેસમના વધુ વિરોવિષે "સવારની મુલાકાત"વાળાં પ્રકરણમ વધારે વિગતવારે જણાવ્યામાં આવ્યુછે.

---

નિચ્ચે જણાવેલી બાબત મેહેમાન તથા મેહેમાના તેમજ યજમાન અને યજમાના સર્વેને એકસરખીરીતે લાગુ પડેછે.

કેટલાંક કુટુંબોમાં પોતાના મિત્રો અથવા સગાંવાહાલાંઓને પોતાને ઘર, અથવા જો તેઓ દુર રહેતાં હોયછે, તો ત્યાં થોડાક દહાડા, અઠવાડિયાં, કે મહિના આવી રહેવાનું તેડું કરવામાં આવેછે. આ ચાલ ઘણી પસંદ કરવાજોગછે, અને તેમાંથી ઘણાંક ફાયદા થવાની આશા રહેછે.

જ્યારે તેડું કરવામાં આવેછે, ત્યારે તે કેટલા વખતનેમાટેછે તે, તથા જો અગત્ય જણાયછે, તો બીજી બાબતો, જેવીકે આગગાડીનો વખત, ક્યાં "સ્ટેશન"ઉપર ઉતરવું, ઇત્યાદિ બાબતો ખોલાસેવાર લખવામાં આવેછે, કે જેથી પરોણાંને મુસાફરી કરવામાં સુલભ પડેછે. કેટલા વખતનેમાટે રહેવા બોલાવ્યામાં આવેછે, તે જો આગમચથી યજમાન અથવા યજમાના લખી ન જણાવે, તો પરોણાંને બેચેની રહેછે. અગરજો એક બાનુને તમો તમારે ત્યાં રહેવા આવવાનું તેડું કરો, પણ તે કેટલા વખતનેમાટેછે, તે જો ન જણાવો, તો તેણી સમજી શકતી નથી, કે તેડું થોડા દહાડાને-માટેછે, કે એકાદ અઠવાડિયાંનેમાટેછે, યા એકાદ મહિનાનેમાટેછે, અને તેટલામાટે તેણી પોતાસાથે પોતાનાં લુગડાં, ઇત્યાદિ સામાન કેટલો લેવો, તેવિષે ગુંચવાયા કરેછે; ત્યારપછી તેણીનીસાથે વસનારાંઓની સલાહ પુછવામાં આવેછે; ઇજનનું કાગળ ફરીફરીથી વાંચી જોવામાં આવેછે, એવા મતલબથી કે કાંઇ વધારે ખોલાસો તેવિષે થાય; દરેક જણ પોતપોતાનું જુદું મત આપેછે; પછી જો તેણી નોતરૂં કબુલ કરી તરતવેળા જાયછે, તો પાછું ફરવાની રજા ક્યારે માગું, તેના શક અને વસવસાનેલીધે તેણીની મઝાહ અને ખુશીમાં ઘણી ખલલ થાયછે.

અગરજો તમો તમારે ત્યાં કોઇને પરોણાંતરીકે રહેવા બોલાવો, તો તમારી મુખ્ય ફર્જ એછે, કે તેઓની (પછી બાનુ હોય કે ગૃહસ્થ) સગવડઉપર પુરતું ધ્યાન આપવું, અને તેઓસાથે એવીરીતે વર્ત્તવું, કે જાણે તેઓ પોતાનાંજ ઘરમાં રહેતાં હોય, એમ તેઓને લાગે. "આ ઘર તમારૂં પોતાનુંજછે, એમ સમજજો" એટલું કેહેવુંજ કાંઇ બસ નથી. ખોટા

દેખાવ ધારણ કરવાનેબદલે તમોએ ખરાંજ મિત્રાઇભર્યાં દલથી તેઓસાથે વર્તવું જોઇએછે. ગમે તમો મોટા મેહેલમાં રહેતાં હોવ, યા ન્હાની ઝુપડીમાં વસ્તાં હોવ, તોયે જો તમારે ત્યાં પરોણાંઓને રહેવા બોલાવો, ત્યારેતો તમારેથી બને તેમ દરેક યુક્તિથી તેઓને તમારી પરોણાગત ખુશ લાગે, એમ કરવાનો યત્ન કરવો જોઇએછે, અને તેમ કરતાં જો તમોને કાંઇ મેહેનત પડે, અથવા ખર્ચ થાય, તો તે પરોણાંઓ ન જાણે એવી-રીતે કરવો. કેટલાંકોને આ બધે બાબતો દેખાડવાની ઘણી હોંસ થાયછે, એવી મતલબથી, કે તેઓની ઘણી મમતા સામા ધણીઉપરછે, તે તે દેખાડવાથી જણાઇ જાય; પણ એમ વિચારવામાં ભૂલછે. તેમ કરવાથી ઉલટું તમારાં પરોણાં શર્મમાં પડેછે, અને જો ડાહ્યાં હોયછે, તો તમારી આ હલકાઇ સહન કરવાકરતાં તમારી પરોણાગતમાંથી જલ્દીથી છુટવાને ઇચ્છે-છે, અને ફરીથી તમારૂં તેડું કબુલ કરતાં નથી. અલબતાં, તેઓનો વખ્ત ખુશીમાં અને મોજમઝાહમાં જાય, એમ કરવાની તમારી ફર્ઝછે; તોયે તે ફર્ઝ એવીરીતે અદા કરવી, કે પરોણાં જાણે, કે તમો તમારી હંમેશની રીતમુજબ તમારો વખ્ત ગાળોછો, અને તેઓનેખાતર વધુ કશી અગવડ ભોગવતાં નથી, અથવા તમારા વખ્તનો ભોગ આપતાં નથી. તમારી ચાલચલણ તમારાં પરોણાંઓનાં દેખતાં એવી રાખજો, કે જેથી તેઓ ધારે, કે તેઓની હાઝરીથી તમોને ખરેખરો આનંદ ઉપજેછે; તેજપ્રમાણે પરોણાંઓની પણ ફર્ઝછે, કે પોતાના યજમાનોની સઘળીરીતે સગવડ સાચવવાનો તથા તેઓની પરોણાગતથી તેઓ ઘણાં સંતોષ પામ્યાંછે, એમ દેખાડવાનો યત્ન કરે. વળી તેઓએ પોતાના યજમાનનાં ઘરમાં જાણે પોતાને ઘર રહેતાં હોય, એવીરીતે વસ્વું જોઇએછે.

જુદાજુદા ધણીઓના શોખ જુદાજુદા હોયછે; કોઇ એક રીત અથવા વસ્તુ પસંદ કરેછે, તો બીજો બીજી રીત અને વસ્તુ; એટલામાટે પરોણાંને પસંદ પડતી રીતપ્રમાણે ચાલવાનો યજમાને યત્ન કરવો જોઇએછે.

અગરજો તમારો પરોણો તમારાકરતાં ઉતરતી પદવીનો હોય, તોયે જેટલો વખ્ત તે તમારી પરોણાગતનિચ્ચે રહે, તેટલો વખ્ત તેને તમારી બરાબરનો ગણવો જોઇએછે, કે જેથી તે પોતાની હલકી પદવીનેમાટે શર્માય નહીં.

કેટલાએક યજમાનોને પોતાના ઓરડા, સામાન, અથવા ખાનાંપિનાંવિષે હંમેશાં હલકો મત ઝાહેર કર્યા કરવાની ટેવ હોયછે, અને તેથી વધારે સારૂં અને ઉંચું પોતાનાં પરોણાંનેમાટે તેઓપાસે ન મલે, તેમાટે

પોતાની દેલગીરી વારંવાર જાહેર કર્યા કરેછે. આ વિચારકરતાં વધારે બીવકુફાઇભરેલા વિચાર થોડાજ હશે. તેમ વળી બીજા હાથઉપર પોતાનીજ સઘળી વસ્તુઓની પોતેજ વખાણ કર્યા કરવી, એ પણ ઉપલાનાંજેટલુંજ બીવકુફાઇભર્યું છે. સર્વેથી સરસ રીત તો એજછે. કે તેઓવિષે કશું પણ બોલવુંજ નહીં. તેમજ વળી પોતાનાં પરોણાંને બોહોંસ કરીને કોઇ વાની વધારે ખાવાને આગ્રહ કરવો. અથવા તેઓની મર્જીઉપરાંત તેઓની રકાબી ખાનાંથી જલાજલ ભર્યા કરવાથી પણ હલકું લાગેછે.

તમારાં પરોણાંઓની મર્જી પડે, ત્યાંસુધી તેઓને તમારે ત્યાં રહેવા દેવાં જોઇએછે. અગરજો તેઓ તમોને છોડી જવાની મર્જી જણાવે, પણ તમારી મર્જી તેઓને વધુ વખત તમારી પરોણાગતતળે રાખવાની હોય, તો સાફ દેલથી તે તેઓને જણાવજો. પણ જો તેઓ પોતાનો વખત મુકરર કરીનેજ આવ્યાં હોય, અને વધારે વખત રહી ન શકે, ત્યારેતો તેઓનાં જવાબાબે તમારેથી બની શકેએટલી સઘળી તૈયારીઓ કરવી.

અલબતાં, જેટલો વખત તેઓ તમારાં પરોણાંતરીકે રહ્યાં હોય, તેટલા વખતમાં તમારી હદની સઘળી જોવાજોગ ઇમારતો, ઇત્યાદિ તેઓને દેખાડવાને તમારે ચુકવું નહીં.

બીજા હાથઉપર પરોણાંઓને પણ લાજેમછે, કે પોતાનાં વખતઉપરાંત યજમાનને ત્યાં પડી રહેવાની શોખાઇ કરવી નહીં. કેમકે કદાચ તેઓનાં જવાપછી બીજાં પરોણાંઓ આવનાર હોય, અને તેટલામાટે તેઓના વધુ વખત રહેવાથી યજમાનને કેટલીક બાબતમાં અડચણ ખમવી પડેછે, તથા તેઓની ધારેલી ગોઠવણ ઉલટાઇ જાયછે.

યજમાને કદીપણ પોતાનાં બાળકોને પરોણાંના ઓરડામાં જવા દેવાં નહીં. કાંઇ કામનેસારૂ મોકલવામાં આવે, તેસિવાય તેઓએ કદીપણ ત્યાં જવું નહીં, અને તે વખ્તે પણ માંહે દાખલ થવા પેહેલાં તેની રજા પુછીને માંહે દાખલ થવું, એવી ચોકસ આજ્ઞા તેઓને કરવી જોઇએછે. વળી તેઓએ પરોણાંનાં ઓરડાનીપાસે રમવું કે ગડબડ કરવી નહીં; જો તે દીવાનખાનાંમાં આવે, તો ખોળાઉપર ચઢી બેસવું નહીં, કે તેનાં ગજવામાં હાથ ઘાલવો નહીં, કે તેનીકને પૈસા માંગવા નહીં, ઇત્યાદિ બાબતોવિષે બાળકોને સમજાવી રાખવાં જોઇએછે. અગરજો પરોણો તેઓને પૈસા આપે, તો તે તેઓનીજપાસે તરત પાછા મોકલાવી દેવા જોઇએછે.

પરોણાંઓની ફરજછે, કે પોતાના યજમાનને ત્યાં રહેવા જવાઆગમચ, જો બની શકતું હોય, તો તેનાં કુટુંબની રીતભાતવિષે જેટલી બને-

એટલી બાબતથી વાકેફ થવું. ત્યાં મેહેમાનતરીકે રહ્યાં હોવ, ત્યારે રાત્રે સુવા જવાઆગમચ સવારનો નાસ્તાનો વખ્ત જાણી લેવો, અને તે વખ્તે, તેમજ બીજાં ખાનાંને વખ્તે જમવાના ઓરડામાં આવી હાઝર થવાને બની શકે, એટલામાટે પોતાના ખાનગી ઓરડામાં તૈયાર થઇ રહેવું, કે તેડું આવતાંજ ત્યાં જવાને બની શકે. એવિષે તથા એવીજ બીજી બાબતોવિષે તમારી ખેદમતમાંહેલા નૌકરને પુછીને વાકેફ થઇ રહેવું.

જોકે કેટલાંક કુટુંબોમાં સૌ પોતપોતાને ગમે તે વખ્તે નાસ્તો લેછે, અને તેઓ ગમે ત્યારે નાસ્તો લે તેની ફેકર નહીં, પણ પરોણાંની ફર્ઝછે, કે પોતાનો જજમાન તથા જજમાના જે વખ્તે નાસ્તાઉપર બિરાજે, તેજ વખ્તે પોતે પણ હાઝર થવું, કે જેથી તેઓસાથે વાતચિત કરવાને તેને બની શકે.

નાસ્તો કરવાપછી પણ મેહેમાને પોતાના યજમાનની હાઝરીમાં રહેવું, કે જો તે તેને કેથે સાથે લઇ જવાનો હોય, અથવા ઘરમાંજ કોઇ રમતગમતમાં યા વાતચિતમાં વખ્ત ગાળવાનો હોય, તો તેમ બની શકે; પણ જો તે કાંઇ કામમાં રોકાતો હોય, ત્યારે તો તેનીપાસેથી રજા માંગી દુર થવું જોઇએછે. તેટલો વખ્ત પરોણાંને ગમેતો પોતાને ઘર અથવા મિત્રોઉપર કાગઝપત્રો લખવાં, ગમેતો ઘરમાંહેલી "લાઇબ્રેરી"માં[1] જઇને વાંચવા બેસવું, અથવા કોઇ બીજા મિત્રોસાથે ફરવા, ઘોડાઉપર સવારી કરવા, અથવા શેકાર કરવા જવું. ટુંકાંમાં, કોઇપણરીતે ઘરમાં નકામાં ભમ્યા કરવાકરતાં પોતાનો વખ્ત સારીરીતે ગાળવો. જેઓ એવીરીતે પોતાનો વખ્ત ગાળવાનેબદલે બધો વખ્ત ઘરમાંહેલી બાનુઓસાથેજ પટપટ કર્યા કરવામાં કાહાડેછે, અથવા આખાં ઘરમાં હ્યાંથી ત્યાં કાંઇ કામકાજવગર રખડ્યા કરેછે, તેઓને "પીડા" તરીકે ગણવામાં આવેછે. કાંઇજ કરવાનું ન હોય, તો "બિલિયર્ડ"[2] રમવાના ઓરડામાં જઇ પોતે એકલાએજ માહાવેરો પાડવો, અથવા કામનું બહાનું કાહાડી આસપાસ ફરવા નિકળી પડવું.

બનેએમ ઓછી તસ્દી પોતાના યજમાનને આપવી; તોયે પોતાનેમાટે જે વધુ તસ્દી તેને પડતી હોય, તેમાટે કદીપણ માફ માંગવી નહીં,

૧ Library. ઘણુંકરીને કેળવાયલા ધણીઓ પોતાના, તથા પોતાનાં કુટુંબના ઉપયોગનેમાટે પોતાને ત્યાં ચોપડીઓનો એક સંગ્રહ રાખેછે.

૨ Billiard. દડાથી રમવાની આ "ટેબ્લો" વેલાયતનાં ઘણાંખરાં દરેક સારાં ઘરમાં રાખવામાં આવેછે. અત્રે પણ ઘણેક ઠેકાણે એવી "ટેબ્લો" રાખવામાં આવેછે.

કેમકે જ્યારે તમોને પરોણાંતરીકે પોતાને ત્યાં રહેવા બોલાવે, ત્યારે તમા-
રેમાટે દરેક તસ્દી લેવાની તેની પોતાનીજ ફર્ઝછે. એવીરીતે માફ માંગ-
વાથી એમ જણાયછે, કે જાણે તમારો મિત્ર તમારી પરોણાગત વગરઅ-
ડચણે ખમવાને શક્તિવાન નથી.

જ્યારે તમારાં કોઇ મિત્રને ત્યાં પરોણાંતરીકે રહેતાં હોવ, તેવેળા જો
યજમાના કાંઇ અગત્યનું શીવવાસાંધવાનું, ભરવાગુંથવાનું, કે એવાંજ કોઇ
બીજાં ઘરસંસારી કામમાં રોકાયલી હોય, તો તેમાં એક બાનુ પરોણાએ
તેણીને અડચણ કરવાનેબદલે, જો તેણીને સારીરીતે મદદ કરી શકાતી હોય,
તો કરવી. પણ જો તેમ સારીરીતે બની શકતું ન હોય, તો તેણીનું કામ
બગાડવાનેબદલે તમો તે સારીરીતે બજાવી શકશો નહીં, તેમાટે ફક્ત દેલ-
ગીરી જાહેર કરી, તેમાં મદદ કરવાથી દુરજ રહેવું, પણ તે બગાડવું નહીં.

તમોને વાપરવા આપેલો ઓરડો, તથા ત્યાં મુકેલો સામાન, તેમજ
તમારાં પેહેરવાનાં લુગડાં, ઇત્યાદિ, શું તમારૂં પોતાનું કે શું તમારા યજ-
માનનું સફાઇદાર રાખવાને, અને તેની પુરતી સંભાળ લેવાને અલબતાં
તમો વિવેકનીરીતે બંધાયલાંછો. અગરજો ત્યાં નોકરની કોતાઇ હોય, તો
તમોએ તમારૂં કામ તમારે પોતાને હાથે બજાવવાને શર્માવું નહીં.

અગરજો તમોને તમારીસાથે તમારો પોતાનો નોકર રાખ્યાવિના ચા-
લતું ન હોય, અને જો તમો કોઇને ત્યાં થોડા દિવસ પરોણાંતરીકે રહેવા
જાઓ, તો તમારા નોકરનેસાથે લઇ જવાઆગમચ તમારા યજમાનની
તેવિષે મર્ઝી પુછાવીને તેની રઝા મેળવવી જોઇએછે.

બાનુઓએ યાદ રાખવું, કે જ્યાંસુધી તમોને ઘણાં આગ્રહથી કેહે-
વામાં આવે નહીં, ત્યાંસુધી કદીપણ તમારાં બાળકોને તમારીસાથે ત્યાં લઇ
જતાં ના, કેમકે તેમ કરવાથી તમોને પોતાને તથા તમારા યજમાનને
ઘણીકરીતે અડચણો સોસવી પડશે.

અગરજો થોડા વખ્તનેમાટે તમો જતાં હોવ, તો નકામા ગાંસડાપો-
ટલા તમારીસાથે લેતાં ના, કારણકે તેમ કરવાથી પણ ઘણીકરીતે તમારા
યજમાનને અડચણમાં પડવું પડેછે. જોઇતોજ સામાન, લુગડાં, ઇત્યાદિ
તમારીસાથે રાખજો.

જેટલો વખ્ત તમો કોઇને ત્યાં પરોણાંતરીકે ઉતર્યાં હોવ, તે વખ્તમાં
કોઇ આસપાસ રહેનારાં તમારાં બીજાં મિત્રોનું જમવાનું કે હરકોઇ બીજું
તેડું કબુલ કરવાઆગમચ વિચાર કરજો, કેમકે તમો પોતે તમારા યજમા-
નનાં પરોણાં થઇ ચુક્યાંછો, માટે તેને પોતાને પણ જો તમારીસાથે તેડું

રાં કપડાંની ધોવામણ, હજામત, ઇત્યાદિ ખર્ચ તમોએ પોતેજ આ-પવો જોઇએછે.

જો બની શકે, તો લખવાની એક ન્હાની પેટી તેમાં લખવાનો સર્વે સામાન ભરીને સાથે રાખવી. ટપાલની "ટિકેટો" સાથે રાખવાને કદીપણ ચુકવું નહીં, કેમકે એવી વખ્તે તેઓનો ઘણો ખપ પડેછે, અને મેઝબાન કે મેઝબાનાપાસે તે વારંવાર માંગવા જવાની ફર્ઝ પડેછે, કે જેથી તેઓને નાહેકની તસ્દી પડેછે. સાધારણ વસ્તુઓ જેવીકે શાઇ, કલમ, કાગઝ, ઇત્યાદિ જો તમો સાથે ન રાખો, તો તે જોઇતીવેળા માંગવા જવું પડેછે, અને તેથી નઠારૂં લાગેછે, માટે એવો થોડોક જોઇતો સામાન સાથે રાખવો ઘણો અગત્યનોછે. બાનુઓએ સીવવાભરવાનેલગતો જોઇતો સામાનપણ સાથે રાખવો ઘણો ઝરૂરનોછે. એનીરીતે કંટાળો આપવાથી ઘણાંક પરોણાંઓ જેઓ બીજી ઘણીક બાબનોમાં ગમતાં થઇ પડવાં જોઇએ, તેઓ એવાં નજીવાં કારણોનેલીધે અણગમતાં થઇ પડેછે.

ચોકસ કુટુંબોમાં પોતાના ચોકસ રવાઝો હોયછે, જેવિષે કોઇપણ પ-રોણાંએ બહાર કોઇઆગળ વાત કરવી ન જોઇએ. એમ કરવાથી વિશ્વા-સઘાત કીધેલો ગણાયછે, કેમકે તમો તેઓનાં પરોણાંતરીકે રહી, તેઓની માયા મેહરબાનીનો લાભ લેવાપછી, જો કોઇપણ એવી વાત બહાર જ-ણાવો, કે જેથી તેઓને જરાપણ નઠારૂં લાગે, તો તેથી તમો પરોણાંનાં નામને એબ લગાડોછો.

બનતાંસુધી યજમાનનાં ઘરના નૌકરોને રોકવા નહીં, તેમજ પોતાની પતરાજી દેખાડવાસારૂ તેઓને નકામી તસ્દી આપ્યા કરવી નહીં. નૌકરોએ કીધેલી તમારી સેવાના બદલામાં કાંઇ બખ્શેશ આપવાનો ચાલછે. જોકે આ ચાલ ઘણાંક વિવેકી ગૃહસ્થો અને બાનુઓ નઠારો ગણેછે, અને તે બંધ થયેલો જોવાને ચાહેછે, તોયે તેવિષે હજી કશો અટકાવ થયેલો ન હોવાથી, તેમ કરવાની પરોણાંને ફર્ઝ પડેછે. તેમ કરવું કે નહીં, તે પરોણાંનાં ગજવાંઉપર, તેની મર્ઝીઉપર, અને તેઓ કેટલો વખ્ત પરોણાંતરીકે રહ્યાં હતાં, તેઉપર આધાર રાખેછે. તોયે તેઓને ખુશી કરવામાં કશું અણ-ઘટતું કે અવિવેકી નથી.

જેટલો વખ્ત તમો કોઇને ત્યાં પરોણાંતરીકે રહ્યાં હોવ, તેટલો વખ્ત જો તમોને તમારો યજમાન નાટકમાં, જલસામાં, કે હરકોઇ એવાં ગમ-તનાં ઠેકાણાંઉપર પોતાનીસાથે લઇ જાય, તો તેમ કરતાં જે સઘળો ખર્ચ

થાય, તે યજમાનનેજ આપવા દેવો, અને તે આપવાની તમોએ કદીપણ માંગણી કરવી નહીં, એમ કરવું એ તેને અપમાન આપવાબરાબરછે, કેમકે તમો તેના પરોણાંછો, અને તમોને રાખવા, ખવાડવા, અને સાથે ગમન આપવાને તે બંધાયલોછે. પણ જો તમો ગૃહસ્થ હોવ, અને યજમાનાને, અથવા તેણીની બેટીઓને તમારીસાથે કોઇ એવે ઠેકાણે લઇ જવો, ત્યારેતો તેણીઓનો તેમજ તમારો પોતાનો ખર્ચ તમોએજ આપવો પડેછે. એવીવેળા ગાડીભાડું વગેરે તમારેજ આપવું જોઇએછે.

દરેકરીતે યજમાનનાં ઘરમાં ચાલતા કાયદાઓ તથા રીતભાતો એક પરોણાંએ સાચવવાની ફર્જછે, અને તે જાણવામાટે આગળ જણાવ્યાપ્રમાણે ઘરના નોકરને પોતે પુછીને, અથવા સાથે જો પોતાનો ખાનગી નોકર લાવ્યામાં આવ્યો હોય, તો તેનીમારફતે યજમાનના નોકરથી ખબર મેળવીને જાણીતા થઇ તેપ્રમાણે વર્ત્તવું જોઇએછે.

જેવું જણાય કે સુવા જવાનો વખત થયોછે, પણ તમારેલીધે કુટુંબનાં સર્વે જણાં જાગ્યા કરેછે, તો તમોએજ ઉઠીને સલામઆલેકમ કરી તમારા ખાનગી ઓરડામાં જવું.

અલબત્તાં, થોડાંજ પરોણાંઓ એવાં હશે, કે જેઓ પોતાના યજમાનનું ઘર છોડી જતીવેળા પોતાની દલગીરી ઝાહેર કરવાને, અને પોતાઉપર થયેલો ઉપકાર કબુલ કરવાને ભૂલી જાય. તોપે એમ ઘણીવાર બનેછે, માટે તેમ ન બને એટલાસારૂ સભ્યતાનેખાતર ચોંપ રાખવી જોઇએછે; પણ તે દલગીરી કે ઉપકાર ઝાહેર કરતાં કોઇ ન્હાનુંજેવું આગમચથી ગોખી રાખેલું ભાષણ કરવાની અગત્ય નથી. ફકત પોતાની લાગણી બનેએમ થોડા અને સાદા બોલોમાં ઝાહેર કરવી, એટલે બસ. વળી તમારે ઘર સલામત પોહોંચવાપછી તેવિષે તમારા યજમાનને ત્રણચાર દિવસોનીઅંદર જણાવવાની યાદ રાખવી; મુખ્યકરીને બાનુઓએ તો તેમ કરવાને કદી ચુકવું નહીં. તેમ જણાવતાં જો તેઓની પરોણાગતથી તમોને ઉપજેલી ખુશી, તથા તેઓના થયેલા ઉપકારવિષે તમો સ્હેજ એશારો કરશો, તો તેથી વધારે સારૂં લાગશે.

એકવાર ઓળખાણ થયાપછી જે પેહેલી મુલાકાત એકબીજાને આપવામાં આવેછે, તે ઘણુંકરીને હમેશાં ચઢતી પદવીનાતરફથી અથવા મંડળીમાં વધારે ચઢતો દરજ્જો ધરાવનારતરફથી આપવામાં આવેછે, માટે ઉતરતી પદવીનાંએ પ્રથમ તેમ કરવાથી તોછડું લાગેછે. તો જોકે ગામ-

ડાંમાં રહેનારાંઓનાબાબમાં એવો નિયમછે, કે ત્યાં નવાં આવનારાંઓની મુલાકાતે પ્રથમ ત્યાંનાં જુનાં રહીસો જાયછે, અને ત્યાં શેહેરનાજેવો ઉંચીનિચી પદવીનો અંતર રાખવામાં આવતો નથી.

શેહેરમાં પેહેલી ઓળખાણ થવાપછીની મુલાકાતવેળા પ્રથમ "કાર્ડો" મુકી આવ્યામાં આવેછે, તેનો જવાબ તરત બીજેજ દીને વળતા "કાર્ડો" મુકીને આપવામાં આવેછે, કેમકે ત્યાં ગાડીની, "ટ્રામ"ની, કે એવીજ બીજી સગવડો ઝાઝી હોયછે, પણ ગામડાંઓમાં ઘરોવચ્ચે મોટો અંતર હોવાથી શેહેરનીપેઠે તરત બીજેજ દીને વળતા "કાર્ડો" મુકવાને સગવડ થઇ પડતી નથી. તોયે બનતી ઉતાવળે તેમ કરવું વધારે વિવેકી લાગેછે, માટે "કાર્ડો" મુકી આવવામાં કે વળતી મુલાકાત આપવામાં બીદરકાર રહેવું, એ ઘણું અવિવેકી ગણાયછે.

મંડળીને સાથે જોડી રાખવામાટે એક કલ્પિત સાંકળ ઘણીક કડીઓની બનેલીછે, અને આ કડીઓને હંમેશાં ચળકતી રાખવાને તમોએ તમારો ભાગ બજાવવો જોઇએછે, અને હંમેશાં ચોકાસી રાખવી જોઇએછે, કે તમારા અવિવેકથી, હુલ્લડાઇથી, નાદાનીથી, કે તમારા હરકોઇ બીજા દુર્ગુણથી તે કડીઓઉપર કાટ ન ચઢે, અને તેઓમાં ફાટ ન પડે.





## પ્રકરણ ૫.

# સવારની મુલાકાત.

## MORNING CALL.

( મોરનિંગ કૉલ. )

**આ** પ્રકરણ શરૂ કરવાઅગાઉ જણાવવાની અગત્યછે, કે જેવીરીતે વિવેકના કાયદાઓઉપર સુધરેલી પ્રજાઓ અમલ કરેછે, તેવીજરીતે તેઓના નોકરોને પણ તરબિયત આપેલી હોયછે, કે જેથી તે કાયદાઓ સારીરીતે અમલમાં લાવી શકાય. નોકરોને કેટલું કરવાનું, યાદ રાખવાનું, તથા ધ્યાન આપવાનુંછે, તેનો કાંઇક ખ્યાલ આ પ્રકરણ વાંચવાથી આવશે.

સવારની મુલાકાતે બપોરનું ખાણું[1] લેવાઆગમચ જવામાં આવેછે. અને તે સાંજનાં[2] ત્રણથી ૭ વાગતાસુધીમાં લેવામાં આવેછે. જે મુલાકાત બપોરના એક વાગતાનીઆગમચ લેવામાં આવેછે, તે સવારની મુલાકાતતરીકે ગણાતી નથી, કારણકે તેવી મુલાકાત ઘણાં અતલગનાં મિત્રોથીજ લેવાઇ શકાયછે, અને તેટલામાટે વિવેકનીરીતે જોતાં તે ખરી સવારની મુલાકાતતરીકે ગણાતી નથી. મુલાકાતે જનાર તથા જેની મુલાકાતે જવામાં આવે, તેઓવચ્ચેની વધતીઓછી મિત્રાઇઉપર વખતનો ઘણોખરો આધાર રહેછે, પણ જો રીતિસર મુલાકાતે જવું હોય, તો વિવેકના ધારાપ્રમાણે ઉપર જણાવ્યામુજબ સાંજનાં ત્રણથી ૭ વાગતાસુધીમાં જવું જોઇએછે. રસમપ્રમાણે સખ્તરીતે ચાલતાં મુલાકાતે જવાનો વખત સાંજનાં

---

૧ Dinner. "ડિનર." રાતનાં ખાણાંને Supper "સપર" કરી કહેછે.

૨ ઉપલી બાબતમાં જણાવેલા સઘળા વખતો "ઇંગ્લાંડ" નાછે, અને તેટલામાટે તે વખતો તથા અહીંના વખતોવચ્ચે ફેર પડેછે.

ત્રણથી ચાર વાગતાસુધીનો; અને અર્ધી રસમ તથા અર્ધી મિત્રાઇતરીકે ચાલતાં ચારથી પાંચ વાગતાસુધીનો; અને જો ઘણી મિત્રાઇ હોય, તો રસમ એક બાજુએ મુકીને પાંચથી ૭ વાગતાસુધીનો વખ્ત મુલાકાતનેમાટે હોયછે.

રવિવારે મુલાકાત લેવી કે નહીં, તેવિષે ઘણો મતફેરછે. વિવેકપ્રમાણે બાનુઓ રવિવારે કદીપણ મુલાકાતે જતી નથી; તેમજ માત્ર ઓળખાણપીછાણવાળાંઓએ પણ રવિવારે મુલાકાતે જવું, એ જોઇએ તેકરતાં વધારે છુટ લીધેલી ગણાયછે, પણ જો સામી બાજુવાળાં આગ્રહથી તેમ કરવાને ખુશી દેખાડે, તો પછી રવિવારે પણ મુલાકાત લીધેલી ખોટી ગણાય નહીં. વળી તેથીઉલટું ઘણાં મિત્રાઇવાળાંઓ પોતપોતામાં ખાસકરીને રવિવારેજ મુલાકાત લેછે, અને તેટલામાટે બાનુઓ અને ગૃહસ્થો, મુખ્યકરીને ગૃહસ્થો, પોતાનો મુલાકાતનો વખ્ત રવિવારને દીને લંબાવીને બપોરના ત્રણથી ૭ વાગતાસુધીનો રાખેછે.

નિયમિત વખ્તની મુલાકાતઉપર ઘણું ધ્યાન આપવું જોઇએછે. કેટલાકો જેઓ સારીરીતે જાણેછે, કે કયે વખ્તે મુલાકાતે જવું, તેછતાં પોતાને પુષ્કળ ફોરસત હોવાનેલીધે, અને વાર્તાચિતમાં પોતાની સઘળી હુશિયારી બતલાવવાનેમાટે, ગમે ત્યારે અને ગમેએટલો વખ્ત પોતાના મિત્રોને ત્યાં જઇને ધામો નાખેછે. એવા મુલાકાતે આવનારાઓ "કાળાં માય ટાહેલાં," "ભેજાંના ખીમા," કે "સો વર્ષનાં મેળાં"ને નામે ઓળખાયછે! જોકે બહારથી તો તેઓને આવકાર દેવામાં આવેછે, તોપણ અંદરખાનેથી તેઓને ઘણા ધિક્કારવામાં આવેછે. વખ્તસર મુલાકાતે ન આવવાથી, તેઓ ઘરધણિયાણીને અતિશય અડચણમાં નાખેછે. દરેક કુટુંબને પોતાનાં ઘરનેલગતું કામકાજ કરવાનું હોયછે. કોઇ માતા પોતાનાં બચ્ચાંઓને પાઠ કરાવેછે, તો કોઇ ઘરખટલામાં પોતાનો સવારનો વખ્ત રોકેછે. વળી કેટલીએક બાનુઓ ઝાડપાનની શોકીન હોયછે, તો કોઇ ગાયન અને ચિતારકામ કરવાને ઉલટ ધરાવેછે, તેટલામાટે એવા "કાળાં માય ટાહેલાં," પછી તેઓ દુનિયાદારીથી ગમેએવા માહિતગાર હોય, કે મળતાવડા સ્વભાવના હોય, તોયે જો જયારે ને ત્યારે આવીને ધામો નાખે, તો તેઓથી કોણ કંટાળ્યાવિના ન રહે? તેઓ ત્યાંથી વખ્ત થઇ જવાછતાં પતતાં નથી, અને પોતાનો લવલવારો એક ઠેકાણે પુરો થાયછે, કે તેજ ફરીથી કોઇ બીજા મિત્રને ઘર કરવાને પછી રજા લેછે, અને "હું ધારૂંછું, કે મેં તમોને ઘણો વખ્ત રોકયાંછે," કે "હું આશા રાખુંછું, કે

હું ઘણો લાભો વખતનો હાં નથી રહ્યો?" ઇત્યાદિ વાક્યોથી પોતાની દેલગીરી જણાવીને પછી ત્યાંથી જાયછે.

જોકે એક વિવેકી બાનુ કે ગૃહસ્થ પોતાના ગમેએવી પદવીના પરોણાને ગમેતે વખ્તે તે આવે, તોયે આદરમાન આપેછે, તોપણ જો તમારી રોકાણનેલીધે તમોને એવી રીતસર આપવામાં આવતી મુલાકાતો લેવાને પુરતો અવકાશ ન હોય. તો તમારા નોકરને કહી મુકવું, કે મુલાકાતે આવનારાઓને તમો "ઘરમાં નથી" કરી કેહે; પણ જો તેમ કેહેવાને તમે ભૂલી ગયાં હોવ, કે તમારો નોકર ગફલતીથી તેઓને અંદર લાવે, ત્યારેતો તેઓને ભેટવાની તમારી ફર્જછે. પછી તેમ કરતાં તમોને ગમેએવી અડચણ ખમવી પડે, તોયે ફેકર નહીં.

ઘણી ધણિયાણી કોઇકવેળા સાથે મુલાકાતે જાયછે. પણ ઘણુંકરીને તો તેઓ સાથે જતાં નથી. બાનુ ઘણુંકરીને પોતે એકલીજ મુલાકાતે જાયછે; પણ જો તેણીની એકાદ મોટી ઉમરની બેટી હોયછે, તો તે તેણીનીસાથે જાયછે. ઘણીકવેળા બે બાનુઓ, કે જેણી બંધે ઘરધણિયાણીની ઓળખાણવાળી હોયછે, તેણીઓ સાથે મુલાકાતે જાયછે. બાપ, મા, અને છોકરીઓનું એક આખું કુટુંબ શેહેરમાં ઘણી અગત્યસિવાય કદાચજ સાથે મુલાકાતે જાયછે; પણ તેમ ગામડાંમાં થઇ શકેછે, કેમકે ત્યાંનો વિવેક તેવોજછે.

અગરજો એક બાનુ બીજી ઓળખાણવાળી બાનુની મુલાકાતે ગાડીમાં ગઇ હોયછે, ત્યારેતો તેણીનીસાથનો નોકર સામી બાનુના નોકરને પ્રશ્ન પુછેછે, કે "મિસિસ—— ઘરમાંછે?" પણ જો તેણી પગે ચાલતી મુલાકાતે આવી હોય, તો આ પ્રશ્ન તેણી પોતેજ કરેછે. અગરજો સામો નોકર વિવેકી હોયછે, તો માત્ર "હા, બાઇ," અથવા "ઘરમાં નથી, બાઇ,"સિવાય પોતાની બાઇનાં ઘરનેલગતું, યા તેણી ક્યાં ગઇછે, ઇત્યાદિ બીજું કશું વધુ બોલતો નથી; તેજરીતે મુલાકાતે જનારી બાનુ અથવા ગૃહસ્થે પણ તેણી ક્યારે પાછી ફરશે, ઇત્યાદિ પ્રશ્નો કદીપણ નોકરને પુછવા નહીં. એમ કરવું એ ઘણું ગેરસલુકાઇભરેલુંછે. અગરજો "ઘરમાં નથી" એમ જણાવ્યામાં આવે, તો તે બાનુએ "કાર્ડ"ની બાબતમાં જણાવ્યાપ્રમાણે પોતાનો "કાર્ડ" મુકી આવવો; પણ જો જે બાનુની મુલાકાતે તેણી અથવા તે ગયો હોય, તેણી ઘરમાંજ હોય, તો કાંઇપણ વધુ બોલવાવગર ઘરમાં દાખલ થવું, અને નોકર તેણીને અથવા તેને રસ્તો બતલાવે, ત્યાં તેનીપછવાડે જવું. નોકર તેણીને અથવા તેને દીવાનખાનાંમાં લઇ જશે.

પછી ગમે એવીરીતે તેઓ ઘરથી જાણીતાં હોય, તોયે નૌકરે રસ્તો બતલાવવોજ જોઇએછે, અને પછી તેણીના અથવા તેના આવવાવિષે ઘરધણિયાણીને જાણ કરવી જોઇએછે. મા અથવા બેહેનો, યા એવાંજ કોઇ અતલગનાં સંબંધસિવાય દરેક બીજી વખ્તે એજપ્રમાણે વિવેક સાચવવો જોઇએછે. દીવાનખાનાંના દરવાઝાઉપર જઇ પોહોંચ્યાપછી મુલાકાતે આવનારી બાનુએ અથવા ગૃહસ્થે પોતાનું નામ નૌકરને જણાવવું, કે "મિસિસ——," અથવા "મિ૦——." બસ એટલુંજ બોલવું. "મારૂં નામ સ્મિથછે," એમ કેહેવું, અને "મિ૦" અથવા "મિસિસ"-વગર નામ બોલવું, એ ઘણું હલકુંછે.

અગરજો મુલાકાતે આવનાર "ઑનરેબ્લ" હોય, તો તે પોતાનાં નામસાથે જણાવવાની કશી અગત્ય નથી. પણ તેસિવાય બીજા સઘળા મોટા ખેતાબો નામ જણાવતીવેળા બોલવા જોઇએછે. ખેતાબસાથનું આખું નામ પોતાના "કાર્ડ"ઉપર છાપેલું હોયછે. (જુઓ "કાર્ડ"-ની બાબત.) એક બાનુએ કે ગૃહસ્થે જો ઘરધણિયાણી ઘરમાં હોય, તો કદીપણ પોતાનો "કાર્ડ" નૌકરને આપવો નહીં. એમ કરવું ઘણું ખોટુંછે.

ઇંગ્રેજી વિવેકપ્રમાણે મુલાકાતે આવનાર ગૃહસ્થ દીવાનખાનાંમાં જ્યાંસુધી ઘરધણિયાણીની મુલાકાત લઇને "શેક-હાંડ" કરે નહીં, ત્યાંસુધી પોતાની ટોપી હાથમાંજ પકડી રાખેછે, કેમકે જ્યાંતુલીક તે દીવાનખાનાંમાં હોય, ત્યાંતુલીક તેનેથી તે પેહેરી શકાતી નથી, કારણકે એક ઘરધણિયાણીનીહઝુરમાં તેણીનાં ઘરમાં એક ઇંગ્રેજી ગૃહસ્થથી ટોપી માથાંઉપર રાખી મુકી શકાતી નથી. તેમજ દીવાનખાનાંમાં ટોપી મુકીને અંદર આવવું, એ પણ એક જાતની છુટ લીધેલી, અને અવિવેકી ગણાયછે. એકજ ઘરમાં સાથે વસ્તા એક કુટુંબના પુરૂષો પોતાની ટોપી દીવાનખાનાંમાં મુકી શકેછે, અથવા પોતાનીસાથે ટોપી લેવાવિના બેસ્વાઉઠવાના ઓરડામાં દાખલ થઇ શકેછે. દીવાનખાનાંમાં ટોપી ટાંગી આવવાથી એમ જણાયછે, કે તે ટોપી પેહેરનાર ઘરમાંજછે.

સાજનાં પાંચ વાગતે બોલાવવામાં આવેલી "ટી-પાર્ટી,"[૧] નાસ્તાનું નોતરૂં, બપોરનાં ખાનાંની મજ્લેસ, વતરોગેમાં આ વિવેકથી ઉલટીજરીતે કરવામાં આવેછે, યાને તેવેળા પરોણાઓ પોતાની ટોપી દીવાનખાનાંમાં મુકીને અંદર દાખલ થાયછે.

---

૧ Tea-Party.

"ઇંગ્લાંડ"માં ઘણુંકરીને ગૃહસ્થો અને બાનુઓએ હાથમાં મુઝાં[૧] પેહેરી ફરવાનો ચાલછે, અને મુલાકાતનીવેળાએ બેસ્વાના ઓરડામાં દાખલ થતાં એક ગૃહસ્થ જમણા હાથનું મુઝું કાહાડી નાખેછે, પણ જો તે કાહાડી ન નાખવાનેબદલે પેહેરેલુંજ રાખવા ચાહાતો હોય, તો જોકે તેથી સભ્યતાભરેલું લાગતું નથી, તોપે મુઝાંસુધાંજ એક બાનુસાથે "શેકહાંડ" કરતીવેળા તેણે માફ માંગવાની, અથવા મુઝું રેહેવા દેવાવિષે કશો પણ એશારો કરવાની અગત્ય નથી.

મુલાકાત કરવાના તથા નાસ્તો કરવાના વખ્તનીઆગમચથી ઘરધણિયાણીએ પોતાના નોકરને ચેતાવી મુકવું જોઇએછે, કે જો કોઇ બીજું મુલાકાતે આવે, તો તેને શો ઉત્તર દેવો.

**"ઘરમાં નથી,"** એટલેકે મળવા આવનારાંઓની મુલાકાત લેવાની મર્ઝી નથી, માટે જો ઘરમાં હોવાછતાં "ઘરમાં નથી" એમ નોકર જણાવે, તો તેથી કાંઇ જુઠું બોલેલું ગણાતું નથી, પણ તેની મતલબ એમજ, કે કોઇ કારણનેલીધે મળવા આવનારાંઓને ભેટી શકાતું નથી. શામાટે મુલાકાત લેવામાં આવતી નથી, ઇત્યાદિ સઘળું મુલાકાતે આવનારાંઓને સમજાવા જવું ઘણું અગવડનું અને મેહેનતનું કામ થઇ પડેછે, અને તેટલામાટે "ઘરમાં નથી" એટલુંજ માત્ર કેહેવામાં આવે, તો મુલાકાતે આવનારાંઓએ સમઝી જવું જોઇએછે. પણ જો તેમ નોકરને આગમચથી ચેતાવી રાખવામાં આવ્યું ન હોય, અને કોઇ બાનુ મળવા આવે, અને નોકરથી ખબર કાહાડતાં તે એકદમ "ઘરમાં નથી" એમ જણાવવાનેબદલે "હું ખબર કાહાડી આવું, બાઇ," કે એવોજ કોઇ ભાંગોતુટો ઉત્તર આપ્યાપછી ઉપર જઇ પોતાની બાઇને પુછી આવીનેપછી જણાવે, કે "ઘરમાં નથી," તો તે એક જાતનું અપમાન ગણવામાં આવેછે, અને બધાં મળવા આવનારાંઓનેબદલે તેણીનેજ મળવાસારૂ ના પાડવામાં આવ્યુંછે, એમ તેણી સમજેછે. વળી નોકર પોતાની બાઇને પુછવા જાય, તેટલો વખ્ત મળવા આવનારી બાનુને દરવાઝાઉપર ગાડીમાં, અથવા દીવાનખાનાંમાં બેસી થવું પડેછે, અને તે પણ ઘણું અવિવેકી ગણાયછે. જો એક ઘરધણિયાણી મુલાકાત લેવાની ન હોય, તો તેણીએ

---

૧ Gloves, Mittens, or Mitts. "ગ્લવ્ઝ, મિટન્સ," અથવા "મિટસ." આંગળાંસાથનાં હાથનાં મુઝાંને "ગ્લવ્ઝ" કેહેછે, પણ આંગળાંવિનાનાં અથવા અર્ધાં આંગળાંનાં મુઝાંને "મિટન્સ" અથવા "મિટસ" કરી કેહેવામાં આવેછે.

બનતાંસુધી પોતાની મુલાકાતે આવનારાંઓની નઝરથી દુર રહેવાનો યત્ન કરવો જોઇએછે.

અગરજો એક બાનુ બહાર જવામાટે તઈયાર થતી હોય, અને તેટલાં જો કોઇ બીજી બાનુ મળવા આવે, તો નોકરે તેણીને તેવિષે ખુલ્લું જણાવવું જોઇએછે. પછી જો ઘણું અગત્યનું કામ હોય, તોજ મુલાકાતે આવનારી બાનુએ ઘરધણિયાણીને તસ્દી આપવી. નહીંતો માત્ર "કાર્ડ" મુકીને તે વખ્તે તો જતાં રહેવું વધારે ડાહાપણભર્યું છે.

અગરજો એક બાનુ બીજી બાનુસાથે મુલાકાત લેતી હોય, તેટલાંજ કોઇ ત્રીજી બાનુ મળવા આવે, તો નોકરે તેવિષે ત્રીજી મળવા આવનાર બાનુને કશું જણાવવાની અગત્ય નથી, પણ તેણીને દીવાનખાનાંમાં બેસાડીને તેવિષે પોતાની બાઇને ખબર કરવી જોઇએછે.

જે દિવસે એક બાનુ પોતાને ત્યાં મળવા આવનારાંઓની મુલાકાત લેવાની હોય, તે દિવસે બનતાંસુધી તેણીએ પોતાનાં દીવાનખાનાંમાંજ હાઝર રહેવું, કે જેથી જો કોઇ મળવા આવે, તો તેઓને તરત આવકાર દેવાને બની શકે. મુલાકાતે આવનારને જોતાંજ તેણીએ ઉભાં થઇ, સામે આવી, તેણીની અથવા તેનીસાથે "શેક-હાંડ" કરવી જોઇએછે. તેણીએ પોતાને ત્યાં આવનારને બેસવા ફર્માવવું નહીં, પણ પોતેજ એકદમ બેસી જવું, કે જેથી મુલાકાતે આવનાર પણ જો સારી તબિયત પામેલી બાનુ અથવા ગ્રહસ્થ હશે, તો તરત ઘરધણિયાણીની જેમ બનેએમ નઝદીકમાં બેસશેજ. પણ જો મુલાકાતે આવનારી બાનુ તેમ ન કરે, તો ઘરધણિયાણીએ "સોફા" ઉપર બેસવાને તેણીને અર્ઝ કરવી. અગરજો મુલાકાતે આવનારી બાનુ કે ગ્રહસ્થ વૃદ્ધ ઉમરનાં હોય, તો તેઓને એક "ઇઝી-ચૅર-" ઉપર બેસવાને અર્ઝ કરવી. તેમ કરવાને જો તેઓ સભ્યતાનેખાતર ના પાડે, તો બોહોતેસ કરીને બેસાડી, તેઓનીનઝદીકમાં પોતે જઇ બેસવું જોઇએછે. અગરજો ઘણી બાનુઓ સાથે આવે, તો તેણીની દરેકની ઉમર અને પદવીપ્રમાણે લાયક માન આપવું, અને દરેકને સગવડભરેલી જગ્યાએ બેસાડવી.

અગરજો એક જવાન બાનુ મુલાકાતે પેહેલી આવીને બેઠેલી હોય, અને તેટલાં જો બીજી કોઇ વધારે ઉમરની બાનુ મુલાકાતે આવે, તો પેહેલી બાનુની ફરઝછે, કે પોતે ઉઠીને તેણીને પોતાની જગ્યા લેવાની નમ્રતાઇસાથે અર્ઝ કરવી, અને પોતે બીજી જગ્યાઉપર જઇ બેસવું.

એક ઘરધણિયાણીએ કે તેણીને મળવા આવનારે મુલાકાતનીવેળા ઘણી ગડબડ કે ખોટા દેખાવો કરવાનો યત્ન કરવો, એ હલકાઇની નીશાનીછે. એવાં ગડબડ કરનારાંઓ ઘણુંકરીને હલકા વર્ગનાં લોકો હોયછે, કે જેઓ વગરમોભાએ, અને વગરસાવધપણે પોતાને ચંચળ દેખાડવામાટે ખાલી ગડબડાટ કરી મુકેછે. તેઉપરથી જણાયછે, કે તેઓને મંડળીમાં ફરવાની ટેવ નથી.

ઘરધણિયાણીએ પોતાને ત્યાં મુલાકાતે આવનારાંઓને "આલબમો," "ફોટોગ્રાફો," ચોપડીઓ, ચિત્રોવાળાં વર્તમાનપત્રો, ચિતારોના નમુનાઓ, કે પોતાનાં કુટુંબનાંઓએ હુન્નરસંબંધી કાઢેલી કાંઇપણ કારીગરીના નમુનાઓ દેખાડવાની પેહેલ કાહાડવી નહીં.

અગરજો ઘરધણિયાણી અને મુલાકાતે આવનારવચ્ચે ઘણો ઘરોબો ન હોવાનેલીધે. જો કુટુંબકબીલાનેલગતી વાતચિત થઇ શકે નહીં, તો બીજી સાધારણ બાબતો અને ગામગપાટાઉપરજ સબુરી પકડવી જોઇએછે.

જે બાનુને મંડળીમાં ભેળાવાની ટેવ હોતી નથી, અને જેણી બીજી કોઇરીતે વાત કરી શકતી નથી, તેણીજ ઘણુંકરીને એવીરીતે થોડા ઘરોબાવાળાં મુલાકાતે આવનારસાથે પોતાનાં ઘરને, પોતાનાં કુટુંબને, અને સર્વે પોતાનેજલગતી વાતો કર્યા કરેછે, કે જે જોકે સામાં ઘણીઓ કદાચ સભ્યતાનેખાતર ઉલટનું ડોળ દેખાડીને સાંભળેછે, તોપણ અંદરખાનેથી તેઓને કંટાળો ઉપજેછે, અને તેઓની મુલાકાત તેઓને પોતાનેજ ભારી પડેછે.

થોડા ઘરોબાવાળાં મુલાકાતે આવનારે પા કલાકથી વધુ વખત ઘરધણિયાણીને ત્યાં થોભવું નહીં, અને તે પા કલાક ઘરધણિયાણીએ બનતાંસુધી પોતાના પરોણાને ખુશ લાગે એવીરીતે વાતચિત, વગેરેથી પસાર કરવો. ઘરધણિયાણીએ કદીપણ પોતાને ત્યાં મુલાકાતે આવનારને કાંઇ ખાવાપીવા, વગેરેનેમાટે પુછવું નહીં, જેમકે "જરા 'વાઇન'ને 'બિસ્કિટ' લેશો?" અથવા "'વાઇન'ને જરા 'કેક' ખાશો?" ઇત્યાદિ. એમ કરવું વિવેકથીઉલટુંછે. સવારની મુલાકાતવેળા માત્ર આસિવાય બીજું કશુંપણ પુછવાનો ચાલ નથી, કેમકે મુલાકાતે આવનારને એસિવાય બીજા કશાંની અગત્ય હોતી નથી. તોપણ જો મુલાકાતે આવનાર દુરને તફાવતેથી આવેલું તમો જાણો, ત્યારેતો નાસ્તો કરવામાટે અર્જ કરવી વાજબી લાગેછે. પણ જો નજદીકથી આવેલું હોય, ત્યારેતો એમ પુછવામાં આવતું નથી. તોપે મુલાકાતે આવનાર જો વૃદ્ધ ઉમરનું અને નબળું હોય, તો તેને સાથે

નાસ્તો કરવા બેસવાની અર્જ કરવી, એ ઘણું સભ્યતાનું કામછે. વિવેકનો દરેક કાયદો વૃદ્ધ ઉમરનાંઓતરફ માનથી જોવાને દરેક વિવેકી બાનુ કે ગૃહસ્થને ફરમાવેછે.

ઘરધણિયાણીએ પોતાને હાથે ચા પ્યાલાઓમાં નામવી, અને જો મુલાકાતનીવેળા કોઇ ગૃહસ્થ હાઝર હોય, તો તેણે ઘરધણિયાણીએ નામીને તૈયાર કીધેલી ચાનાં પ્યાલાં મુલાકાતે આવનારી બાનુઓમાં વેંહેંચવાં જોઇએછે; પણ જો ત્યાં કોઇપણ ગૃહસ્થ હાઝર ન હોય, ત્યારેતો ઘરધણિયાણીએ પોતે તેમ કરવું, અને ત્યારપછી ખાંડ તથા દુધ[1] લઇ જઇને મુલાકાતે આવનારાંઓને આપવું; પણ જો તેણી પોતેજ ખાંડ તથા દુધ નાખીને ચા તૈયાર કરી તે મુલાકાતે આવનારાઓને આપતી હોય, ત્યારેતો ખાંડ તથા દુધવિષે દરેક જણને પુછવાની તેણીની ફર્ઝ છે, કેમકે કેટલાંકો મોળી તેમ કેટલાંકો મીઠી ચા પસંદ કરેછે. સાંજની મુલાકાતવેળા જો ચા આપવામાં આવે, તોસાથે માત્ર પાતળી "બિસ્કિટ," "કેક"ની કાતરીઓ, અથવા પાઉંની પાતળી કાતરીઓઉપર માખણ ચોપડીને તે આગળ મુકવામાં આવેછે; મુરબ્બો, મિઠાઇ, ઇત્યાદિ કદીપણ પુછવામાં આવતું નથી, તો જોકે સાંજની ચાની મોટી મજલેસમાં તે પણ પુરૂં પાડવામાં આવેછે. અગરજો કોઇ ગૃહસ્થ ત્યાં હાઝર ન હોય, તો ચા પી રહેવાપછી મુલાકાતે આવનાર બાનુ પોતાનું ચાનું પ્યાલું રકાબી સર્વેથી નઝદીકની એકાદ "ટેબલ"ઉપર મુકેછે. જોકે ચાની "ટ્રે"[2] પાસે પડેલી હોય, તોયે તેમાં તે મુકવામાં આવતાં નથી. અક્કેકું પ્યાલું ચા પી રહ્યાપછી બીજું પીવાની માગણી કરવામાં આવતી નથી, અથવા "કેમજી, ચા પસંદ પડી કે?" ઇત્યાદિ પ્રશ્નો પણ પુછવા ઘણા અણઘટતા ગણાયછે. એવા પ્રશ્નો પોંહોંચખાના ચલાવનારી ઉતરતા વર્ગની સ્ત્રીઓ કરે, તો ચાલે, કેમકે ત્યાં તેણીઓ પૈસાનેખાતર પોતાના ઘરાકોની મર્ઝી સારી જાતનું ખાનુંપીનું આપીને સાચવવાને આતુર રહેછે.

કેટલીક બાનુઓ ચા પોતે આપવાનેબદલે ચાકરનીમારફતે વેંહેંચાવવાનુ પસંદ કરેછે, અને જો તેમ કરવામાં આવેછે, તો મુલાકાતે આવનારાંઓની સંખ્યાનાં પ્યાલાં તેઓમાં આગમચથી ચા રેડીને લાવવામાં

---

૧ ઇંગ્રેજોમાં ચા પિરસ્તીવેળા ખાંડ તથા દુધ જુદાં આપવામાં આવેછે, કે જેથી ચા પીનાર પોતાનીમર્ઝી મુજબ તે ઓછુંવધતું લઇ શકે.

૨ Tray. લાકડાની અથવા ધાતુની રકાબી, થાળી અથવા તબકડી.

આવેછે. ચાનાં પ્યાલાંની સાથેજ "ટ્રે"ઉપર ખાંડ તથા દૂધ પણ લાવવામાં આવેછે. ચાનાં પ્યાલાં દરેક બાનુઆગળ તેણીની પદવીપ્રમાણે વારાફરતી લઇ આવવામાં આવેછે. સર્વેથી ઉંચી પદવીની બાનુઆગળ સર્વેથી પેહેલાં, તેણીથી ઉતરતીપાસે પછી, અને એપ્રમાણે વેંહેંચતાં સર્વેથી છેલ્લાં ઘરધણિયાણીની પોતાનીઆગળ લાવવામાં આવેછે.

જ્યારે "ટ્રે" ધરીને નોકર ઉભો રહેછે, ત્યારે દરેક બાનુ પોતાની મર્જીમુજબ ખાંડ તથા દૂધ પોતાની ચાનાં પ્યાલાંમાં લેછે. વળી તેજ "ટ્રે"નીઉપર માખણ ચોપડેલી પાઉંની કાતરીઓ, અથવા "બિસ્કિટ"-ની એક રકાબી પણ હોયછે. ચાહાની તેવેળા અંદર લાવવામાં આવતી નથી. ગમેતો ઘરધણિયાણી પોતાને હાથે ચાનાં પ્યાલાં વેંહેંચે, કે ગમે નોકરસોટ વેંહેંચાવે. તે બંધેમાં કશું વાંધાજેવું નથી. તોયે નોકરપાસે વેંહેંચાવાની રીત એવું બતલાવેછે, કે જાણે મુલાકાતે આવનારાંઓસાથે ઘરધણિયાણીને ઝાઝો ઘરોબો ન હોય.

કેટલીકવાર ચાનેબદલે કાફી આપવામાં આવેછે, પણ એ રીત ઇંગ્રેજોકરતાં બીજાં પારકાં લોકોની વધારેછે.

સવારની મુલાકાતવેળા ચા પીવામાટે જમવાના ઓરડામાં લઇ જવાનેબદલે દીવાનખાનાંમાં ચા લાવવામાં આવેછે; પણ જો સાંજની ચાની મોટી મજલેસ ભેગી મેળવેલી હોયછે, તોજ માત્ર જમવાના ઓરડામાં ચા પીવામાટે પરોણાંઓને લઇ જવામાં આવેછે.

અગરજો એક બાનુના મુલાકાતે આવ્યાપછી દશ અથવા પંદર "મિનિટો" રહીને બીજી બાનુ આવી લાગેછે, તો પેહેલી જેમ બનેએમ લાયકીથી ઘરધણિયાણીસોડેથી ખસી જાયછે, અને ઘરધણિયાણી ઉઠીને બીજી આવનારી બાનુને લેવા જાયછે, તથા "શેકહાંડ" કરેછે, અને પાછી આવી પોતાની જગ્યાઉપર બેસેછે. અગરજો મુલાકાતે આવનાર બાનુ નહીં, પણ ગૃહસ્થ હોયછે, તો તેણી ઉઠતી નથી, પણ બેસીજ રહેછે; "શેકહાંડ" થયાપછી તે બીજી આવનાર બાનુ હોય કે ગૃહસ્થ, તોયે ઘરધણિયાણીની નજદીકમાં તે બેસેછે. એવીરીતે પેહેલી આવેલી, તથા બીજી આવેલી બાનુઓવચ્ચે જો કાંઇ મતલબ હોય, તોજ ઓળખાણ કરાવવામાં આવેછે, નહીં તો તેમ કરવાની કશી અગત્ય નથી. તોયે પોતાની વાતચિતવેળા ઘરધણિયાણી અસેમસે એકબીજીનાં નામો બોલી સંભળાવેછે, કે જેથી તેણીઓ ઓળખાણ કરાવવાવિના એકબીજી કોણછે, તે જાણી શકે. તોયે જો ઘરધણિયાણી ડાહી અને ચતુર હોયછે, તો એવીરીતે વાત છેડ-

તો બાનુ તેનો ઉપકાર માનેછે, અને નમીને છુટી પડેછે, પણ "શેક-હાંડ" કરતી નથી.

દીવાનખાનાંમાં છુટાં પડતીવેળા ઘરધણિયાણી ઘંટ[1] વગાડીને પરોણાંને બહાર નિકળવામાટે રસ્તાઉપરનું બારણું ઉઘાડવા, તથા જો તેણી ગાડીમાં બેશીને આવી હોયછે, તો ગાડી દરવાજાઆગળ બોલાવવામાટે પોતાના નોકરને ફર્માવેછે, અને તેમ કરવાની તેણીની ફર્જછે, જે બજાવવામાં જો તેણી ગફલતી કરે. તો મોટો અવિવેક કીધેલો ગણાયછે.

અગરજો કોઇ બાનુ લાંબે તફાવતેથી મુલાકાતે આવી હોયછે, અને જો પોતાની ગાડી મુલાકાતનીવેળા છોડી નાખવાનો હુકમ આપેલો હોયછે, તો પોતાના નિશ્ચે ઉતરવાઅગાઉ ગાડી પાછી તૈયાર કરવાની વરદી આપવામાટે ઘરધણિયાણીના નોકરને ઘંટ વગાડીને પોતે બોલાવવાની તેણી રજા પુછેછે. અગરજો ઘંટ નઝદીકમાંજ હોયછે, તો ઘરધણિયાણી તે પોતેજ વગાડેછે, અથવા જો કોઇ ગૃહસ્થ ત્યાં હાઝર હોય, તો તે વગાડેછે, તેમ નહીંતો ઘરધણિયાણી મોટી ખુશીસાથે તે બાનુને તેમ કરવા દેવાની રજા આપેછે, અને તેથી મુલાકાતે આવનારી બાનુ પોતે ઘંટ વગાડી જયારે નોકર હાઝર થાયછે, ત્યારે ગાડી તૈયાર કરવામાટે તેને હુકમ કરેછે.

અગરજો કોઇ બાનુનીસાથે મુલાકાતે જતીવેળા તેણીની કોઇ બીજી સહી હોય, કે જેણીને ઘરધણિયાણીસાથે ઓળખાણ ન હોય, તો મુલાકાતવેળા તેણીને સાથે ઘરમાં લઇ જઇ શકાતી નથી, પણ બહાર ગાડીમાંજ થોભાવવાની ફર્જ પડેછે, પણ જો ઘરધણિયાણીની અથવા સહીની બેમાંથી એકની પણ મર્ઝી ઓળખાણ કરવાની હોય તો, અથવા બીજાં કોઇ ખાસ કારણમાટે તેણીને પણ લઇ જવાની મર્ઝી હોય, કે જેથી ઘરધણિયાણી તથા પોતાની સહીવચ્ચે ઓળખાણ થાય, ત્યારે તેણીને સાથે અંદર લઇ જવામાં અડચણ નથી.

અગરજો એક બાનુ બીજીની મુલાકાતે જતી હોય, કે જેણી પોતે કોઇ ત્રીજીનાં ઘરમાં પરોણાતરીકે ઉતરી હોય, તો મુલાકાતે જનારી બાનુ નોકરને માત્ર પોતાની સહીનેમાટેજ પુછશે, કે "—— ઘરમાં છેકે?" પણ ઘરધણિયાણી, કે જેણીને ત્યાં તેણી ઉતરી હોય, તેણીવિષે પુછતી નથી. પોતાની સહીસાથે મુલાકાત લીધાપછી, જો તેણીને ઘરધણિયાણી-

---

[1] આગળ "નોટ"માં જણાવ્યાપ્રમાણે "ઇંગ્લાંડ"માં ઘણી ચંડીનેલીધે બારણાં બંધ રાખવાની ફર્જ પડેછે, અને તેટલામાટે નોકરને બોલાવવામાટે દરેક ઓરડામાંથી ઘંટ વગાડવામાં આવેછે. (જુઓ પાને ૩૯ મે.)

સાથે સહેજ પણ પીછાણ હોયછે, તો તેણીનેમાટે પોતાનો "કાર્ડ" મુકી આવેછે, પણ જો સહેજપણ ઓળખાણ ન હોય, ત્યારેતો તેટલું પણ કરવામાં આવતું નથી.

અગરજો એક બાનુને ત્યાં બીજી બાનુ પરોણાતરીકે ઉતરેલી હોયછે, તો ઘરધણિયાણી પોતાનો એકાદ બેસવાઉઠવાનો ઓરડો પરોણાને પોતાનાં ઓળખાણવાળાંઓની મુલાકાત લેવાને ગની આપે. માટે તેટલો વખતસુધી તેણીની મરજીમુજબ વાપરવા દેછે. કે જ્યાં તેણી પોતાનાં ઓળખાણપીછાણવાળાંઓ, મિત્રો, ઇત્યાદિને ભેટી શકે; પણ જો તેમ બની શકતું ન હોય, તો પોતાનાં દીવાનખાનાંમાં તેણીને મુલાકાત લેવા દેછે, અને તેણી પોતે મુલાકાતનીવેળા ત્યાંથી દૂર રહેછે. પણ જો મુલાકાતે આવનાર ઘરધણિયાણીનું પોતાનું પણ પીછાણવાળું હોય, ત્યારેતો ત્યાં થોભવામાં કશી અડચણ નથી. પણ જો પોતાના પરોણાની મુલાકાતે આવનારાંઓસાથે ઓળખાણ ન હોવાછતાં ઘરધણિયાણી ત્યાંથી ખસી ન જાય, તો તે ઘણું અવિવેકી ગણાયછે. અગરજો મુલાકાતે આવનાર એક ગૃહસ્થ હોય, અને તેણીનો પોતાનો પરોણો એક જવાન કુંવારી બાનુ હોય, તો ઘરધણિયાણીને ત્યાં તેણીની વડીલતરીકે થોભવાનો હક રહેછે.

અગરજો પરોણાની મુલાકાતે આવનાર કોઈ ચોકસ બાનુસાથે ઘરધણિયાણીને પોતાને ઓળખાણ કરવાની ઇચ્છા થાયછે, તો તેણી તેવિષે પોતાના પરોણાને ખાનગી જણાવેછે, કે જેણી મોલાકાતે આવનાર બાનુનાં પાછાં જતીવેળા તેવિષે અર્જ કરેછે, તથા નોકરને ફરમાવેછે, કે "તમારાં બાઈને જણાવો, કે મિસિસ——— દીવાનખાનાંમાંછે." જેની મતલબ ઘરધણિયાણી સમજી જાયછે, કે તેણીને બોલાવેછે, અને ત્યારપછી રીતસર એકબીજીવચ્ચે ઓળખાણ કરાવવામાં આવેછે.

આગળ જણાવ્યાપ્રમાણે દશથી વીસ "મિનિટો"થી વધારે વખત મુલાકાતે આવનારે થોભવું નહીં. પણ જો વાત ઘણી અગત્યની હોય, કે એવાંજ કોઇ બીજાં કારણનેલીધે મુલાકાતે આવનારથી ઉઠી જવાય નહીં, તો ઘણાનાંઘણો અર્ધો કલાકસુધી થોભી શકાયછે, પણ તેપછીથી જવું વધારે ઠીક લાગેછે. તેમ કરવાથી ઘરધણિયાણી દિલગીર થાય તે પરવડે, પણ તમારા વધારે વખત બેસવાથી તમારી પતવાની વાર જોય, તેમાં સારૂં લાગે નહીં.

વળી કદાચ ઘરધણિયાણીની થોભાવવાની ખરેખરી મતલબ ન હોય,

તોપણ માન આપવાની મકસદે થોભવાની અર્જ કરેછે, માટે એકવાર ઉઠ્યા એટલે જવુંજ ડાહાપણભર્યું છે. તેમ વળી બરાબર વખતેજ ઉઠી જવાનેમાટે ઘડિયાળ કાહાડીને વારંવાર વખત તપાસ્યા કરવાથી પણ હલકું લાગેછે. વાત ઘણી સારીરીતે ચાલતી હોય, તેવેળા વખત થવાથી જવ ઉઠવું, એ ઘણી મોટી બીઅદબી ગણાયછે. વાત જરા ધીમી પડી હોય તેવેળા જવા ઉઠો, તો સારૂં લાગેછે, પણ જો જવાના વખતઉપરાંત વાત સારીરીતે ચાલ્યાજ કરે, તો જાણે જવા માંગતા હોવ, એવું ડોળ કરી ઘરધણિયાણીનું પ્રથમ ધ્યાન ખેંચવું જોહએછે.

અગરજો કોઇ સવારની મુલાકાતે આવ્યું હોય, અને તેવેળા ઘરધણિયાણી ગુંથવા, ભરવા, ઇત્યાદિ કાંઇ નજીવાં કામમાં રોકાયલી હોય, તો પોતાના પરોણાઓને આદરમાન આપવાપછી તેનીસાથે વાતચિત કરતીવેળા તેણીએ પોતાનું કામ બંધ કરવાની અગત્યછે. પણ જો મુલાકાતે આવનાર તેણીનીસાથે અંતલગની મિત્રાઇ ધરાવતી હોય, તો તેમ કરવાની ઝાઝી અગત્ય નથી, તોયે તેણીનીપાસે તેમ કરવાનું ચાલુ રાખવાની રજા તો માંગવી જોઇએછે. જોકે એ બાબતસર જુદાંજુદાં મતોછે, તોયે ઉપલું મત સાદી અક્કલે વિચારતાં વધારે વાજબી લાગેછે. તોપણ સભ્યતાનેખાતર ગાયન, ચિત્રો દોરવાનું કામ, અથવા એવુંજ કોઇ બીજું કામ, કે જેમાં તેણીને ચિત્ત દેવું પડે, અને તેથી પરોણાંઓસાથે ધ્યાન રાખી બરાબર વાત કરવાને ન બને તે તરત બંધ કરવું ઘટેછે. એક વિવેકી બાનુ પોતાનાં સઘળાં પરોણાંઓને એકસરખું આદરમાન આપેછે, અને બનતાંસુધી એવી વાત ચલાવેછે, કે જેમાં સર્વેને ભાગ લેવાને બની આવે.

સઘળાં પરોણાંઓમાં કોઇ નામાંકિત, અથવા ઘણાં બુઝુર્ગ યા કોઇ મોટી પદવી ધરાવનાર પરોણાંતરફ જો ઘરધણિયાણી વધારે મર્યાદા તથા માનથી વર્ત્તે, તો તે વાઝબી ગણાયછે, કોઇ ઉંચી પદવીનાં ઉમરાવતરફ યા કોઇ નામીચા લખનારતરફ, યા એવાજ કોઇ બીજા અસાધારણ પુરૂષતરફ તેણીનાં વધારે માનથી વર્ત્તવાસારૂ બીજાં પરોણાંઓ બડબડશે નહીં, પણ પૈસાનેખાતર એક પરોણાતરફ વધારે માનથી વર્ત્તવું, એ કાંઇજ નહીં, પણ હલકાં ભેજાંની, અને હલકી બુનિયાદની નેશાનીછે, કે જે ગમેએવાં નર્મ સ્વભાવનાં મુલાકાતે આવનારાંઓ પણ સાંખી ન શકે, એ સ્વભાવિકછે.

સવારના મુલાકાતે જતીવેળા, યા સવારની મુલાકાત પોતે લેતીવેળા એક બાનુ જોકે ઘણાં ઉંચાં કપડાંથી પોતાનું શરીર સણગારતી નથી,

તોયે સાદાં પણ સોજાં, અને દેહ્‍લબેસ્તાં કપડાં તેણીએ પેહેરવાં ઘટેછે. મુલાકાતે જતીવેળા જો તેણી પગે ચાલીને જવાનેબદલે ગાડીમાં જતી હોય, તો તેણી વધારે સારાં કપડાં પેહેરે, તો તેમાં કાંઇ અડચણજેવું નથી. તેમજ એક ગૃહસ્થે પણ હંમેશાં સોજા ફરવું ઘટેછે. હાલના વખ્તમાં હાલહવાલ પુશાકવાળો પુરૂષ ગૃહસ્થમાં ખપી શકતો નથી, (જુઓ "પુશાક"વાળું પ્રકરણ.)

જોકે પેહેલી નઝરે જોતાં ઉપલી સુચનાઓ નજીવી લાગેછે, પણ ખરેખર જોતાં તેઓ ઓછી અગત્યની નથી. પ્રથમ નજીવી બાબતોઉપર અખાડા કર્યાથી તેઓ બદીનું મોટું રૂપ પકડેછે, એ હંમેશાં યાદ રાખવું. એવી નજીવી બાબતોઉપર ધ્યાન આપવાની ટેવ રાખ્યાથી, તે કુદરતીરીતે માણુસના સ્વભાવસાથે જોડાઇ જાયછે, અને એવી વિવેકી ચાલ ચલાવનાર શું બાનુ કે શું ગૃહસ્થ હંમેશાં મંડળીમાં માન ધરાવેછે, તેમજ સંસારી બાબતમાં સુખી થાયછે.

બીજી કેટલીક અગત્યની સૂચનાઓ, કે જેઉપર દરેક જાતની મજલેસવેળા ધ્યાન આપવાની ઝરૂરછે, તેવિષે બે બોલ અત્રે જણાવી આ પ્રકરણ પુરૂં કર્યે છૈયે.

મુલાકાતનીવેળા ભોંયઉપર પગો ઠોકયા કરવા, કે કુરસી યા "ટેબ્લ"-ઉપર આંગળાંઓવડે ટકોરા માર્યા કરવા, એ વિવેકથીઉલટું છે.

નાકમાંથી સર્વેનાં દેખતાં મજલેસમાં લીંટ કાહાડવાથી દુર રહેવું. ઘણાંકોને એવી જગ્યાએ પોતાનાં આંગળાંઓવચ્ચે નાક પકડીને ફુંઊં–ફુંઊં–ફુંઊં કરવાની ધિક્કારવાજોગ ટેવ હોયછે, પણ તે ટેવ બનતાંસુધી કાહાડી નાખવાની અગત્યછે. ડા૦ ઑલિવર ઉવેનડેલ હોમ્સ નામે લખનાર જણાવેછે, કે **"ગૃહસ્થ કોણને કેહેવો, એ બાબતમાં સઘળી તકરારો અને વિરૂધ મતોને એક બાજુએ મુકતાં બંધે બાજુવાળાઓ આ બાબતમાં તો એકમત થાયછે, કે જે ધણી આંગળાંઓવચ્ચે નાક પકડીને લીંટ કાહાડેછે, તે કદીપણ ગૃહસ્થમાં ખપી શકતો નથી."**

એક મજલેસમાં કદીપણ બગાસાં કે ઓડકાર ખાવો નહીં, કે છીંકાછીંક કરવી નહીં. અગરજો ખાંસી કે છીંક આવે, તો તેવેળા જરા દમ ઉપર રાખીને બેસ્વાનો યત્ન કરવાથી તે જતાં રહેશે, હોઠ ઝુલાવી તથા મ્હોં ઉઘાડીને મજલેસમાં ફરવાની ટેવ રાખવી ન જોઇએ. વિવેક-

ઉપર લખનાર એક ભલા ગૃહસ્થની શિખામણ છે, કે "હંમેશાં મ્હોંવાટે નહીં, પણ નાકવાટે દમ લેવો, મ્હોં બંધ રાખીને સુવાની ટેવ રાખવી; ઉઘાડું મ્હોં રાખવાની ટેવ નબળાઈ બતલાવે છે, અને એવી ટેવ રાખવાથી તનદુરોસ્તીને તથા દાંતોને નુકસાની થાય છે."



## પ્રકરણ ૬.

# નોતરૂં અથવા ઇજન.

## (ચિઠ્ઠી લખવાની રીત.)

## INVITATIONS. LETTER-WRITING.

(ઇન્વિટેશન્સ. લેટર-રાઇટિંગ.)

જેઓ ખુલ્લા, સારા અક્ષરે લખી શકતા ન હોય, તેઓએ ચિઠ્ઠીપત્રીઓ નહીંજ લખવી ભલીછે. અક્ષર એવા લખવા જોઇએ, કે સામો વાંચનાર તે સેહેલાઇથી ઉકલાવી શકે. હાલનાજેવાં વખ્તમાં, કે જ્યારે દરેક જણને પોતાનો વખ્ત કીમતીછે, તેવા વખ્તમાં એવા ઉખ્યાણાંજેવાં, સાંકેતિક અક્ષરોવાળાં લખાણો લખી સામા ધણીનો વખ્ત તેનીપાસેથી છિનવી લેવાનો કોઇને કશો હક નથી.

ચિઠ્ઠીપત્રી લખવી એ કાંઇજ નહીં પણ જાણે વાતચિત કાગળઉપર લખીને કરતાં હોવ એમછે, એટલામાટે વાતચિતમાં જેટલી સંભાળ લેવાની ઝરૂરછે, તેટલીજ કાગળપત્રો લખવામાં પણ લેવાની અગત્યછે. ભાષા તદન સાદી અને સેહેલ હોવી જોઇએ; તેમાં કોઇપણ જાતના હલકા શબ્દો વાપરવા નહીં જોઇએ; તેમ વળી તમો ઘણાં "ડાહાપણના ભંડાર"છો, એવો ખોટો અને ખ્યાલી ફીલસુફીભર્યો વિચાર રાખી ઘણું ડાહાપણ દેખાડવાથી પણ દુરજ રહેવું. વાતચિત કરતાં જો ભૂલમાં કાંઇ બોલાઇ જાય, તો ચાલે, પણ લખતીવેળા તેવી ભૂલો થવી ન જોઇએ; કેમકે લખતી વખ્તે તો તમોને ઘણો વખ્ત મળેછે, અને તેટલામાટે એકાદ ભૂલભર્યો શબ્દ, કે ખોટી જોડણી, ઇત્યાદિ માફ થઇ શકેએમ નથી.



પ્રકરણ ૬.

# નોતરૂં અથવા ઇજન.

## (ચિઠ્ઠી લખવાની રીત.)

## INVITATIONS. LETTER-WRITING.

(ઇન્વિટેશન્સ. લેટર-રાઇટિંગ.)

જેઓ ખુલ્લા, સારા અક્ષરે લખી શકતા ન હોય, તેઓએ ચિઠ્ઠીપત્રીઓ નહીંજ લખવી ભલીછે. અક્ષર એવા લખવા જોઇએ, કે સામો વાંચનાર તે સેહેલાઇથી ઉકલાવી શકે. હાલનાજેવાં વખ્તમાં, કે જ્યારે દરેક જણને પોતાનો વખ્ત કીમતીછે, તેવા વખ્તમાં એવા ઉખાણાંજેવાં, સાંકેતિક અક્ષરોવાળાં લખાણો લખી સામા ધણીનો વખ્ત તેનીપાસેથી છિનવી લેવાનો કોઇને કશો હક નથી.

ચિઠ્ઠીપત્રી લખવી એ કાંઇજ નહીં પણ જાણે વાતચિત કાગઝઉપર લખીને કરતાં હોવ એમછે, એટલામાટે વાતચિતમાં જેટલી સંભાળ લેવાની ઝરૂરછે, તેટલીજ કાગઝપત્રો લખવામાં પણ લેવાની અગત્યછે. ભાષા તદન સાદી અને સેહેલ હોવી જોઇએ; તેમાં કોઇપણ જાતના હલકા શબ્દો વાપરવા નહીં જોઇએ; તેમ વળી તમો ઘણાં "ડાહાપણના ભંડાર" છો, એવો ખોટો અને ખ્યાલી ફીલસુફીભર્યો વિચાર રાખી ઘણું ડાહાપણ દેખાડવાથી પણ દુરજ રહેવું. વાતચિત કરતાં જો ભૂલમાં કાંઇ બોલાઇ જાય, તો ચાલે, પણ લખતીવેળા તેવી ભૂલો થવી ન જોઇએ; કેમકે લખતી વખ્તે તો તમોને ઘણો વખ્ત મળેછે, અને તેટલામાટે એકાદ ભૂલભર્યો શબ્દ, કે ખોટી જોડણી, ઇત્યાદિ માફ થઇ શકેએમ નથી.

મળી શકેછે. કામકાજના પત્રઉપર તમારૂં ઠેકાણું તથા તારીખ જણાવવાને કદીપણ ચુકવું નહીં. કામકાજનાં મથાળાં છાપેલાં કાગળો ખાનગી વેહેવારમાં વાપરવાં ન જોઇએ.

લીંટી દોરેલાં કાગળો વાપરવામાં જોકે કોઇરીતે ખોટું નથી, તોયે લીંટીવગરનાં સાદાં કાગળો વધારે સારાં લાગેછે. જો તમોને લીંટીવગરનાં વાપરવાવિના ચાલતું ન હોય, તો લીંટી છાપેલાં જાડાં કાગળો તૈયાર વેચાતાં મળેછે, તેમાંનો એકાદ કાગળ વેચાતો લાવીને તમારીપાસે રાખી મુકવો, અને લખતીવેળા તમારાં કાગળનીનિચ્ચે તે મુકીને લખવું. એવો એક કાગળ તમો ઘરમાં પણ તમારે હાથે દોરીને બનાવી શકશો.

અગરજો એકાદ લાંબું કાગળ લખવાની અગત્ય પડે, તો શુરૂઆતમાં છેક ઉપરથી લખવા માંડશો, તો તેમાં કશી હરકતજેવું નથી, કેમકે એમાં કોઇ જાતનો વિવેકી કાયદો છેજ નહીં, પણ જો કાગળ ટુંકું હોય અને માત્ર થોડીક લીંટીઓ લખવાની હોય, ત્યારેતો સઘળું લખવાનું, તમારી સહી, વગેરે સર્વે એકજ બાજુએ સમાઇ જાય, એવીરીતે ગોઠવીને લખશો, તો સારૂં લાગશે.

પેહેલાંજ પાનાંઉપર જમણી બાજુએ મથાળે તારીખ, તેનીનિચ્ચે તમારૂં ઠેકાણું, અને જો બની શકે તો તમારાં ઘરનું "નંબર," ઇત્યાદિ લખવું.

સરનામું કેવીરીતે કરવું, કેમ લખવું, ઇત્યાદિ શિખાડવાનું કામ આ પુસ્તકનું નથી, પણ તેમાટે એકાદ સારી "પત્ર-પોથી" જોવાથી માલુમ પડશે.

અગરજો તમોને "મૉનૉગ્રામ"[1] અથવા "ક્રેસ્ટ" વાપરવાનો શોખ હોય, તો તે બનેએટલો સાદો, અને માત્ર એકજ રંગમાં છાપેલો હોવો જોઇએછે. સોનેરી કે ઘણાં રંગમાં છાપેલો "મૉનૉગ્રામ" કે "ક્રેસ્ટ" સામાં ધણીનો ઇતરાટ દેખાડેછે, તેટલામાટે તેમ કરવું વિવેકી ગણાતું

---

૧ Monogram. એક ધણીનાં નામનાં મુળ અક્ષરોને વણીને તેનો બનાવેલો એક આકાર. Crest. શબ્દોવગરની માત્ર પિચ્છ, કલગી, ઈત્યાદિ પોતાની નેશાનીવાળી મોહોર. લખવાનાં કાગળો, પરબીડિયાંઉપર શોખનેખાતર "મોનોગ્રામો," "ક્રેસ્ટો," તથા મોહોરો રંગબેરંગી શાહીથી છપાવવામાં આવેછે. કેટલાક શોખીનો એવા "મોનોગ્રામ," "ક્રેસ્ટ," વગેરે પોતાની ગાડીનાં બારણાં, ચમચાકાંટા, કાચકામ, ઈત્યાદિઉપર પણ પડાવેછે.

નથી. મોટા ધણીઓ કે બરૈખાંઓ પોતાનો, અથવા પોતાનાં કુટુંબમાં અસલવારેથી વપરાતો "કોટ-આવ-આર્મ્સ"૧ વાપરેછે.

કામકાજનાં પત્રોસિવાય બીજાં કોઇપણ પત્રઉપર લાખવડે મોહોર કરવામાં આવતી નથી, તેમ વળી હાલની રીતપ્રમાણે ચકતી, અથવા જેને "વેફર"૨ કરી કેહેછે, તે પણ વાપરવામાં આવતાં નથી.

શોગ બતલાવવાસારૂ કાળી કેનારીનાં કાગળો તથા પરબીડિયાં વાપરવામાં આવેછે, અને તે વાપરનારસાથે મરનારના થોડા કે ઘણાં સંબંધપ્રમાણે તેની કેનારી ઓછી કે વધતી પોહોળાઇની હોયછે. એવાં કાગળો તથા પરબીડિયાં જેટલો વખ્ત શોગ રાખવામાં આવેછે, તેટલો વખ્ત વાપરવામાં આવેછે. આગળ કોઇ અતલગના મરનારના શોગનેમાટે ભારે મોટી પોહોળાઇની કાળી કેનારીનાં કાગળો વાપરવામાં આવતાં હતાં, પણ તે રસમ હાલ નિકળી ગઇછે, અને સાધારણ પોહોળાઇનાંજ હવે વધારે પસંદ કરવામાં આવેછે. ખરેખરો શોગ કે મરનારનેમાટેની ખરાં દેલની લાગણી કાંઇ એવા ખોટા દેખાવો કરવાથી ખરી જણાતી નથી. ખરેખરૂં દુઃખ હંમેશાં ભિતરનું હોયછે, અને નહીં કે બાહારનું.

અગરજો સાંજની, અથવા એવીજ કોઇ બીજી મજલેસનેમાટે તેડું કરવામાં આવેછે, તો તેનેમાટે છાપેલા "કાર્ડો," અથવા "નોટ-પેપર" વાપરવામાં આવેછે, અને એવા "કાર્ડ" અથવા "નોટ-પેપર"ને મથાળે તે નોતરેલા ધણીનું નામ લખવામાં આવેછે. માત્ર જો ઘણાં ઓળખાણવાળાંઓની અથવા મિત્રોનીજ મજલેસ હોયછે, તો તેવાં તેડાંનેમાટે નોતરૂં કરનાર યજમાનો ખુદ પોતાના મુલાકાતે જવાના "કાર્ડ"ઉપર પોતાને હાથે લખીને તે "કાર્ડો" મોકલી આપેછે. એવી જાતનાં નોતરાંનો પાછો ઉત્તર લખવાની અગત્ય નથી. એવાં નોતરાંમાં તમારે ગમેતો જાઓ યા ન જાઓ, તો ચાલે; પણ જો તમો ન જાઓ, તો બીજેજ દિવસે ઇજનનેમાટે તમારે યજમાનોને ઘર તમારો "કાર્ડ" મુકી આવવો જોઇએછે.

અગરજો નાચનું તેડું કરવામાં આવેછે, તો તે પણ ઉપલાનીજપેઠે હોયછે, ફક્ત માત્ર એટલોજ કે તે તેડાંના "કાર્ડ" અથવા "નોટ-પેપર"-

---

૧ Coat-of-Arms. જેવીરીતે અને જે કારણસારૂ "મોનોગ્રામ," "ક્રેસ્ટ," ઇત્યાદિ વાપરવામાં આવેછે, તેવીજરીતે અને તેજ કારણસારૂ "કોટ-આવ-આર્મ્સ" પણ વપરાયછે. વેલાયતનાં સઘળાં ઉંચે વાંધેના અમીરઉમરાવોના પોતાનાં કુટુંબનેલગતા "કોટ-આવ-આર્મ્સ" હોયછે, અને બીજાંઓ તેની નકલ ન કરે, માટે અમુક રકમ આપી તે નોંધાવવામાં આવેછે.

૨ Wafer.

નાં ખુણાંમાં **"નાચછે,"** અથવા **"રાત્રે ૧૧ વાગ્તે નાચછે,"** એટલું વધુ જણાવ્યામાં આવેછે. અગરજો ગાયનની મજલેસ હોયછે, તો ગાયન કેટલે વાગ્તે શુરૂ થનારછે, તે જણાવ્યામાં આવેછે.

એવાં આદરસ્તકારી નોતરાં ત્રણ અઠવાડિયાં, અથવા એક મહિનો-આગમચથી મોકલવામાં આવેછે. અગરજો તેટલો વખ્ત હાથમાં ન રહે, તોયે દશ દિવસઆગમચથી તો તે મોકલવાંજ જોઇએછે.

તેડાંનેમાટે ન્હાનાં કદનાં "નોટ-પેપર," તથા તેને મળતાંજ અને બેસ્તાં પરબીડિયાં વાપરવામાં આવેછે, અને તેઉપર નોતરનાર ધણીને ગમેતો પોતાનો "મોનોગ્રામ" અથવા "ક્રેસ્ટ" છપાવેછે. જે રંગનાં કે કદનાં "નોટ-પેપર" વાપરવામાં આવે, તેનેજ બંધબેસ્તાં પરબીડિયાં પણ વાપરવાં જોઇએછે. હમણાના વખ્તમાં તરેહવાર "ફાશાન"નાં "નોટ-પેપરો" તથા તેનેલગતાં પરબીડિયાં બહાર પડેછે, એટલે કયાં વાપરવાં અને કયાં નહીં, તે કેહેવું લગાર કઠણછે. છતાં એટલુંતો જણાવવું જોઇએ-છે, કે બનતાંતુલીક ઘણાંજ ભપકાદાર, ઘણાંજ મોંઘાં, અને ઘણાંજ રંગ-બેરંગી "નોટ-પેપરો" વાપરવાં એ સારા શોખની નેશાની નથી. યાદ રાખજો, કે પુશાકનીબાબતમાં પણ જેટલું સાદુ એટલું શોભિતું લાગશે, તેમજ વાપરવામાં આવતાં કાગઝોબાબે પણ જાણવું.

બનતાંતુલીક "નોટ-પેપર"ને બરાબર સરખાં વાળવાં, કે જેથી તે પરબીડિયાંમાં સરખાં બેસી જાય. જેમ બને તેમ થોડી ઘડી વાળવી સારીછે, કે જેથી તે સામા ધણીને મળતાં ઉઘેડવામાં આવે, ત્યારે તેઉપર ઘણા કાપાકાપાજેવું લાગે નહીં.

ખાનાંની મજલેસનાં હજનો ધણી અને ધણિયાણી બન્નેને નામે લખવામાં તથા મોકલવામાં આવેછે. (જુઓ **"ખાનાંની મજલેસ."**) અગરજો ગામમાં ઘણેક ઠેકાણે મજલેસો કે મેળાવડાઓ થવાના હોયછે, ત્યારેતો ખાનાંની મજલેસનાં નોતરાં તે દિવસની ત્રણ અઠવાડિયાંઆગમ-ચથી મોકલવામાં આવેછે, નહીંતો સાધારણ વખ્તે, એટલે દશ દહાડા-આગમચથી જો મોકલવામાં આવે, તો બસ ગણાયછે. તેડાં હાથે લખેલાં અથવા છાપેલાં ગમેએમ મોકલી શકાયછે.

મિત્રોને તેડતીવેળા ચિઠ્ઠીમાં "તમારા પધારવાથી અમોને **માન મળશે"** કરી લખવામાં આવેછે, પણ જો ઘણી ઓળખાણ ન હોય, તો "તમારા પધારવાથી અમોને **ખુશહાલી ઉપજશે"** કરી લખવામાં આ-

વેછે. બપોરપછીની મજલસોમાં રમતનેસારૂ "ક્રોકે"[1] ખેલવાનો, અ-થવા ગાયન કરવાનો ચાલછે. અગરજો નેમ હોય. તો મુલાકાતે જતીવેળા વાપરવાના "કાર્ડ"નાં ખુણાઉપરજ લખીને તે મોકલવામાં આવેછે.

કેવા અવસરે ચિઠ્ઠીપત્રીઓ લખવી, તે જાણ્યાપછી હવે સાધારણ દરેક કામકાજનેમાટે કેવીરીતે કાગળપત્રો લખવાં તેવિષે અત્રે સ્હેજ જણાવવાની અગત્યછે.

કાગળ લખવાપછી કોઇપણ અક્ષર કે શબ્દ છરીવડે, યા હરકોઇ બીજીરીતે ઘસી કાહાડવો નહીં. એમ કરવું ઘણુંજ ખોટુંછે. અગરજો ભુલમાં કદાચ કાંઇ લખાઇ જાય, તો તેઉપર શાહનો લીટો ખેંચી, તેની-ઉપર તે પાછું લખવું.

અગરજો ચિઠ્ઠી ટપાલમારફતે મોકલવાની હોય. તો ટપાલની "ટિકેટ" પરબીડિયાંનાં ઉપલાં જમણી બાજુનાં ખુણાઉપર ચોટાડવી. તે વાંકી યા ઉંધી ચોટાડવી નહીં. એવીરીતે "ટિકેટ" ચોટાડવાથી તમો સામા ધણી-તરફ અવિવેક કરતા હોવ, એમ ગણાયછે, કેમકે તેનાં કાગળઉપર ગમે-એમ "ટિકેટ" ચોટાડશું. તો તેને ચાલી જશે, એમ તમો ધારતા હોવ. એવું તેઉપરથી જણાયછે. વળી એવીજરીતે કાગળઉપર કાંઇ ચિકણી વસ્તુના, કે શાહના, કે હરકોઇ બીજા ડાઘા હોવા ન જોઇએ. કામકાજનાં પત્રોમાં હંમેશાં ઉત્તરનેમાટે અસ્કેરી "ટિકેટ" બિડવાથી ઘણું વિવેકી લાગેછે.

ખાનગી કે કામકાજનાં દરેક પત્રો કાળી, ઘેરી ઝાંબુરી, યા ઘેરી "બ્લુ" શાહથી લખવાં જોઇએછે. ખુલી "બ્લુ" કે રાતી શાહથી કે સિસાપેનથી કદીપણ ચિઠ્ઠીપત્રીઓ લખવી નહીં. સારી ઘેરા કાળા રંગની શાઇ વધારે પસંદ કરવાજોગછે. ફીકી શાહએ લખવું, એ કદીપણ માફ ન થઇ શકેએવી બીઅદબી ભરેલી ગણાયછે, કેમકે સ્હેજ ખર્ચમાં તમો સારી જાતની શાઇ મેળવી શકો એમછે.

કામકાજનું ટુંક લખાણ "પોસ્ટલ-કાર્ડ"ઉપર કર્યામાં આવેતો ચા-લે, પણ ખાનગી ચિઠ્ઠીપત્રી એવા "કાર્ડો"ઉપર લખી શકાતી નથી, અને જો સામો ધણી તમારાં એવાં લખાણનો ઉત્તર ન વાળે, તો તેમાં તેનો કશો વાંક કાહાડી શકાતો નથી.

પરબીડિયાં બિડતીવેળા થુંક કરીને તે કદીપણ વળગાવવાં નહીં. જોકે

---

૧ Croquet. એક જાતની રમતછે, જે લાકડાંના દડા તથા લાંબા હાથાવાળી હથોડીવડે ખુલા મયેદાનમાં રમવામાં આવેછે.

આ રીત ઘણી સાધારણ થઇ ગઇછે, તોયે તે કોઇપણ રીતે પસંદ કરવાજોગ ગણાતી નથી.

જેનીઉપર તમો ચિઠ્ઠી લખતા હોવ, તેનું સરનામું બરાબર લખવાની સંભાળ લેવી જોઇએછે. ઘણાંક અસાવધ અને ગાફેલ લખનારાંઓ કાગળ એકને લખવા બેસેછે, તેમાં બીજાનેલગતું પણ કાંઇ લખી દેછે, અને પછી તે કાગળ બિડીને ત્રીજાને સરનામે મોકલી આપેછે, માટે લખતીવેળા સાવચેત રહેવાની અગત્યછે.

ઘણાં જણાંઓને સરનામું પરબીડિયાંનાં છેક એક ખુણાંમાં ઝીણાં અક્ષરે લખવાની ટેવ હોયછે, અને બાકીની જગ્યા ખાલી રાખવામાં આવેછે. તેમ કરવું, એ સારા શોખની નેશાની નથી. પરબીડિયાંની બરાબર વચ્ચેથી સરનામું લખવું શરૂ કરવું, પણ જો વધારે લખવાની અગત્યજ પડતી હોય, તોજ સ્હેજ વધારે ઉપરથી લખવામાં કશી અડચણજેવું નથી.

સઘળાં નામો, પદવીઓ, ખેતાબો, ઇત્યાદિ આખાંજ લખવાં. તેઓને સંક્ષેપમાં લખવાથી તે લખનાર અવિવેકામાં ખપેછે ; જેમકે જો "કૅપ્ટન," "અસ્કુવાયર," "કમિશનર," "મૅડમ," "મૉન્સીયુર," ઇત્યાદિ લખવું હોય, તો "Capt.," "Esq.," "Commisr.," "Mad.," "Mon.," અથવા "M.," આપ્રમાણે ન લખવું, પણ "Captain," "Esquire," "Commissioner," "Madame," "Monsieur" કરી આખું લખવું. ધંધાદારીઓને "મિ૦," અથવા જો પેઢી હોયતો "મેસર્સ"[૧] કરી લખવું જોઇએછે.

એક કુંવારી બાનુ એક ગૃહસ્થને "મારા પ્યારા સાહેબ" કરી લખી શકતી નથી, પણ માત્ર "પ્યારા સાહેબ" કરીજ લખેછે ; પણ જો તેણી અથવા સામો ગૃહસ્થ ઘણાં ઉમરે પુગેલાં હોયછે, તો તેમ લખવામાં કશી અડચણ નથી. ઇંગ્રેજી રીતપ્રમાણે એક બાનુનું સરનામું કરતાં તેણીને પોતાને નામે નહીં, પણ તેણીનાં વરને નામે લખવામાં આવેછે, જેમકે "મિસિસ **લુસી** સ્મિથ" નહીં, પણ મિસિસ **ચાર્લ્સ** સ્મિથ" કરી લખવું જોઇએછે. એક કુંવારી બાનુ એક પરણેલા ગૃહસ્થસાથે કાગઝપત્રનો વેહેવાર કામકાજસિવાય બીજા કોઇ કારણસર રાખી શકતી નથી.

---

૧ Messieurs. આ શબ્દ તેમજ "મેડમ," "મોન્સીયુર," ઇત્યાદિ શબ્દો "ફ્રેન્ચ" ભાષાનાછે, "મેસર્સ" શબ્દ "મોન્સીયુર"નું બહુવચનછે, અને તેનો અર્થ "મારા સાહેબો" કરી થાયછે. "મેડમ"નો અર્થ "મારાં બાઇ" કરી થાયછે.

કોઈપણ પત્રમાં, પછી તે પત્ર કામકાજનો હોય, કે મિત્રાઈનો હોય, તોયે તેમાં તમારૂં નામ અને ઠામ લખવાને ભુલશો માં.

તમારાંકરતાં ઉંચી પદવીનાંને અથવા હલકી પદવીનાંને કાગળ લખતીવેળા બનેએમ ટુંકમાંજ તે લખવો જોઈએછે; કેમકે પેહેલાંમાં સામો ધણી તમારાકરતાં ઉંચી પદવીનો હોવાથી તેનો વધુ વખ્ત લેવામાં તમો તેનીતરફ બીઅદબી કરોછો, તેમ બીજામાં લંબાણ કરવાથી તમો તમારાકરતાં હલકી પદવીનાંસાથે ઘણી છુટ લઇ તમારો ભારમોજ ખોવોછો. ઘણીજ મિત્રાઈવાળાંઓને લંબાણ પત્રો લખવામાં કશી અડચણજેવું નથી. અગરજો કામનેસર કોઇ ઘણાં કામનાં માણસને લખવું પડે, પછી તે ધણી બાનુ હોય કે ગૃહસ્થ, તો બનતાંસુધી તે લાવઝાથી, અને સેહેજમાં સામાં ધણીને સમજ પડી જાય, એવીરીતે લખવું જોઈએછે. આપણને આપણા વિચારો ટુંકામાં જણાવવાની મર્ઝી ન હોય, અથવા તેમ કરવામાટે લગાર વધુ તસ્દી પડતી હોય, તો તેટલામાટે સામાં ધણીનો વખ્ત રોકવો, અને તેને વધુ તસ્દી આપવી, એ ખોટુંછે.

મિત્રોને કે ઓળખાણવાળાંઓને કાગળપત્રો લખતાં યાદ રાખવું, કે જો કાંઇ નઠારા સમાચાર લખવા હોય, તો તે એકદમ લખવા નહીં, પણ એવીરીતે લખવું, કે વાંચનારને તેનો ઝટકો ધીમેધીમે અને થોડો લાગે. લાયક શબ્દોની તમારી પસંદગીથી તમો વાંચનારને લાગતું દુઃખ ઘણું ઓછું કરી શકશો. આપણને પોતાને થયલું કાંઇ નુકસાન યા માઠો બનાવ બનતાંસુધી ટુંકાંમાંજ જણાવવો, અને પત્રમાં તેવિષે વારંવાર એશારો કર્યા કરવો નહીં. એમ કરવું એ કાંઇજ નહીં પણ વગરવિચારનું ઢૂંપણું ગણાયછે. અલબત્તાં, એવી વખ્તે તમારા મિત્રોની તમારીતરફની દાઝ અને લાગણી મેળવવાનો તમારો હકછે ખરો, પણ તેથી કાંઇ તમારાં પિંજણભર્યાં પત્રો વંચાવી તેઓને કંટાળો આપવાનો પણ તમોને કશો હક નથી.

કોઇપણ માઠા સમાચારવગરનો પત્ર ખુશ સ્વભાવથી લખેલો હોવો જોઇએ, પણ જો કોઇ માઠા સમાચાર લખવા પડે, તો જેવી પરમેશ્વરની ઇચ્છા, એવા વિચારથી ભાગ્યને આધીન થઇને લખતા હોવ, એવી ઢબથી લખવા.

નઠારી ઢબે, નઠારા સ્વભાવથી, અને નઠારા શબ્દોથી લખેલો એક પત્ર ઘણો અવિવેકીછે. ગુસ્સાની અથવા કીનાની ધુંધમાં આવીને લખેલા

પત્રકરતાં વધુ અયોગ્ય બીજું કાંઇ નથી. અગરજો તમોને તમારો ગુસ્સો બહાર પાડ્યો હોય, તો બેલાશક તમારો પત્ર લખજો; પણ બીજો દિવસ થાય નહીં. ત્યાંસુધી તે મોકલતા ના; પણ જો તેમ એક દહાડો રાખી મુકવાની તમારામાં ધીરજ ન હોય, ત્યારેતો બેહતર કે તે લખવોજ નહીં, પણ તેનેબદલે સામા ધણીની, કે જેણે તમોને અપમાન આપ્યું હોય, યા ખોટું કર્યું હોય, તેની મુલાકાત લેવી, કેમકે એકવાર ગુસ્સામાં આવીને હરકાંઇ બોલાયલું ભૂલી જવાયછે, પણ કાગઝઉપર લખેલું રહી જાયછે, અને તેવિષે ઘણીવાર પાછળથી ભારે પસ્તાવો કરવો પડેછે.

અગરજો તેવીજરીતે કોઇ તમારેથી ઉતરતી પદવીનું તમોને અપમાન આપે. અથવા નુકસાન કરે, તો તેને ઘણાજ સભ્યતાભરેલા અને થંડા શબ્દોમાં પત્ર લખવો. તમો ચાહાવોએટલો તમારો મોભો જાળવીને લખજો, પણ તમારી ફરિયાદ સાદી, અને વગર સહરાગાતભરેલી ભાષામાં જણાવજો, એટલે ત્યાંજ તકરારનો છેડો આવી જશે. અગરજો તેમ કરવાથી સામા ધણીની આંખો ઉઘડીને તેને પોતાની ભૂલનો પસ્તાવો થાય તો ઠીક, નહીંતો પછી કશાંથી તેને પસ્તાવો થનાર નથી. એટલું યાદ રાખવું, અને ત્યારે તમારા ઠપકાથી જોકે તેને તો કશું નુકસાન થશે નહીં, તોયે તમારા પોતાના હકમાં સારૂં થશે, અને વળી તમારા મોભાને હલકું લાગશે.

જેમ વાતચિતમાં તેમજ લખવામાં પણ હુંપણું રાખવું ઘણુંજ બીઅદબીભરેલું અને અપમાનભર્યું છે. હંમેશાં તમારો પત્ર લખતીવેળા ખુશીભર્યા અને થંડા સ્વભાવથી તે લખવો, અને તેઉપરાંત વળી સામા ધણીતરફ માયાળુ અને સભ્યતાભર્યા હોવએવી ઢબે તે લખવો જોઇએછે, કે તેથી જેમ એક અચ્છા લખનારની નવી ચોપડી વાંચવાને કોઇને ઉલટ થાય, યા એક જીવજાન મિત્રને આવતો દેખી કોઇ ખુશી થાય, તેમ તમારો પત્ર આવેલો જોઇ તે વાંચવાઆગમચ સામો ધણી ખુશી થાય, અને તે જલદી ઉખેડી પ્યારથી વાંચવા માંડે. નહીંતો પછી જેમ "કાળાં માય ટાહેલાં"ને જોઇ સામાંઓ મ્હોં મચમચાવે, કે "વળી આ પીડા ક્યાંથી આવી?" તેમ તમારો પત્ર આવેલો દેખીને પણ તેઓ એમજ મનમાં દુઃખી થાયછે.

બાગ હોયછે તો) "ક્રોકે," "લૉન-ટેનિસ,"[૧] નેશાનબાઝી,[૨] ઇત્યાદિ ગમતોની ગોઠવણ કરવામાં આવી હોયછે, અને તેટલામાટે સાંજનાં ૭ વાગતાથી પણ વધુ વખ્તસુધી મજ્લેસ ભેગી રહેછે. એવીવેળા સાદું મ્હોં સમારવાનું મોટા જથામાં પ્રથમ આપવામાં આવેછે, અને ત્યારપછી વખ્ત જતે થંડી, હલકી ફરાળ તૈયાર કરવામાં આવેછે. આ થંડું ખાનું જો બહાર ખુલ્લી હવામાં તંબુઓ મારી ત્યાં પિરસવામાં આવેછે, ત્યારેતો વધારે ગમત પડેછે.

શું બાનુ કે શું ગૃહસ્થ, જેઓ મંડળીમાં હંમેશાં ભેળાતાં હોય, તેઓએ "ક્રોકે," "લૉન-ટેનિસ," ઇત્યાદિ રમતગમતોનું જ્ઞાન ધરાવવું જોઇએછે, કે જેથી ઝરૂરનીવેળા તેઓમાં ભાગ લેવાને તેઓને બની આવે. ઘરધણિયાણીએ પોતાનાં પરોણાંઓની એકબીજાંસાથે ઓળખાણ કરાવી આપવી, અને તે એવીરીતે કે તે ઓળખાણ એકબીજાંનેલાયકની અને મનગમતી થઇ પડે. એવી મજ્લેસમાં આવેલાં ઘણી ન્હાની વયનાં પરોણાંઓને બીદરકારીથી વિસારી દેવાં જોઇતાં નથી. શું જવાન કે બુઢાં, ઉંચા પુશાકમાં સણગારેલાં કે હલકાંમાં, શું ખુબસુરત કે શું બદસુરત, એ સઘળાંતરફ એક વિવેકી ઘરધણી અને ઘરધણિયાણી એકસરખી નઝરથી જોઇ સર્વેને સરખું માન, અને સરખો આવકાર દેછે.

સાંજની મજ્લેસ[૩] રાત્રે આસરે નવથી દશ વાગતે શુરૂ થાયછે, અને મધરાતે, અથવા કોઇવેળા તેથી પણ અસુરે ખલાસ થાયછે, પણ આ દેશમાં તો ઘણુંકરીને સાંજના ચારથી ૭ વાગતેથી શુરૂ કરવામાં આવેછે.

તેનાં નોતરાં ઓછાંમાંઓછાં ત્રણ અઠવાડિયાંઆગમચથી કરવાં જોઇએછે, અને તે કબુલ કરવામાં આવે, કે કોઇ અડચણનેલીધે દેલગીરીસાથે ના પાડવામાં આવે, તોયે તેનો ઉત્તર એક અઠવાડિયાંનીઅંદર વાળવો જોઇએછે. આપ્રમાણે ઉતાવળે તેડાં કરવાથી પરોણાંઓને પોતાનો પુશાક તૈયાર કરવાને, તથા તેનો ઉત્તર ઉતાવળે વાળવાથી યજમાનને મજ્લેસનેલગતી તૈયારીઓ કરી રાખવાને બની શકેછે.

---

૧ Lawn-Tennis. એ એક જાતની રમતછે, જેમાં નેતરના "બેટ" વડે ન્હાના દડાને હંમેશાં ગતિમાં ને ગતિમાં રાખવામાં આવેછે. આ રમત રમવામાટે બાગ, કે હરકોઇ બીજી ખુલી જગ્યા વધારે લાયકનીછે.

૨ Archery. "આરચરી."

૩ સાંજની મજ્લેસને ઇંગ્રેજીમાં "Evening Party" ઉપરાંત "At Home" કરી પણ કહેછે. જેવિષે એક જુદાંજ પ્રકરણમાં વિગતે જણાવ્યામાં આવ્યુંછે.

દીકમાંજ ઉભેલી હોયછે. તોયે જો ત્યાં ઉભેલી ન હોય, અને તેણીને મળવા જતાં વચ્ચે તમોને બીજા મિત્રો અને ઓળખાણવાળાંઓ મળે, તો તેઓની મુલાકાત લેવાને કશી અડચણ નથી, તોપણ ત્યાં ઝાઝીવાર ન થોભતાં ધીમેધીમે તમારો રસ્તો કરી ઘરધણિયાણીને મળવાની ઘણી અગત્યછે. અગરજો તમો મજલેસથી અને ઘરધણિયાણીથી અજાણ્યા હોવ, અથવા પારકે મુલ્કથી નવાજ આવેલા હોવ, તો એવી મજલેસમાં દાખલ થતાંજ ઘરધણિયાણીને શોધી કાહાડી ઘણીજ સાલસાઇથી તમારૂં નામ જણાવી તમારીમેળેજ તેણીનીસાથે ઓળખાણ કરવી; પણ એવીવેળા તમારૂં નામ કેહેતાં તમારો કોઇ ખેતાબ કે હોદ્દો હોય, તો તે બનતાંસુધી થોડોજ જણાવવો.

આગળ એવી મજલેસમાં દાખલ થતાંજ આખી મજલેસને સલામ કરવાનો ચાલ હતો, પણ તે હવે બિલકુલ નિકળી ગયોછે, અને હમણા પરોણાંઓ માત્ર પોતાના મિત્રો અને ઓળખાણવાળાંઓનેજ ભેટેછે. અગરજો કોઇ પરોણો તદન નવોસવોજ હોય, પછી તે બાનુ હોય કિંવા ગૃહસ્થ, તોયે તે એકજ છાયાતળે બીજાંઓનીસાથે મળેછે, એજ તેણીને અથવા તેને બીજાંઓસાથે છુટથી વાતચિત કરવાનો હક બખ્શેછે. તોયે હજી ઘણે મોટે ખાંગરેની એવી મજલેસમાં છુટથી એકબીજાંસાથે ભેળાવાની ઘણી ચીટછે, જે ડાહ્યાં માણસો ખરેખર દલગીર થવાજોગ ગણેછે. એકબીજાંસાથે ભેળાવાનેબદલે એકાદ ખુણાંમાં પડેલી "ટેબ્લ"આગળ જઇ બેસી રહેવું, અને તેઉપર મુકેલી "આલબમ," અથવા એવીજ કોઇ બીજી ચિત્રપોથી જોવામાં જાણે કેવાએક મશગુલ થઇ ગયા હોવ, તેવો દેખાવ કરવો, અથવા બીજાં તમારાજજેવા સ્વભાવનાં એકાદ મિત્રસાથે વાતે વળગીને બધોએ વખત પુરો કરવો, એ ઘણું બીવકુફાઇભરેલુંછે, અને તેટલામાટે તમો ગમેએવા શરમાળ હોવ, તોયે તે ન માફ થઇ શકેએવુંછે.

એવી સાંજની મજલેસમાં દાખલ થતીવેળા એક ઇંગ્રેજી ગૃહસ્થ પોતાની ટોપી હાથમાં પકડી તે દેવાનખાનાંમાં સાથે લઇ જાયછે. ગૃહસ્થોથી એવી મજલેસમાં બેસી રહી શકાતું નથી. અગરજો બેસવાની અગત્યજ પડેછે, તો થોડી ભીડવાળા એકાદ ભાગમાં જઇ બેસવામાં આવેછે. તેમ વળી એક ગૃહસ્થ એકજ જગયાએ ઘણો વખતસુધી ઉભો પણ રહેતો નથી. એક ઓરડામાંથી બીજા ઓરડામાં જવાને ગભરાયા કરવું, એ ચોકસ દેખાડેછે, કે તે ધણી મંડળીમાં નવોજ દાખલ થયેલો હોવો જોઇએ.

અગરજો તમો બેઠા હોય, ત્યાં બીજી ખાલી ખુરસી ન હોય, તોજ તમારી ખુરસીઉપરથી ઉઠીને તે કોઇને બેસવા આપવાનો વિવેક કરવો.

જે બાનુઓ અને ગ્રહસ્થો ગાઇવગાડી જાણતાં હોય, તેઓને જો ઘરધણિયાણી ગાવાની કે વગાડવાની અરજ કરે, તો તેણીની અરજ તરત સ્વીકારવી જોઇએછે. તેમ કરવાઆગમચ ઘરધણિયાણીપાસે કાલાવાલા અને બોહોંસ કરાવવી, એ ઘણું અવિવેકીછે. તેણીની ગાવાવગાડવાની અરજજ એકરીતે સામાને માનભરીછે. યાદ રાખવું, કે કોઇ પરોણાંને ગાવાવગાડવાની અરજ કરવાનો હક માત્ર ઘરધણિયાણીનોજછે, અને તેટલામાટે કોઇ બીજો પરોણો. પછી તે બાનુ હોય કે ગ્રહસ્થ, જો ગાવાવગાડવાની અરજ કરવાની બીઆદબી કરે, તો તેણીને અથવા તેને કાંઇ બહાનું કહાડી નમનતાઇસાથે ના પાડવામાં આવે, તો તેમાં કશું અવિવેકી નથી. તેમ વળી ઘરધણિયાણીએ પણ કોઇની મરજીઉપરાંત ગાવાવગાડવાને ઘણી બોંહોંસ કરવી નહીં.

અગરજો મજલિસમાં કોઇ ગાતું કે વગાડતું હોય, તો તેવેળા એકદમ ચુપ બેસવું જોઇએછે. યાદ રાખવું, કે તેઓ તે બીજાં પરોણાંઓની ગમતનેમાટે કરેછે. અને તેટલામાટે તેવી વખતે વાત કરવી, એ ઘણું હલકાં ધણીનું કામછે.

અગરજો મજલિસમાં કોઇ ગ્રહસ્થ રમુજી ગાયનો ગાવાનું માથે લે, તો તેને ખુબ ધ્યાન રાખવું, કે તેમાં અનીતિભર્યું કશું હોય નહીં. કેમકે એક સારી મંડળીમાં એવાં ગાયનોનેજ નહીં, પણ તે ગાનારાઓને પણ અંતઃકરણથી ધિક્કારવામાં આવેછે.

જેઓ ગાતાં અથવા વગાડતાં હોય, તેઓએ જાણવું જોઇએછે, કે લંબાણ કરવાકરતાં એકાદ બે નહાનાં ગાયનો, કે ઘણાં મોટાં ગાયનનો થોડોક ભાગ ગાવાવગાડવાથી મંડળીને જેટલી ખુશી ઉપજશે, તેનાંકરતાં લંબાણ કરવાથી ઉલટો કંટાળો આવવા માંડશે. અગરજો તમારાં સાંભળનારાંઓને તમારૂં ગાવું કે વગાડવું પસંદ પડશે, તો તેઓજ તમોને વધારે ગાવાવગાડવાની ખુશીસાથે અરજ કરશે, અને એવીરીતે અરજ કરવામાં આવે, એજ તમોને એકરીતે મુબારકબાદી લેવાજોગ બનાવછે. મંડળી જોઇને તેનેલાયકનું ગાનું કરવું જોઇએછે. જેમ વાતચિત મંડળીનેઅનુસરતી કરવી જોઇએછે, તેમ ગાયન પણ મંડળીનેભરતું કરવું જોઇએછે. ગંભીર માણસોનીહજુર રમુજી ગાયન કરવું, અને હાસીઆઓનીહજુર ગંભીર ગાનું ગાવું, એ બંધે એકમેકથીઉલટુંછે, માટે કહેવતછે, કે

"જેવો દેશ તેવો વેશ," તેમ જ્યાં જેમ ઠીક લાગે તેમ કરવું; પણ આટલું તો યાદ રાખવું, કે જો તમો સારીરીતે ગાઈવગાડી શકતાં હોવ, તોજ ગાવાવગાડવાનો યત્ન કરવો, કે જેથી તમારાં સાંભળનારાંઓવચ્ચે તમારી હાંસી થાય નહીં.

સાંજની મજલેસમાં બનતાંસુધી જાણીતી બાનુઓ અને ગૃહસ્થોને બોલાવવાથી તે વધારે ફતેહમંદ ઉતરેછે. "જાણીતાં" એટલે માત્ર નામે મોટાં કે પૈસાદાર નહીં, પણ જેઓ પોતાની અક્કલહુશ્યારીનેમાટે જાણીતાં હોય, કે મોટા હોદ્દા ધરાવતાં હોય, સખાવતનાં કે એવાંજ બીજાં પરોપકારી કામમાં નામ કાહાડ્યું હોય, ઇત્યાદિઓ કે જેઓ હંમેશાં મંડળીનાં આગેવાનતરીકે ગણાયછે, તેવાંઓને નોતરવાં જોઇએછે.

પરોણાંઓ જેમજેમ આવતાં જાય, તેમતેમ તેઓને ચા આપવામાં આવેછે, અને સાંજ પડતાં તેઓવચ્ચે "આઇસ-ક્રીમ" ફેરવવામાં આવેછે. અગરજો ખાનું પણ હોય, તો દરેક ગૃહસ્થને અક્કેકી બાનુસાથે મેળવી આપવામાં આવેછે, (જુઓ **"ખાનાંની મજલેસ."**); પણ જો કોઇ બાનુ રહી ગઇ હોય, તો ખાનાંઉપર જતીવેળા જે ગૃહસ્થ તેણીનીસાથે છેલ્લો વાતે ઉભો હોય, તેને તેણીનીસાથે ખાનાંની "ટેબ્લ"ઉપર જવું જોઇએછે. અલબતાં, તેને યાદ રાખવું, કે જો તેને કોઇ બીજી બાનુસાથે આગમચથી મેળવી આપવામાં આવ્યો હોય, ત્યારેતો તેજ બાનુનીસાથે તેણીની હાઝરીમાં રહેવાને તે બંધાયલોછે. દરેક બાનુને અક્કેકા ગૃહસ્થસાથે મેળવી આપવાને ઘરધણિયાણીએ સંભાળ લેવી જોઇએછે. (જુઓ **"ખાનાંની મજલેસ."**)

એવી મજલેસનેમાટે જેમ બનેએમ ઘણી કુસાદે જગ્યા હોય, તો સારૂં. ઓરડામાંહેલી સગવડભરી જગ્યાઓમાં આરામ આપેએવી બેઠકો કરી રાખવી, પણ વચ્ચેની જગ્યા જેટલી બનેએટલી ખાલી રાખવી જોઇએછે. હાથે દોરેલાં કે છાપેલાં ચિત્રો, કે ચોપડીચોપાનિયાં તથા વર્ત્તમાનપત્રોમાંથી કાપી કાહાડેલા ટોચકાઓ, કાપલાઓ, ચિત્રો, ઇત્યાદિ એકઠાં કરી એકાદ સુંદર કોરાં પાનાંની ચોપડીમાં વળગાડેલા એવી ચોપડીઓ,"[1] વગેરે નવાઇની અને રમુજની ચોપડીઓ "ટેબ્લો"ઉપર ગોઠવી રાખવી જોઇએછે.

અગરજો પરોણાંઓમાં કોઇ ઘણો જાણીતો ગૃહસ્થ કે બાનુ હાઝર

---

[1] Scrap-Books. "સ્ક્રેપ-બુક."

ણાય નહીં, અને ત્યારપછી ન જણાય તેમ ત્યાંથી વગર ગડબડ કરવે સટકી જવું વધારે સલ્લાહકારકછે.

સાંજની મજલેસોમાં પરોણાંઓવચ્ચે ઓળખાણ કરાવવાનો આગળ રવૈયો હતો, પણ તે હાલમાં નિકળી ગયોછે. એવી મજલેસમાં સાથે મળ્યાં એટલે બધાં એકસરખાં ગણાયછે, અને તેટલામાટે ભારબોજથી કે મગરૂરીમાં રહી ફર્યા કરવું, એ ઘરધણિયાણીને અપમાન કરવાબરાબરછે. હજી પણ અસલી વિચાર ધરાવનારા કેટલાક યજમાનો પોતાનાં પરોણાંઓની એવી મજલેસમાં એકબીજાંસાથે મુલાકાત કરાવેછે, પણ તેમ કરવાનેલીધે સર્વેથી મોડે આવનારાંઓને એક જાતની લાંબી અને કંટાળાભરેલી ક્રિયામાંથી પસાર થવાની ફર્ઝ પડેછે, અને જેથી તેઓને ઘણું ભારી પડેછે. તેનાંકરતાં અંદર દાખલ થતાંજ મજલેસને નમીને સલામ કરી સઘળાંમાં ભેળાઇ જવું વધારે સુતરૂં અને થોડું કંટાળાભરેલુંછે. એકબીજાંની ઓળખાણ કરાવવાઆગમચ તેવિષે બંધે બાજુનો વિચાર જાણી લેવો જોઇએછે. (જુઓ "**ઓળખાણ કરાવવાવિષે.**")

એવીજ સાંજની મજલેસમાં કેટલીકવેળા નાચવાનું પણ હોયછે. અગરજો તમોને મજલેસવિષે કશી ખબર ન હોય, અને તમો તો યજમાનને ત્યાં માત્ર રીતસર મળવા ગયા હોવ, અને ત્યાં જવાપછી તમોને જણાય, કે તેને ત્યાં મજલેસ બોલાવવામાં આવીછે, તો તેથી ગભરાવું નહીં, પણ થંડે સ્વભાવે યજમાન કે યજમાનાની મુલાકાત લઇ જલ્દીથી ત્યાંથી રજા લેવી. પણ જો તેઓ તમોને મજલેસમાં સામેલ થવાનો આગ્રહ કરે, તો ખુશીસાથે તે કબુલ કરવું, પણ જો તમોને એમ જણાય, કે ત્યાં રહેવાનો આગ્રહ ખરાં દેલથી નહીં, પણ માત્ર તમોને ખુશી કરવામાટે કર્યામાં આવ્યોછે, ત્યારેતો ન થોભવામાટે તમારી દેલગીરી જણાવી રજાજ લેવી વધારે સારૂંછે. વગરજાણવે તમો ત્યાં જઇ લાગ્યાં તેમાટે તમોએ તરતજ માફી ચાહાવાની, કે દેલગીરી જણાવવાની કશી અગત્ય નથી, પણ તે બનાવ વિત્યાકેડે થોડા દિવસ રહીને ઘરધણિયાણીને લખી જણાવવું, કે તેઓને ત્યાંની મજલેસવિષે તમો અજાણ્યાં હતાં.'

આ પ્રકરણ પુરૂં કરતાં વિવેકના બે ઊમદા વચનો વધુ કેહેવાની રજા લૈયે છૈયે. મજલેસમાં કદીપણ કોઇ પરોણાંની કોઇ ચોકસ ટેવઉપર, કે તેના ગુણદોષઉપર ટીકા કરવી નહીં. કોઇની પછવાડેથી ઠેકડી કરી તેને બીજાંઓની રમુજનો ભોગ કરવો, તેનાંકરતાં કોઇની ખોડ જોઇ, તે ખોડ

આપણાં પોતાનામાં હોય, તો તે સુધારવાનો યત્ન કરવો વધારે સારૂંછે.

વળી આખી મજલેસમાં સૌકરતાં ડાહાપણવાળો હુંજછું, એવું ડોળ ઘાલવાથી દુર રહેવું ઘણું વિવેકીછે. વાતચિત કરતાં સામો બોલનાર ખોટોછે, એમ ઝટ કહી દેવું, એ ઘણાં અવિવેકી અને હલકાં માણસનું કામછે. સામો ધણી ખોટો હોય, તોયે તેની ભુલ ઘણાં નર્મ સ્વભાવે દેખાડવી. યજમાનને ત્યાં જોવા મુકેલાં ચિત્રો, ઇત્યાદિઉપર ટીકા કરવી, એ કાંઇજ નહીં પણ તેના માલેકની મશ્કરી કરવાબરાબરછે, માટે તેમ કરવાથી દુર રહેવામાં ડાહાપણછે. એવાં અવિચારી ટીકા કરનારાંઓ મો-ડેવોહેલે અળખામણાં પડી જાયછે, અને પછી તેઓને કોઇ પોતાને ત્યાંની મજલેસમાં બોલાવવાને ચાહાતું નથી. એવાં માણસો પછી વારંવાર ફ-ર્યાદ કરેછે, કે "અમોને કોઇ મજલેસમાં બોલાવતું નથી," ઇત્યાદિ, પણ તેમાં ખરૂં જોતાં તેઓનો પોતાનોજ વાંકછે.

મજલેસ જે અઠવાડિયાંમાં મળી હોય, તેજ અઠવાડિયાંમાં પરોણાં-ઓએ પોતાની યજમાનાની મુલાકાતે જવું જોઇએછે, પણ જો તેમ કર-વાને ન બની શકે, તો મજલેસવિષે પોતાની ખુશાહાલી ઝાહેર કરી એક "કાર્ડ" મુકી આવવો ઘટેછે. જે બાનુએ તમારી મઝાહનેમાટે ખર્ચ કીધો, મેહેનત લીધી, અને જેણીએ તમોને પોતાને ત્યાં નોતરીને માન આપ્યું, તેણીનાંતરફ એટલો વિવેક બતલાવવાની તમારી ફરજછે, કે જે અદા કરવાથી મંડળીમાં ભાઇચારો વધેછે.





## પ્રકરણ ૮.

# નાચની મજલેસ.

## BALL-PARTY.

(બૉલ-પાર્ટિ.)

જો કે દેશીઓમાં નાચના મેળાવડામાં બાનુઓએ તથા ગૃહસ્થોએ એક-મેકસાથે વળગીને નાચવાનો રવૈયો નથી, અને તેટલામાટે આ પ્રકરણની ઝાઝી અગત્ય નથી, તોયે જો કોઇવાર એવી નાચની મજલેસમાં સામેલ થવું પડે, તો નાચવાસિવાય બીજી સઘળી બાબતોમાં કેવીરીતે વર્તવું, તથા ઇંગ્રેજોમાં નાચની મજલેસનેલગતા વિવેકો કેવાછે, તે જાણવું દરેક વિવેકી દેશીને અગત્યનું થઇ પડશે.

નાચની મજલેસ બે પ્રકારની હોયછે; એક "ઝાહેર" અને બીજી "ખાનગી." ઝાહેર નાચની મજલેસોમાં આખું લોકમંડળ આવી શકે-છે. લશ્કરી અને દરીઆવર્દીખાતાના અમલદારો પોતપોતામાં એવી ઝાહેર નાચની મજલેસો મેળવેછે. ઝાહેર નાચની મજલેસમાં દાખલ થવા-માટે "ટિકેટો" ખરીદવી પડેછે. વળી કોઇ ઝાહેરખાતામાં, અથવા સખાવતનાં કામમાં મદદ કરવાસારૂ પણ ઉઘરાણાંથી એવી ઝાહેર નાચની મજલેસ મેળવવામાં આવેછે. "લંડન"માં એવી મજલેસને લોકમંડળ ઝાઝું પસંદ કરતું નથી, તોયે કેટલાકો તે સખાવતનાં કામમાં મદદનેમાટે કર્યોમાં આવેછે, એવા રૂડા વિચારથી તેમાં ભાગ લેછે.

અલબતાં, ઝાહેર નાચની મજલેસમાં સામેલ થતીવેળા સાથે તેની "ટિકેટ" રાખવી પડેછે. તેમજ લશ્કરી, કે એવીજ બીજી નાચની મજલેસમાં સામેલ થતીવેળા તે નાચનાં તેડાંનો "કાર્ડ" સાથે લઇ જઇ દરવાઝાઉપર ઉભેલા, અથવા નક્કી કીધેલા કોઇ અમલદારને આપવો જો-

જાએછે. તેમ કરવામાટે તે તેડાંના "કાર્ડ"ઉપરજ જણાવેલું હોયછે; તોયે કેટલીકવાર તેમ જણાવ્યામાં આવતું નથી, અને તે એવીજ મતલબથી કે સઘળાં પરોણાંઓ તેવિષે અલબતાં સારીપેઠે જાણેછે.

ખાનગી મજલેસનાં તેડાંનો "કાર્ડ" કે ચિઠ્ઠી સાથે લાવવાની અગત્ય નથી. પણ જો "બાલ માસ્ક"[1] અથવા "માસ્કેરેડ"માં જવાનું હોયછે, કે જ્યાં તે કોણ થયુંછે, તે ઓળખી શકાય નહીં, ત્યારેતો તેડાંનો "કાર્ડ" દરવાજાઉપર દેખાડવાથીજ પરોણાંથી અંદર જવાઇ શકાયછે, અને તેમ કરવાની ઘણાંક કારણોનેલીધે ફરજજ પડેછે, એવાવેળા "કાર્ડ" દરવાજાઉપર દેખાડવામાટે તેમાંજ અરજ કર્યામાં આવી હોયછે.

સ્ત્રીપુરૂષોએ એકબીજાને વળગીને બરમજલેસમાં નાચવાનો રવૈયો સારોછે કે માઠો તેવિષે અમે કશું ન જણાવતાં માત્ર એટલુંજ કહીં છીએ, કે ખુદ સુધરેલાં લોકોમાં પણ એવિષે મતફેરછે. નામાંકિત "ફ્રેન્ચ" લખનાર મોલિયેર જણાવેછે, કે "**નાચવાનાંકરતાં બીજું કાંઇપણ વધારે અગત્યનું માણસનેમાટે નથી.**" જ્યારે બીજો લખનાર ચેસ્ટરફીલ્ડ કહેછે, કે "**તે (નાચવાનું) કાયમ થઇ ગયેલી એક મૂર્ખાઇ છે, કે જે કબુલ કરવાને ડાહ્યાં માણસોને પણ ફરજ પડેછે.**" ગમે તેમ હોવ, તોયે નાચવાનો રવાજ હવે એટલાનો જડ થઇ ગયોછે. કે તે "યુરોપ"નાં સુધરેલાં લોકોનો એક મુખ્ય વિવેક થઇ પડ્યોછે, કે જેવિના તેઓને ચાલતું નથી, અને દરેક સભ્યતાવાળાં સ્ત્રીપુરૂષને તે વિવેક હાંસિલ કરવાની જરૂર થઇ પડીછે.

નાચનાં તેડાં દસ દિવસથી તે ત્રણ અઠવાડિયાં કે એક માહિનાઆગમચથી કરવામાં આવેછે, અને તેઓના પાછા ઉત્તર ઉતાવળે વાળવાની અગત્યછે. નાચની મજલેસનાં નોતરાં એક ઘરધણિયાણીને નામે કરવામાં આવેછે, અને તેમાં ઘરધણીનું નામ કદીપણ દાખલ કરવામાં આવતું નથી; પણ જો યજમાન કુંવારો હોય, કે રંડાયલો હોય, તો પછી નોતરાં તેને પોતાનેજ નામે કરવામાં આવેછે. અગરજો તે રંડાયલો હોય, પણ જો તેની મોટી વયની બેટી હોય, તો બાપ તથા બેટી બંનેને નામે નોતરાં

---

[1] Bal Masque, or Masquerade આ જાતની નાચની મજલેસમાં સામિલ થનાર દરેક જણ ખોટી બનાવતનું મોહોડું, તથા બીજો છુપા લેબાશ પહેરી આવેછે. એમ કર્યાથી તે કોણછે, તે ઓળખી શકાતું નથી. કહેછે, કે એવી જાતની નાચની મજલેસથી ઘણીકવાર અનીતિ ફેલાયછે, એટલામાટે ઘણાંક અંગ્રેજો એવી જાતના નાચોને ધિક્કારેછે, તથા પોતે સામિલ થતા નથી, તેમજ પોતાનાં કુટુંબને પણ થવા દેતા નથી.

કરવામાં આવેછે.

અગરજો નાચની મજલેસ મેળવનાર બાનુની ઓળખાણ થોડીજ હોય, યા ઓળખાણ ઓહોળી હોવાછતાં તે મોટાં લોકોમાં ઝાઝી ન હોય, તો પોતાનાંકરતાં કોઇ વધારે ઉંચી પદવીની સહીનીસાથે મળીને તેણી નોતરાં કરેછે, કે જેમાં તે સહીનાં ઓળખાણવાળાંઓને નોતરવામાં આવે-છે. અગરજો તેમ કરવામાં આવેછે, તો તે તેડાંના "કાર્ડ" ઉપર તે સહીનું નામ, તથા તેણીની **"સલામસાથે"** કરી જણાવ્યામાં આવેછે, કે જેથી નાચ આપનાર બાનુથી અજાણ્યાંઓને તેડાં જાયછે, ત્યારે તેઓ જાણી લેછે, કે તેઓને તેડાં ફલાણી તેઓની સહીતરફથી કરાવ્યામાં આ-વ્યાંછે. મંડળીમાં નવાંજ દાખલ થયેલાં, અથવા પોતાની ઓળખાણ વધાર-વાની કાળજી રાખનાર ધણીધણિયાણીને એમ કરવાની વારંવાર ઝરૂર પડેછે.

અગરજો **ક** નાચની મજલેસ બોલાવતી હોય, અને પોતાની ઓળ-ખાણવાળી **ખ**ને બોલાવી હોય, પણ **ગ**ને **ક**નીસાથે કશી ઓળખાણ ન હોવાથી તેણીને તેડું ન હોય, તોપણ **ગ**ને **ખ**નીસાથે મિત્રાઇ હોય, અને તેણીની ઇચ્છા **ક**ની આપેલી નાચની મજલેસમાં સામેલ થવાની હોય, તો તેણી પોતાને પણ તેડું કરાવવામાટે **ખ**ને અર્ઝ કરેછે, જેણી તેવિષે **ક**ને લખી જણાવેછે. હવે જો **ક**ને કશી અડચણ ન હોય, તો **ખ**નીઉપર આભાર કરવામાટે તેણી **ગ**ને પણ પોતાને ત્યાંની નાચની મજલેસમાં પધા-રવાનું નોતરૂં કરેછે, પણ તે નોતરાંનાં "કાર્ડ" ઉપર આગળ જણાવ્યા-પ્રમાણે **"ખની સલામસાથે"** કરી લખવામાં આવેછે. પણ જો **ક** અને **ખ**ને કશી ઓળખાણ ન હોય, ત્યારેતો તેમ અર્ઝ કરી શકાતી નથી. તેમ કરવામાટે થોડીપણ ઓળખાણ તો હોવીજ જોઇએછે. એવીરીતે એક મિત્રનીમારફતે હરકોઇને ત્યાંની મજલેસમાં સામેલ થવાનો રવાઝ ઇંગ્રેજોમાં ઘણો સાધારણછે.

અગરજો એકજ કુટુંબમાંથી એકકરતાં વધારે જણાંને નોતરૂં કરવાનું હોયછે, તો તે દરેકને નામના જુદાજુદા "કાર્ડો" મોકલવામાં આવેછે, અને તેનો પાછો ઉત્તર બીજેજ દિવસે ઘરધણિયાણીઉપર મોકલવો જોઇએછે.

એક નાચની મજલેસ દેલખુશ થાયએવી કરવામાટે સારા મોટા ઓ-રડાઓ, સારાં ગાયનનાં વાજીંત્રો, સારા સ્નેહીઓનો મોટોસરખો મેળાવડો, આ સઘળું ઘણું અવસ્યનુંછે. નાચનો એક ન્હાનો મેળાવડો ઘણો સુસ્ત લાગેછે, તેટલામાટે નાચનો મોટો મેળાવડો કરવાઆગમચ તે કરનારે પૈસા-ની મોટી રકમ, ઘણો વખત, અને પુષ્કળ ધીરજ ખર્ચવાસારૂ તૈયાર થઇ

કામીછે, તેવીજરીતે વળી જોઈએ તેકરતાં વધારે ગરદીવાળી મજલેસ પણ નકામીછે.

નાચનેમાટે લગભગ ચોરસ ઓરડો હોય, તો સારૂં; પણ જો તેની પોહોળાઈકરતાં લંબાઈ સ્હેજ વધારે હોય, તો વધારે સારૂં, કેમકે કેટલીક જાતના નાચોમાં તેવો ઓરડો વધારે સગવડ પડતોછે. એક ઘણો લાંબો, પણ ઘણો સાંકડો ઓરડો નાચનેમાટે બિલકુલ નકામો ગણાયછે.

નાચના ઓરડામાં એક સારી પાર્ટિયાંની ભોંય વધારે અગત્યના ધરાવેછે, એક ખાનગી ઘરમાં નાચના ઓરડામાં ગાલીચો બિછાવીને તેઉપર "હાલેંડ" કપડું[1] સારીપેઠે તાણીને જડી લેવામાં આવેછે.

નાચનારાંઓની સગવડ અને સુખનેમાટે પુરતી રોશની અને હવાનો પુરતો આવજાવ ઘણુંજ અવશ્યનાંછે. અગરજો નાચના ઓરડામાં ઘણી ગર્મી પડતી હોયછે, તો ઓરડામાં સગવડવાળી જગ્યાઓઉપર બર્ફનાં મોટાં ઢીમડાં મુકવામાં આવેછે, કે જેથી ઓરડામાં ઘંડક રહે. વળી એવી વખ્તે બીજી જાતની રોશ્નીઓકરતાં વિજળીક રોશ્નીઓ વધારે પસંદ કરવામાં આવેછે. જેમ સારાં ખાનાંનેમાટે ઉંચી જાતનો દારૂ અગત્યનોછે, તેમ નાચની એક સારી મજલેસનેમાટે ઉંચા પ્રકારનું વાજીંત્ર પણ અગત્યનુંછે, અને તેટલામાટે તેપછવાડે વધુ ખર્ચની બખીલાઈ કોઈપણ ડાહી ઘરધણિયાણી કરતી નથી. નાચવાને શોખીન બાનુઓને "પિયાનો" વગાડવા બેસાડી દેવી, કે થોડાક શિખાઉ ગૃહસ્થોને વગાડવા બેસાડવા, એ બીજાં નાચનારાંઓની મોજમાં ખલલ કરવાબરાબરછે, અને તેથી તેઓ નારાઝ થાયછે. નાચનેસારૂ હરકોઈ વાજીંત્ર વગાડવું, એ તે હુનરના બરાબર શિખેલાં આદમીઓનું, અને ઘણાં લાંબા માહાવેરાવાળાઓનું કામછે, માટે નાચની ખાનગી મજલેસ મેળવનારાંઓએ તે દિવસે સારાં વાજીંત્રો વગાડનારાઓને બોલાવવા જોઈએછે. એક ન્હાનીસરખી મજલેસનેમાટે એકાદ "પિયાનો," અને તેનીસાથે વાંસળી વગાડવાથી મઝાહનું વાજીંત્ર બની શકેછે.

બાનુઓનેસારૂ ખાસ રાખેલા ઓરડામાં ઘણીસરખી મ્હોંડું જોવાની આરસીઓ ગોઠવવી જોઈએછે; તેમ વળી તેણીઓના બાલો અને પુશાકો નાચતાં સુંથાઈ જાય, તો તે પાછા દુરોસ્ત કરવામાં મદદ કરવામાટે સ્ત્રી-નોકરોને ત્યાં રાખવી જોઈએછે, તથા તેજ ઓરડામાં તેણીઓની શાલો

---

[1] Holland-Cloth.

તથા ઉપર ઓઢવાના જભ્ભાઓ ટાંગવામાટે આંકડાઓની હારો ગોઠવવી જોઇએછે. દરેક જભ્ભા કે શાળનીઉપર અક્કેકી "ટિકેટ" તે ધરાવનાર ખાનુનાં નામની મારવામાં આવેછે, અને તેનીજ અક્કેકી બીજી નકલ ખુદ તે ખાનુને સ્વાધીન કરવામાં આવેછે. નાચતાં જો પુશાક જરાપણ ફાટેતુટે, તો તે તરત દરોસ્ત કરવાસારૂ સોયદોરો પણ ત્યાં રાખવો જોઇએછે. "રીફ્રેશમેન્ટ-રૂમ"માં ઉંચી જાતની કાફી, "લેમોનેડ," "આઇસ-ક્રીમ," "વાઇન" અને "બિસ્કિટ"નો મોટો જથો રાખવો જોઇએછે. અગરજો તેમ ગોઠવી રાખવાનું ન ફાવે, તો નાચનારાંઓનીવચ્ચે નોકરોમારફતે તે ફેરવવામાં આવેછે.

નાચની મજલેસ બોલાવી હોય, તે દિવસે ખાનું આપવું કે નહીં, તે યજમાનની નાણાંસંબંધી હાલતઉપર આધાર રાખેછે. અગરજો પૈસાનો કશો સવાલ ન હોય, ત્યારેતો ખાનું આપવું ઠીક લાગેછે, અને તે ઘણુંકરીને એકાદ પેહેલે વાધેનાં પોહોંચખાનાંમાં વરદી આપી ખાસ બનાવ્યામાં આવેછે. એમ કરવાથી યજમાનની, તેમજ તેના નોકરોની સઘળી મેહેનત અને કડાકુટ તળી જાયછે, અને વળી યજમાનાની તવિધેની કાળજી તથા ચિંતા દુર થાયછે. અગરજો એટલું નાણું ખર્ચવાની યજમાનમાં તાકાત ન હોય, તો ઘરમાંજ ખાનું તૈયાર કરાવવું, પણ તે ગમેએવું સાદું હોય, તોયે તે ઉંચા પ્રકારનું અને પુષ્કળ હોવું જોઇએછે. નાચનારાંઓ ઘણુંકરીને "ભુખાં ડાંસ"જેવાં થઇ જાયછે, અને જો પછી ખાવાનું જોઇએએવું અને જોઇએએટલું હોતું નથી, તો તેઓનાં દેલ દુઃખાયછે.

હમણાંહમણાં નાચનેજ દિવસે ખાનું પણ આપવાનો ચાલ ઓછો થતો જાયછે, કેમકે તેમ કરવાથી ખુદ ઘરધણિયાણીને ઘણીક સામટી મેહેનતમાં પડવું પડેછે, અને સાથે પરોણાંઓને તેઓની નાચની મજલેસમાં ખલલ થાયછે. તોયે મ્હોં સમારવાનું, અને તે પણ ઉંચી જાતનું અને પુષ્કળ રાખવાની તો અગત્યજછે.

આ બાબતમાં "ફ્રેન્ચ" લોકોની રીત વધારે પસંદ કરવાજોગછે. લાંબી "ટેબ્લો"ઉપર ખાનું ગોઠવવામાં આવેછે, જેની માંહેલી બાજુએ નોકરો ઉભા રહેછે, કે જેઓ દરેક પરોણાંને જે જોઇએ તે આપ્યા કરેછે. કોઇ ત્યાં બેસતું નથી, કેમકે ત્યાં બેસવાનું કશું હોતું નથી, પણ જો બેસવામાટે બેઠકો ગોઠવેલી હોયછે, તો તે ભીંતની બાજુતરફ બાનુઓનેસારૂ ગોઠવેલી હોયછે, તોયે ગૃહસ્થો તો ઉભાજ રહેછે. ગર્મીની રૂતુમાં બર્ફમાં થંડી કીધેલી તરેહવાર અને ઘણીક ખાવાની વસ્તુઓ રાખવી જો-

તાનાં ઓળખીતાંઓ અને મિત્રોસાથે ગમેતેમ સલામઅક્રામ કરવાને કશી અડચણ નથી. તોયે એવીરીતે માત્ર એકજવેળા ઘરધણિયાણીને સલામ-અક્રામ કરવી જોઇએછે. તેમ વળી બિલકુલ તેમ કરવાને ભુલી જવું નહીં, યા તેણીનીપાસે જઇ "કેમછો, કેટલાંનાં ખાડામાં ઉતર્યાં?" ઇત્યાદિ બીઅદબીભર્યાં પ્રસ્નો તેણીને કદીપણ પુછવા ન જોઇએ. એમ કરવું ઘણુંજ બીવકુફાઇભર્યું તથા અવિવેકીછે.

અગરજો આગમચથી ઓળખાણ કરાવવામાં આવી ન હોય, તો એક બાનુથી કોઇ પારકા ગૃહસ્થસાથે કોઇ ઝાહેર નાચની મજલેસમાં સાથે નાચવાનું કબુલ કરી શકાતું નથી; પણ જો ઓળખાણ ન હોવાછતાં પોતાનીસાથે નાચવાસારૂ તે ગૃહસ્થ તે બાનુને અર્ઝ કરવાની ભુલ કરે, તો તેને ઉડાવવામાટે "હું આગમચથી બીજા ગૃહસ્થસાથે નાચવાને કબુલ થઇ ચુકીછું," કે "હું થાકી ગઇછું," એવું ખોટું બહાનું કાહાડી તે-ણીએ તેને ઉડાવવો નહીં, કેમકે તેમ કરવાથી તો એવું સાબેત થાયછે. કે જાણે તેણી ઓળખાણ કરવાસંબંધી વિવેકને ગણકારતી નથી. તેણીનો સાદો અને સેહેલો ઉત્તર માત્ર એજછે કે, જો કોઇનીમારફતે તે ગૃહસ્થ તેણીની એકવાર ઓળખાણ કરવાની તસ્દી લેશે, તો તેણીને તેની માંગણી કબુલ કરવાને ઘણી ખુશી ઉપજશે. પણ આ વિવેક માત્ર ઝાહેર મજલે-સમાંજ ચાલી શકેછે. કોઇનાં ઘરની **ખાનગી** મજલેસમાં તે ચાલી શ-કતો નથી. તેમજ ઝાહેર નાચની મજલેસમાં જો કોઇ પારકો ગૃહસ્થ કાંઇ મ્હોં સમારવાનું કોઇ બાનુને આપવા માંગે, તો તે તેણીથી લઇ અથવા ખાઇ શકાતું નથી; એની કોઇ ઝરૂરનેમાટે તેણીને તેણીના પિતા, ભાઇ, અથવા કોઇ વૃદ્ધ ઉમરના મિત્રઉપર આધાર રાખવો પડેછે. કોઇ ખાનગી મજલેસમાં તેમ ચાલી શકેછે, કારણકે ત્યાં હાઝર થએલાં દરેક પરોણાંની આબરૂનેમાટે યજમાન અને યજમાના ઝામીનજેવાંછે.

નાચની મજલેસ ખાનગી હોય, તોયે યજમાનાનાં કુટુંબમાંહેલું કોઇ ઓળખાણ કરાવે નહીં, ત્યાંસુધી એક ગૃહસ્થથી એક બાનુને પોતાનીસાથે નાચવાની અર્ઝ કરી શકાતી નથી; તેમછતાં પણ જો કોઇ ગૃહસ્થ મ ઠ-બીના વિવેકથી ઉલટો જઇ એક બાનુતરફ તેમ કરવાની બીઅદબી કરે, અથવા ઓળખાણ કરવાની છુટ લે, તો તે ઝાહેર મજલેસમાં આવેલો એકાદ તરકડો પુરૂષ હોય, એવીરીતે તેનીતરફ તે બાનુએ વર્ત્તવું જોઇતું નથી, કેમકે તેમ કરવાથી તેણીના યજમાન અને યજમાના બંનેને જાણે

તેણી અપમાન કરતી હોય, એમ ઠરેછે. ખાનગી મજ્લેસમાં એક મિત્રનાં એકજ છાયાતળે તેઓ સર્વે એકઠાં મળ્યાં, એજ બિના દરેક પરોણાંને એકબીજાંસાથે ભેળાવાનેમાટે બસછે.

એક બાનુ અને એક ગૃહસ્થવચ્ચે સાથે નાચવામાટે જે ઓળખાણ કરાવી આપવામાં આવી હોય, તો તેથી તેઓએ ભવિષ્યમાં પણ તે ઓળખાણ જાળવી રાખવાની કશી અગત્ય નથી. એવી ઓળખાણ કરાવવામાં આવી હોય, તોયે જો બીજે વખ્તે તેજ ગૃહસ્થ રસ્તામાં, બાગમાં, કે હરકોઇ બીજી જગ્યાએ જો તેજ બાનુને ફરીથી મળે, તો તેણી જાણે તેને ઓળખતીજ ન હોય, એવીરીતે અખાડા કરવામાં આવેછે. નાચમાં થયેલી ઓળખાણ નાચે ત્યાંસુધીનીજ ગણાયછે, અને એવી પીછાણ થવાપછીથી બીજે પ્રસંગે તેનો લાભ લેવો, એ એક અવિવેકી પુરૂષનું કામછે.

નાચી રહ્યાપછી નાચના ઓરડામાં અહીંથી તહીં ચાલ્યા કરવું એ એક ઉંચી મંડળીનાં તરીકાથી ઉલટુંછે. નાચી રહેવાપછી જોડિયણ બાનુને તરતજ તેણીનીસાથે આવેલી કોઇ વડીલ બાનુને હસ્તક પાછી સોંપી આવવામાં આવેછે.

કોઇ મોટા પ્રસંગનેમાટે ધારાપ્રમાણે પેહેરવો જોઇતો પુશાક પેહેરવાવિના એક નાચની મજ્લેસમાં દાખલ થવું ઘણુંજ અવિવેકીછે. વળી એનીવેળા સુફેદ રંગનાં, અથવા હરકોઇ બીજા ખુલ્લા રંગનાં ચામડાંનાં મુઝાં[1] હાથે પેહેરવાં જોઇએછે. હાથમાં મુઝાં પેહેરવાવિના બાનુથી કે ગૃહસ્થથી નાચના ઓરડામાં એક ઘડી પણ દાખલ થઇ શકાતું નથી. જેઓ નાચવાને ઘણાં શોખીન હોયછે, અને પેહેરવાસની બાબતમા વિવેક જાળવવાને ઘણાં ખંતી હોયછે, તેઓ મુઝાંની એક બીજી પણ જોડી પોતાનીપાસે રાખી મુકેછે, કે જો એક ચુંથાઇ જાય, તો તરત બીજી પેહેરવામાટે કામ આવે.

એક ગૃહસ્થે કોઇ બાનુના પુશાકને નુકસાની ન થાય, એટલામાટે પોતાથી બનેએટલી સંભાળ લેવાની ફર્જછે, કેમકે બીદરકારીથી એક બાનુનો પુશાક ખરાબ કરવો, અને ત્યારપછી માત્ર માફ માંગી છટકી જવું, એ કાંઇજ નહીં પણ મોટું બીઅદબીપણુંછે. ઘોડેસવાર લશ્કરના અમલદારોથી એક નાચની મજ્લેસમાં "બુટ"સાથે ઘોડાને મારવાના કાંટા પેહેરીને આવી શકાતું નથી.

---

[1] Kid-gloves. "કિડ-ગ્લવ્ઝ."

અગરજો નાચની મજલેસનું નોતરૂં કબુલ કર્યું હોય, તો ત્યાં હાઝર થવાને, અને તે પણ વળી વખતસર હાઝર થવાને કદી ચુકવું જોઇતું નથી. એક યજમાનાતરફ એનાકરતાં વધારે બીઅદબીભર્યું અને અપમાનભર્યું બીજું થોડુંજ હશે.

નાચી રહ્યાપછી એક ગૃહસ્થે સાથે નાચનારી બાનુને તેણી મ્હોં સમારવા ઇચ્છેછે કે નહીં તે પુછવાની, અને જો તેણી હા પાડે, તો તેને તેણીને "રીફ્રેશમેન્ટ રૂમ"માં સાથે લઇ જઇને તેણીની આગતાસ્વાગતા કરવાની ફર્ઝછે. સર્વેથી છેલ્લાં સાથે નાચનારાંઓની જોડીમાંહેલા ગૃહસ્થની ફર્ઝછે, કે જો ખાનું હોય, તો પોતાની જોડિયણ બાનુને ખાનાંની "ટેબલ"ઉપર લઇ જઇ બેસાડવી; ત્યાં જ્યાંસુધી તેણી જમી રહે, ત્યાંસુધી તેણીની ખેદમતમાં રહેવું, અને ત્યારપછી તેણીને પાછી નાચના ઓરડામાં લઇ જઇ, જે બીજી વડીલ બાનુનીસાથે તેણી આવી હોય, તેણીનીઆગળ પોહોંચાડી આવવી. વળી બાનુની પણ ફર્ઝછે, કે તેટલો વખ્ત તેણીએ તેજ ગૃહસ્થનીસાથે રહેવું.

હજીતો એકવાર સાથે નાચી રહ્યાં ન હોય, તેટલાંજ બીજીવાર પણ તેઓએજ સાથે નાચવામાટે આગમચથીજ નક્કી કરી રાખી શકાતું નથી. પછી તેણીની સગતીથી એક ગૃહસ્થને ગમેએટલો આનંદ થતો હોય, તોયે તેને તેણીને નાચવાસારૂ વારંવાર અર્ઝ કર્યા કરવી જોઇતી નથી. મુખ્યકરીને એકબીજાંસાથે પરણવાને કબુલ થઇ ચુકેલાં જોડાંએ આ બાબતઉપર વિશેષ ધ્યાન આપવાની ફર્ઝછે. અગરજો એક બાનુ એક ગૃહસ્થસાથે નાચવાને કબુલ થઇ ચુકી હોય, તોયે નાચ શુરૂ થતાંજ જો તેણી બીજા કોઇ ગૃહસ્થસાથે નાચવા માંડે, તો તેથી પેહેલા ગૃહસ્થે એમ ધારવું જોઇએછે, કે તેણીએ એમ ભૂલથી કર્યું છે, અને પોતાને તેથી ગમેએટલું માઠું લાગે, તોયે પોતાનો સ્વભાવ થંડો રાખીને પોતાને થયેલાં અપમાનવિષે અખાડા કરી જવું જોઇએછે. તેનેબદલે ગડબડ કરી મુકી ખાનગી નાચની મજલેસમાં કોઇ જાતનો નઠારો દેખાવ કરવો, કે જેથી બીજાં પરોણાંઓનાં દેલ ખાટાં થાય, એ કાંઇજ નહીં પણ પોતાના યજમાન અને યજમાનાને અપમાન કરવાબરાબર, અને ખુદ પોતાની ફજીહતી કરવાબરાબરછે. ઝાહેર નાચની મજલેસમાં પણ એવો દેખાવ કરવો ઘણો ઠપકાલાયકછે. એવીવેળા કે હરકોઇ બીજે પ્રસંગે મિઠા સ્વભાવનું ડોળ ઘાલવું ઘણુંજ વિવેકીછે.

અગરજો કોઇ ગૃહસ્થ વધુ વખ્ત નાચમાં હાઝર રહી શકતો ન હોય, તો તેણે નાચવાળા ઓરડામાંથી બનેએમ વગરગડબડ કરવે નિસરી જવું જોઇએછે, કે જેથી તેનું જવું કોઇ જાણે નહીં, અને મંડળી તુટી ન જાય. અગરજો એમ નિસરી જતાં કેથે યજમાના મળી જાય, તો તેણીની રઝા એવી ઢબે લેવી, કે તેવિષે બીજાં પરોણાંઓ કશું જાણે નહીં; પણ એમ રઝા માંગવામાટે યજમાનાને ઘુંડી કાહાડવાની કશી અગત્ય નથી.

તેડાંમાં જણાવેલા વખ્તનીપછી અર્ધા કલાકનીઅંદર પરોણાંઓએ હાઝર થવું જોઇએછે. ઘણુંકરીને રાત્રે સાડાનવથી દશ વાગતાસુધીમાં નાચ શુરૂ થાયછે.

ઝાહેર નાચની મજલેસમાં રાત્રે હડી વાગતાસુધીજ રહેવાઇ શકાયછે, કેમકે ઉંચે વાંધેનાં લોકો તે વખ્તપછીથી ઝાહેર નાચની મજલેસમાં થોભવાને પસંદ કરતાં નથી.

જેઓને ગાયનનો શોખ અને માહાવેરો નથી હોતો, તેઓ સારીરીતે નાચી શકતાં નથી. નાચવાઅગાઉ અને નાચી રહ્યાપછી એક ગૃહસ્થ પોતાની જોડિયણ બાનુને વાંકો વળીને નમેછે. અગરજો એક ગૃહસ્થ પોતાનો સ્વભાવ જાળવીને સઘળાસાથે મળતાવડો થઇ ન શકે, તો તેણે નાચમાં જવુંજ નહીં. કોઇ વખ્ત ઘણી ખુબસુરત બાનુસાથે તે નાચે, તો તેમ વળી કોઇ વખ્ત ઘણા સાદા દેખાવની બાનુસાથે પણ તેને નાચવું પડેછે, માટે તેનો કશો વિચાર તેને મનમાં લાવવો ન જોઇએ, તથા તેવિષે પોતાની નાપસંદગી કોઇરીતે ન દેખાડવાની કોશેશ કરવી જોઇએછે. અગરજો એક જવાન ખુબસુરત બાનુનેબદલે તેણીનીસાથે આવેલી કોઇ વડીલ બાનુને ખાનાંની "ટેબ્લ" ઉપર લઇ જઇ બરદાસ્ત કરવી પડે, તો તે ખુશ સ્વભાવથી કરવી, અને જો તેમ કરતાં ઘણો કંટાળો છુટતો હોય, તોયે જાણે તેથી તેને ઘણી ખુશી પૈદા થતી હોય, એવો દેખાવ કરવો જોઇએછે. નાચમાં ભાગ લેવાનેબદલે બારણાંઆગળ કે એકાદ ખુણાંમાં ભટકયા કરવું જોઇતું નથી; તેણે દમ બાંધીને ખાવાપીવા, કે વાતજ કરવા મંડી જવું જોઇતું નથી; જો કોઇ નજીવી હરકત નડે, કે લગાર ભૂલથી અપમાન થાય, તો તે સાંખી જઇ હસતું મ્હોડું રાખવું; ટુંકામાં, પોતે પોતાને ભૂલી જઇ બીજાંઓની ગમત અને સગવડ વધે એવીરીતે વર્ત્તવું જોઇએછે.

એક્કી બાનુઓ નાચની મજલેસમાં જતીવેળા હાથમાં ફૂલનો એક મોટો તોરો લઇ જાયછે, જેમાંહેલાં ફૂલોનો રંગ તેણીના પુશાકનાં ચોકસ

ભાગનાં રંગસાથે મેળવવાની તેણીઓ કોશેશ કરેછે, જેથી ઘણો સુંદર દેખાવ લાગેછે; પણ એમ કરવામાટે પૈસાદાર બાનુઓજ પેરવી કરેછે, કેમકે તેમ કરતાં ખર્ચ ઘણો થાયછે. જે રૂતુમાં નાચ હોય, તેજ રૂતુમાં ઉગતાં ફુલોનાં રંગસાથે પોતાના કીમતી પુશાકનો રંગ રાખવો, એ ખરે-ખર પૈસાદાર શોખીન બાનુઓથીજ બની શકેઅમછે.

યજમાના પોતાનાં પરોણાંઓને આવકાર દેવામાટે દાદરનાં મથાળાં-ઉપર ઉભી રહેછે, અને જેમજેમ તેઓ પધારતાં જાયછે, તેમતેમ દરેક-સાથે તેણી "શેકહાંડ" કરેછે. આવતાં પરોણાંઓમાંની બાનુઓ પ્રથમ યજમાનાતરફ ચાલેછે. અને તેણીઓનીપુઠે સાથે આવનારા ગૃહસ્થો ચાલેછે. તોપે દાદરઉપર ચદતાં ગૃહસ્થોએ બાનુઓનીઆગળ ચદવું જોઇએછે. બાનુ અને ગૃહસ્થ પરોણાંઓથી બગલમાં હાથ લઇ દાદરઉપર, અથવા નાચના ઓરડામાં દાખલ થવાતું નથી, એમ કરવું અવિવેકી ગણાયછે. નાચના અથવા હરકોઇ બીજા ઓરડામાં પણ પ્રથમ બાનુઓએ અને તેણીઓની-પછવાડે સાથે આવનાર ગૃહસ્થોએ ચાલવું જોઇએછે.

યજમાના, અથવા નહીંતો તેણીની બેટીઓમાંહેથી એક જણી ના-ચીને નાચની શુરૂઆત કરેછે. "નાચ શુરૂ કરેછે," એટલેકે જે રાગ પ્રથમ વગાડવામાં આવેછે, તે વાગતાંજ યજમાના પોતે, અથવા નહીંતો તેણીની બેટીઓમાંહેલી એક નાચમાં હાજર થયેલા સર્વેથી ઉંચી પદવીના ગૃહસ્થનો હાથ પકડીને નાચેછે, એટલે "નાચવાનું શુરૂ થયું" ગણાઇ બીજી જોડીઓ પણ નાચવા માંડેછે.

અગરજો નાચની મજલેસમાં કોઇ બાદશાહી ખાનદાનનું, અથવા કોઇ બીજો પારકો શાહજાદો હાજર થવાનો હોયછે, તો તેનાં આવતાંસુધી નાચ શુરૂ કરવાનો મુલતવી રાખ્યામાં આવેછે. અગરજો તે આવનાર કોઇ શા-હજાદી, અથવા બાદશાહી ખાનદાનની કોઇ બાનુ હોયછે, તો તેણીનીસાથે યજમાન, અને તેઓનીસામે યજમાના અથવા તેણીની બેટી અને સર્વેથી ઉંચી પદવીનો બીજો ગૃહસ્થ, એમ બે જોડીઓ થઇને પ્રથમ નાચીને નાચ શુરૂ કરેછે. અગરજો તે બાદશાહી ખાનદાનનો બેટો હોયછે, તો તે યજ-માનાસાથે અથવા તેણીની બેટીસાથે, અને તેઓનીસામે યજમાન અને બાનુઓમાંહેલી સર્વેથી ઉંચી પદવીની બાનુ, એમ બે જોડીઓ થઇને પ્રથમ નાચેછે, કે જેથી નાચવાનું શુરૂ થયેલું ગણાયછે.

બાદશાહી ખાનદાનનાં પરોણાંઓને આવકાર દેવામાટે યજમાન તથા યજમાના બંધેને ઘરના દરવાજાસુધી જવું જોઇએછે, કે જેઓને લઇને

તેઓ છેક નાચના ઓરડાસુધી આવેછે. અગરજો તેણી એક શાહઝાદી હોયછે, તો અંદર દાખલ થતાં તેણી યજમાનના હાથઉપર ટેકીને ચાલેછે, પણ જો સાથે કોઇ શાહઝાદો પણ હોયછે, તો તે ઉપલાં બેનીપછવાડે યજમાનાને લઇને ચાલેછે. બાદશાહી પરોણાંઓ ઘરમાં દાખલ થતાંજ યજમાના અને યજમાનનીસાથે "શેક-હાંડ" કરેછે, અને યજમાના તથા યજમાન તેના ઉત્તરમાં વાકાં વળીને નમેછે.

સઘળાંઓસાથે બાદશાહી પરોણાંઓની પીછાણ કરાવવાની અગત્ય નથી, પણ જો તેઓ પોતેજ કોઇ બાનુ કે ગૃહસ્થસાથે ઓળખાણ કરવાની ઇચ્છા જણાવે, તો પછી તેમ કરવામાં આવેછે. જેવીરીતે તેઓને અંદર લાવવામાં આવેછે, તેવીજરીતે તેઓનાં જતી વખ્તે ઘરના દરવાઝાસુધી યજમાના અને યજમાનને મુકવા જવું જોઇએછે.

સઘળા નાચનારા ગૃહસ્થો યજમાનાની બેટીઓને પોતાનીસાથે નાચવાને વિવેકનીરીતે અર્ઝ કરેછે.

અલબતાં, નાચમાં શુંશું, અને કેવી પ્રકારે નાચવામાં આવેછે, તે જણાવવાનું કામ આ ચોપડીનું નહીં, પણ નાચવા શિખાડનારા ઉસ્તાદોનુંછે, એટલે તેવિષે અત્રે કશું જણાવી શકતા નથી.

ખાનું ખાતીવેળા એક બાનુંને ગમેતો હાથનાં મુઝાં ઉતારે યા નહીં, તેનો કશો વાંધો નથી. ચા, "આઇસ-ક્રીમ," ઇત્યાદિ ખાતાંપીતાં તો તે કાહાડવામાં આવતાંજ નથી. તોયે આ બાબતમાં પણ ઇંગ્રેજોમાં હજી મતફેર ચાલેછે. કેટલાકોનો મતછે, કે નાચની મજલેસમાં હાથમાં મુઝાં પેહેરવાવગર જવું જેટલું અવિવેકીછે, તેટલુંજ મુઝાંસુધાં જમવા બેસવું પણ અવિવેકીછે. તોયે મોટો ભાગ જમતીવેળા મુઝાં રાખવાનું વધારે પસંદ કરેછે, તો જોકે જેવેળા નાચની નહીં, પણ માત્ર ખાનાંનીજ મજલેસ હોયછે, તેવેળા તો જમવા બેસ્તી વખ્તે મુઝાં ઉતારવાંજ જોઇએછે. (જુઓ "**ખાનાંની મજલેસ.**")

નાચમાંથી ઘર વિદાય થતીવેળા એક બાનુને તેણીની ગાડીસુધી યજમાને મુકવા જવું કે નહીં, તે યજમાનનાં વિચારઉપર આધાર રાખેછે. કોઇ ન્હાની મજલેસની વખ્ત તેમ કદાચ બની શકે, પણ શેહેરની મોટી નાચની મજલેસ, કે જેમાં કોઇકોઇવાર ૩૦૦થી ૪૦૦ પરોણાંઓને નોતર્યાં હોય, તે વખ્તે એમ દરેક બાનુને તેણીની ગાડીસુધી પોહોંચાડવા જવું, એ કેવળ ન બની શકેએવુંછે, અને તેમ કરવાને થોડાજ યજ-

માનો ખુશી થાય. એવી વખ્તે ઘણુંકરીને બાનુઓને ગાડીમાં બેસાડવા, વગેરેની ગોઠવણ નોકરો રાખેછે. અગરજો વિદાય થતી બાનુનો કોઇ ગૃહસ્થમિત્ર તેણીને ગાડીસુધી પોહોંચાડવાને ખુશી દેખાડે, તો તેમ કરવામાં કશું અડચણજેવું નથી.

દરેક બાનુ અને ગૃહસ્થ, કે જેઓને નાચનું તેડું કર્યામાં આવ્યું હોય, પછી તેઓ ત્યાં ગયાં હોય કે નહીં, તોયે બીજેજ દીને યજમાનને ત્યાં તેનેમાટે તથા યજમાનાનેમાટે "કાર્ડો" મુકી આવવા જોઇએછે. અગરજો બીજેજ દીને તેમ કરવાને ન બની શકે, તો તેજ અઠવાડિયાંની-અંદર તો તેમ કરવુંજ જોઇએછે. (જુઓ "કાર્ડ.")

નાચની મજલેસમાં યજમાનાને ત્યાંના કોઇપણ નોકરને, પછી ન્હાના કે મોટા, પુરૂષ કે સ્ત્રી, કોઇને પણ ન્હાની કે મોટી બખ્શેશ કોઇપણ પરોણાંએ આપવી જોઇએ નહીં. એમ કરવું ઘણું ખોટુંછે.

યાદ રાખવું, કે નાચની મજલેસ એક ગૃહસ્થ યા બાનુનેમાટે નિશાળજેવીછે, અને ત્યાં પુરતા વિવેક અને સભ્યતાવાળાંજ વધારે માન-ભરેલીરીતે પસાર થઇ શકેછે.





## પ્રકરણ ૯.

# ખાનાંની મજ્લેસ.

## DINNER-PARTY.

( ડિનર-પાર્ટિ. )

આ ચોપડીનું કામ કેવો ખોરાક લેવો, ઇત્યાદિ બાબતોવિષે જ્ઞાન આપવાનું નથી, એટલે તેવિષે અત્રે કશું બોલી શકતા નથી. આપણું કામ ખાનાંની મજલેસો, તેના યજમાનો અને મેહમાનો, તથા ખાનાંની મજ્લેસનેલગતા વિવેકોવિષે જણાવવાનુંછે, અને જેઓ સારી મંડળીઓમાં દાખલ થવાને ચાહેછે, તેઓને તેનું જ્ઞાન ઘણું અવશ્યનુંછે.

દરેક જાતની મજ્લેસકરતાં "ખાનાંની મજ્લેસ" મંડળીનાં લોકો વધુ પસંદ કરેછે. વળી બીજી દરેક જાતની મજ્લેસકરતાં તે પેહેલો દરજ્જો ભોગવેછે. ખાનાંની મજ્લેસનું નોતરૂં પોતેજ દેખાડી આપેછે, કે તે પરોણો યજમાનનો વધારે માનીતો અને વધારે મિત્રાઇભર્યોછે, અને બીજી કોઇપણ મજ્લેસનાંકરતાં ખાનાંની મજલેસનું નોતરૂં વધારે માનભર્યું ગણવામાં આવેછે.

ખાનાંની મજ્લેસ બોલાવનાર યજમાન અને યજમાના તે મજ્લેસને-લગતી રીતભાત, વગેરેથી સારીપેઠે જાણીતાં હોવાં જોઇએછે. નાચની મજ્લેસ, કે હરકોઇ બીજી મજ્લેસ એકલી ઘરધણિયાણીને નામેજ બોલાવ્યામાં આવેછે, પણ ખાનાંની મજ્લેસ ઘરધણી તથા ઘરધણિયાણી બંધેને નામે બોલાવવી પડેછે, એજ બતલાવી આપેછે, કે બીજી મજ્લેસોકરતાં ખાનાંની મજલેસ વધારે ઉંચા પ્રકારનીછે. બીજી દરેક મજ્લેસવેળા મેહ-માનોની પરોણાગત સારીરીતે કરવાની ફર્ઝ હંમેશાં ઘરધણિયાણીને માથે રહેછે, પણ ખાનાંની મજ્લેસવેળા તે ફર્ઝ ઘરધણીને માથે રહેછે.

ખાણાંની મજલેસ બોલાવનાર મંડળીમાં ચડતો દરજ્જો ધરાવેછે. એટલુંજ નહીં પણ ખાણું આપનાર પોતે મંડળીમાં પોતાનો પગપેસારો પાધરીરીતે કરી શકેછે. એવીરીતે અવારનવાર ખાણાંની મજલેસ બોલાવવાથી પોતાનું ઓળખાણમંડળ તે વધારે બોહોળું કરી શકેછે, અને એવાં ખાણાં આપનારાઓને ઉંચા મંડળીમાં દાખલ થવામાટે એનાંકરતાં વધારે સારી અને વધારે ચોકસ જોગવાઇ બીજી કવચિતજ મળી શકેછે.

"ખાણાંની મજલેસ બોલાવવી" એનો અર્થ ઘણો બોહોળોછે; તે એક જાતનું જ્ઞાનછે, કે જે સેહેલાઇથી હાંસલ કરી શકાતું નથી. અને તેટલામાટે તે જ્ઞાન ધરાવનાર ઘરધણી અને ઘરધણિયાણીને ઘણી અક્કલ અને વિવેકનો ઉપયોગ કરવો પડેછે, અને તેમ કરતાં જો તેઓ તેમાં ફતેહ પામે, તો પછી સારી મંડળીમાં તેઓ સેહેલાઇથી દાખલ થાય. એમાં ખોટું શુંછે?

"સારૂં ખાણું" એટલે ઉંચા પ્રકારનું ખાવાનું સામે મુક્યું એટલે થયું એમ નથી. પણ ખાણાંની મજલેસમાં પધારેલા મેહમાનોને તેઓની પદવીપ્રમાણે "ટેબલ" ઉપર ગોઠવવા, તેઓતરફ પુરતા વિવેકથી વર્તવું. ઇત્યાદિ સઘળું "સારાં ખાણાં" નેમાટે અવશ્યનુંછે.

ખાણાંની મોટી મજલેસનાં તેડાં ખાણાંના દિવસની લગભગ એકવીસ દહાડા કે તેથી પણ આગમચથી કરવાં જોઇએછે, પણ જો તેમ કરવાને ન બની શકે, તો ચોદ દહાડાઆગમચથી તો કરવાંજ જોઇએછે. એવાં તેડાંનેમાટે છાપેલા "કાર્ડો" વાપરવામાં આવેછે, કે જે "કાર્ડો" તૈયાર વેચાતા મળી શકેછે, અને જેમાં માત્ર નામો, તારીખ, કલાક, અને સરનામું ભરવાનુંજ બાકી હોયછે. ઘરધણી તથા ઘરધણિયાણી બંનેનાં નામો સાથે તેની જગ્યાએ ભરવામાં આવેછે. ખાણાંની ન્હાની મજલેસનેમાટે, કે જેમાં ઘણુંકરીને વધારે અંતરંગનાં ઓળખાણવાળાંઓ તથા મિત્રોને બોલાવવામાં આવેછે, તેનાં નોતરાં ખાણાંના દિવસની દશ દહાડાઆગમચથી. અથવા તેથી પણ ઓછા દિવસઆગમચથી કરવામાં આવે, તો ચાલેછે. એવાં તેડાં છાપેલા "કાર્ડ" નેબદલે હાથે લખેલાં હોય તો ચાલે, અને તે દરેક તેડું ઘરધણી અને ઘરધણિયાણી તથા પરોણાંવચ્ચે જેવી મિત્રાઇ હોય, તેવીરીતે લખવામાં આવેછે. "લંડન" માં જ્યારે મોટી ખાણાંની મજલેસો બોલાવવાની રૂતુ હોયછે, ત્યારે પોતાને મનગમતા પરોણાંઓની હાજરી મેળવવામાટે કેટલીકવેળા પાચથી છ અઠવાડિયાંઆગમ-

ચથી નોતરાં કરવામાં આવેછે. આમુજબે લગાર ઘણા આગમચથી તેડાં કરવાનું વધારે સલાહભર્યું છે, કેમકે તેથી એક બાનુ જાણી શકેછે, કે તેણીને નોતરવામાં આવેલી મજ્લેસ લગાર વધારે મોટી હોવી જોઇએ, અને તેટલામાટે તેણી પોતાના પુશાક, વગેરેની તૈયારી કરી રાખેછે; ગ્રહસ્થોને એકજ જાતનો પુશાક પેહેરવાનો હોવાથી, તેઓનાબાબમાં તેથી કશો જાણવાજોગ ફેરફાર થતો નથી.

તેડાંના "કાર્ડ" ઉપર જે કાંઇ લખવામાં આવેછે, તેનેજલગતું ઘણુંખરૂં આપણાં લોકોની રીતભાતપ્રમાણે પણ લખવામાં આવેછે, માટે તેવિષે અત્રે કશું વધુ જણાવવાની ઝરૂર જોતા નથી, પણ જો કોઇ ઇંગ્રેજીમાં નોતરાંની ચિઠ્ઠી લખવા ચાહે, તો તેવા ધણીએ એકાદ સારી "પત્ર-પોથી" ની[1] મદદ લેવી ઠીક પડશે. એવી ચોપડીમાંથી દરેક મજલેસનેલગતી ચિઠ્ઠીપત્રીનાં ખરડાઓ તૈયાર મળી આવેછે.

અગરજો ખાનાંની મજ્લેસનું નોતરૂં કરવામાં આવ્યું હોય, અને પરોણાંથી તે કબુલ કરવામાં આવ્યું હોય કે ન હોય, તોયે તેનો ઉત્તર જેમ બનેએમ વગરઢીલે માત્ર ઘરધણિયાણીને નામેજ લખી મોકલવો જોઇએછે. એમ કરવામાં બીદરકારી કરવી, એ અવિવેકીપણુંછે, તથા વળી તેમ કરનાર પરોણો હલકી બુનિયાદનો ગણાયછે, કેમકે ઉત્તર પાછો ન ફરી વળવાથી ઘરધણિયાણી શકમાં રહેછે, કે તે અથવા તેણી (પરોણાં) આવશે, અને સાથે જમશે કે નહીં, અને જો ન આવવાનાં હોય, તો તેઓનેબદલે બીજાં કોઇને તેણી બોલાવી શકતી નથી, અને તેથી તેણીની મજલેસ ઘણી ભાંગીતુટી મળેછે. માટે પરોણાંની ફર્ઝછે, કે ઘરધણિયાણીની સગવડનેસારૂ ઓછામાંઓછા એકથી બે દીનમાં "હા ના"નો જવાબ લખવો જોઇએ.

એકવાર નોતરૂં કબુલ કર્યાપછી, કોઇ ભારે અડચણ અથવા બીજાં કોઇ મોતેબર કારણસિવાય ત્યાં હાઝર થવાને ચુકવું નહીં, પણ જો કોઇ ન ધારેલો બનાવ, જેવોકે કુટુંબમાં મરણ, કોઇ ઉડતો રોગ, ઓચિંતી બીમારી, ઇત્યાદિથી છેલ્લી ઘડિયે ત્યાં હાઝર થવાને ન બને, તો તેવિષે તરત ઘરધણિયાણીને જણાવવું જોઇએછે. એરીતેજો ઘરધણિયાણી તરત કોઇ બીજી જવાન બાનુ કે ગ્રહસ્થને ઉતાવળે ઇજન મોકલેછે, તેથી તેઓ તરત સમજી જાયછે, કે છેલ્લી ઘડિયે કોઇ પરોણાંએ આવવા ના લખ્યું

---

[1] Letter-Writer. "લેટર-રાઇટર."

હશે. પણ તેથી એવા જવાન છોકરાઓએ કોઇરીતે મનમાં માઠું લાવવાનો કાંઇ ખાસ સબબ નથી, કેમકે તેઓએ જાણવાની અગત્યછે, કે “ખાનાંની મજ્લેસ”માં ઘણાં જવાન છોકરાઓને બનતાંતુલીક નોતરવામાં આવતા નથી, અને જે એવા અગત્યની વખ્તે તેઓને છેલ્લી ઘડિયે નોતરવામાં આવે, તો તેઓએ જાણવું, કે તેમ કરીને ઘરધણિયાણીએ તેઓને અપમાન કીધું નથી, પણ સામું માન આપ્યુંછે, કારણકે તેણીની નજરમાં તેઓ બીજાઓકરતાં વધારે લાયક ગણાયાછે, માટે એવાવેળા બારોબાર કરીને જવા, અથવા ના પાડવા કરતાં, ખુશીથી જવું, અને તેણીના સગવડ ખુશ સ્વભાવે સાચવવી, કે જેથી તેણીનો તમારીતરફનો ચાહના અને માન વધશે.

ખાનાંની મજ્લેસનાં નોતરાંના “કાર્ડ” ગમેતો પોતાના નોકરસાથે મોકલવા, કે ગમેતો ઘરધણિયાણીએ પોતે જઇને સામા ધણીના નોકરને હવાલે કરી આવવા, કે ગમેતો ટપાલનીમારફતે મોકલવા. ગમે એવીરીતે મોકલે તેમાં કશી અડચણ નથી. તેવીજરીતે પરોણાંને પણ ગમે એવીરીતે તેનો ઉત્તર મોકલવાની છુટછે. તેમ કરવાનું કામ ઘરધણિયાણીનું ગણાયછે. શેહેરમાં એવી મજ્લેસનાં તેડાં એક કુટુંબમાંહેલાં માત્ર બેજ જણાંને કરવામાં આવતાં હતાં, પણ હાલમાં તેજ બે પરોણાંઓની જવાન બેટીઓ, કે સાથે રહેતી હરકોઇ બીજી જવાન બાનુને પણ વારંવાર કરવામાં આવેછે.

ખાનાંની મજ્લેસ મળવાનો વખ્ત ઘણુંકરીને રાતનાં આઠથી સાડાઆઠ વાગ્યાનીવચ્ચેનો હોયછે, જે વખ્તની આસરે પંદર “મિનિટો”અગાઉથી મેહમાનોએ આવી હાજર થવું જોઇએછે, કે જેથી જો બની શકે, તો સાડાઆઠ વાગ્યાનેસુમારે ખાનું પિરસવામાં આવે. નોતરાંના “કાર્ડ”માં આઠ વાગ્યાનો વખ્ત ખાનાંનેમાટે જણાવ્યો હોય, તેછતાં સાડાઆઠ વાગ્તે આવવું, એ ઘણું અવિવેકી ગણાયછે. બીજી હરકોઇ મજ્લેસકરતાં ખાનાંની મજ્લેસમાં નેમેલે વખ્તે હાજર થવું ઘણું અગત્યનુંછે, અને તેમ કરનાર મેહમાન તથા મેહમાના તેથી ઘણાં રીતભાતવાળાં તથા વિવેકી ગણાયછે. ખાનાંનો વખ્ત પોતાના “કાર્ડ”માં જણાવવાને ઘરધણી અને ઘરધણિયાણીએ ભૂલવું નહીં, અને તે બનતાંતુલીક પા કલાક આગમચથી જણાવવો, કે જેથી થોડીક “મિનિટો” મોડાં આવનારને શરમાવું પડે નહીં. તોપે પરોણાંઓએ તો ઘણાંમાંઘણાં પાંચથી દશ “મિનિટો-”

થી વધારે મોડું કરવું શોભાભર્યું નથી. હજી પાંચ દશ "મિનિટો" સકારે આવવાથી મોડું આવવાકરતાં વધારે સારૂં લાગેછે. તમારી યજમાના તમારેમાટે ખર્ચ કરી, ઝહમત લઇ, તમોને માન આપીને નોતરે, અને તેનાબદલામાં તમો બરાબર વખ્તસર હાઝર ન થઇ, તેણીને ચિંતામાં નાખો, અને તેમ કરીને તેણીનું દેલ દુઃખવો, એ કોઇપણ રીતે વિવેકી ગણાય નહીં.

ઘણું સકારે જવાથી જેમ જજમાનનાં કામમાં ખલલ થાયછે, તેમ વળી મોડે જવાથી જજમાનાને દુઃખ ઉપજેછે. વધારે સકારે જવાથી જાણે તમો મજલેસનેમાટે અધીરા હોવએમ જણાયછે, અને તેથી હલકું લાગેછે; ખાનાંની મઝાહમાં અડચણ થાયછે; અને બીજાં પરોણાંઓનો ધિક્કાર તમારીઉપર ઉતરેછે. જોકે આ બાબતમાં મત આપી શકેએવા કેટલાકોનો એવો વિચારછે, કે મોડું થાય તોયે ફેકર નહીં, તોપણ જવાથી સારૂં લાગેછે. તેમ વળી બીજાઓ જણાવેછે, કે જો ખાનું પિરસ્વાનીઆગમચ યજમાનને ત્યાં પોહોંચી ન શકાય, તો બેહતર કે હેટલથીજ પાછાં ફરવું, અને બીજે દીને ઘરધાંણિયાણીને પોતાની ગેરહાઝરીવિષે માફી લખી મોકલવી.

અગરજો કોઇ મેહમાનો કોઇ કારણથી વખ્તસર આવી પુગી ન હોય, તો તેણીનાંતરફ સભ્યતાખાતર ઘરધણી અને ઘરધણિયાણી ચોકસ વખ્ત, અને જો અગત્ય જણાય, તો લગભગ અર્ધો કલાકસુધી તેણીનેમાટે થોભેછે, પણ તેઓ એક ગૃહસ્થનેસારૂ એટલો બધો વખ્ત થોબતાં નથી, પણ થોડીક "મિનિટો" થોભીને જમવાના ઓરડામાં સઘળાં જાયછે. ખાનાંનો જે વખ્ત "કાર્ડ"માં જણાવેલો હોયછે, તેપછી પંદર "મિનિટો" રહીને ખાનાંઉપર જવામાં આવેછે.

સાધારણરીતે વિવેકી અને સભ્યતાવાળાં પરોણાંઓ, અને જેઓ વારવાર ખાનાંની મજલેસમાં જતાંઆવતાં હોયછે, તેઓ વખ્તસર આવવાનો નિયમ રાખેછે. તોયે મંડળીમાં ઉંચી પદવીનાં અને બીજાં ઘણાંક બડેખાંઓ હોયછે, કે જેઓ પોતાની પદવીઉપર મુસ્તાક રહીને, હમેશાં ઠરાવેલા વખ્તકરતાં મોડાં આવેછે, એમ ખાતરીથી માનીને કે તેઓનાં જવાવિના ઘરધણિયાણી જમવા બેસશે નહીં, પણ ઝરૂર થોબશે; પણ આ તેઓની ચાલ ધીમેધીમે તેઓનાં મંડળમાં જાણીતી થઇ જાયછે, અને તેટલામાટે જો આઠ વાગતે જમવાનો વખ્ત નક્કી ઠરાવેલો હોયછે, તો

તેઓને થોડા વખત જલદી જણાવ્યામાં આવેછે.

"ફ્રાન્સ"માં મોડાં આવનારાં પરોણાંઓનેમાટે થોભવાની બિલકુલ રીત નથી. ત્યાં નોતરાંમાં જણાવેલ ચોક્સ વખતે સર્વે જણાં જમવા બેસેછે.

બરાબર વખતસર ખાનાંની મજલેસમાં આવવાથી ઘરધણિયાણીને જમવા જવાઆગમચ જે કરૂંજેમ ઓળખાણપીછાણ કરાવવાની હોયછે તે કરાવવાને બની આવેછે, તથા ઘરધણી અને ઘરધણિયાણીને તે વખતે પોતાના મેહમાનોને દીવાનખાનાંમાં આવકાર દેવાને સગવડભર્યું થઇ પડેછે.

એક મેહમાના પોતે યજમાનને ત્યાં ઉતરવાપછી પોતાના નોકરને સાડાદશ વાગે ગાડી પાછી લાવવાને ફરમાવેછે, કારણકે સાડાદશથી પોણું-અગીઆર વાગતાસુધી પરોણાંઓ મેજમાનને ત્યાં રહેછે. પ્રથમ ઘરધ-ણિયાણીને ત્યાં આવી પુગતાંજ એક બાનુ પોતે ઓઢેલો જભ્ભો ઉતારીને ઉપર જવાઆગમચ તેનેમાટે મુકરર કીધેલા ઓરડામાં મુકેછે, અથવા ઉપર જઇને પોતાના નોકરને સ્વાધીન કરેછે. જભ્ભાસુધાં તેણીથી દીવાન-ખાનાંમાં દાખલ થઇ શકાતું નથી. એક ઇંગ્રેજ ગૃહસ્થ પોતાનો ઉપર ઓઢવાનો મોટો ડગલો તથા ટોપી એકાદ દીવાનખાનાંમાં, અથવા જે ગૃહસ્થોનેમાટે એવા ડગલા ટોપી ઉતારવાને એક ખાસ ઓરડો રાખવામાં આવ્યો હોયછે, તો ત્યાં તે ઉતારીને અંદર દાખલ થાયછે. ખાનાંની મજલેસમાં ગૃહસ્થો હાથે મોજાં પેહરીને આવતા નથી. જોકે બાનુઓતો હંમેશાં પેહરેછે, તોપણ જમવા બેસતીવેળા તે કાહાડી નાખેછે. ખાનાંની મોટી મજલેસોમાં જે વડા નોકરના હાથમાં ઘરનો સઘળો કારભાર હોયછે, અને જેને "બટલર"[1] કહી કહેછે, તે હંમેશાં દાદરનેમથાળે ઉભો રહેછે, અને જેમજેમ પરોણાંઓ આવતાં જાયછે, તેમતેમ તેઓનાં નામો બીજાઓ સાંભળેએમ પોકારતો જાયછે. ખાનાંની ન્હાની મજલેસવેળા, અથવા જ્યાં એવા "બટલરો" રાખી શકવાજેટલી ગુંજાએશ હોતી નથી, ત્યાં એકાદ બીજો પુરૂષનોકર અથવા દાસી આ કામ બજાવેછે.

એક બાનુ અને ગૃહસ્થનું નામ પોકારવાપછી દીવાનખાનાંમાં દાખલ થતાં તેઓ એકબીજાના હાથમાં હાથ ઘાલીને ચાલતાં નથી, તેમજ એક-બેકનીસાથે પણ ચાલતાં નથી. એમ કરવું ઘણુંજ હલકાઇભર્યું છે, તેમાં મુખ્યકરીને બગલમાં હાથ ઘાલીને દીવાનખાનાંમાં દાખલ થવું, તો વિવે-કની રીતિથીઉલટુંછે. જોકે નોકર તો પોકારશે, કે "મિ૦ અને મિસિસ ક અને મિસ ખ," અને નહીં કે "મિસિસ ક, મિસ ખ, અને મિ૦

[1] Butler.

છે," તોયે બાનુઓએ પ્રથમ આગળ ચાલવું જોઇએછે, અને ગૃહસ્થોએ તેણીઓનીપછવાડે.

દરેક પરોણાંનીસાથે તેઓનાં આવતાંવાર ઘરધણી અને ઘરધણિયાણી "શેક-હાંડ" કરેછે, જેપછી બાનુઓ પોતાની બેઠક લેછે, અને ગૃહસ્થો ઓરડામાં અહીંતહીં અક્કેકી ટોળીમાં ઉભા રહી વાતો ચલાવેછે, અથવા જો વધારે સકારેથી આવ્યા હોયછે, તો થોડોકવાર એકાદ જગ્યાએ જઇ બેસેછે, અથવા જો કાંઇ વાતચિત ચાલતી હોયછે, તો તેમાં ભાગ લેછે.

અગરજો હાઝર થયેલી બાનુઓ તથા ગૃહસ્થોમાંહેલા ઘણાંઓને એક બાનુ પીછાણતી હોયછે, તોયે પોતાના દાખલ થવાપછી તરત દોડી જઇને બધાંસાથે ભેટવા પડી જતી નથી, પણ તક મળવે ધીરેધીરે સર્વેને મળે-છે, તેટલાં માત્ર સ્હેજ હસીને અથવા નમીને પોતાનીતરફથી સલામ તેઓને દુરથીજ કરેછે.

અગરજો ખાનાંની મજ્લેસ ન્હાની હોયછે, અને જો પરોણાંઓ એકબીજાંથી અજાણ્યાં હોયછે, તો ઘરધણિયાણી માત્ર ઉંચી પદવીનાંઓની એકબીજાંસાથે ઓળખાણ કરાવી આપેછે, પણ ખાનાંની એક મોટી મજ્લેસમાં એમ કરવામાં આવતું નથી, સિવાયકે તેમ કરવામાટે કોઇ ખાસ કારણ હોય.

ખાનાંની મજ્લેસમાં સર્વેથી વધારે મોટો વિવેક મેહમાનોને તેઓની ઓછીવધતી પદવી અને ઉમરપ્રમાણે ખાનાંની "ટેબ્લ"ઉપર ગોઠવવાનો-છે, અને આ વિવેકઉપર ઘણું બારીક ધ્યાન આપીને ભારે સંભાળ લે-વાની અગત્યછે. ઘરધણી આખી મજ્લેસમાંહેલી સર્વેથી ઉંચી પદવીની બાનુને હંમેશાં ખાનાંની "ટેબ્લ"ઉપર લઇ જાયછે, અને તેજપ્રમાણે તે મજ્લેસમાંહેલો સર્વેથી ઉંચી પદવીનો અને સર્વેથી વૃદ્ધ ગૃહસ્થ હંમેશાં ઘરધણિયાણીને ખાનાંની "ટેબ્લ"ઉપર લઇ જાયછે. આ વિવેકમાં કશો ફેર પડતો નથી, સિવાયકે સર્વેથી ઉંચી પદવીવાળી બાનુ કિંવા ગૃહસ્થ જો ઘરધણી અથવા ઘરધણિયાણીનાં સગાં હોય, તો તેવીવેળા બીજાં પરોણાંઓવચ્ચે નઠારૂં ન દિસે, માટે તેઓથી ઉતરતી પદવીની બીજી બાનુસાથે યા ગૃહસ્થસાથે ખાનાંની "ટેબ્લ"ઉપર જવામાં આવેછે. પણ જો પદવીનો સવાલ ન હોય, તો સર્વેથી અજાણી બાનુ મેઝબાનસાથે, અને તેઓનીપછવાડે સર્વેથી અજાણ્યો ગૃહસ્થ મેઝબાનાસાથે જાયછે. પરણેલી બાનુઓ કુંવારી બાનુઓકરતાં ચઢતો દરજ્જો ભોગવેછે, અને

કેટલીકવેળા એવો બનાવ ન ધારેલીરીતે બની પણ જાયછે, અને તે ઘણું-કરીને જ્યારે એવી મજલેસ ન ધારેલી એકાએક ઉભી કરવામાં આવવા-નેલીધે ચોક્કસ વખ્તઆગમચથી નોતરાં કરવામાં આવતાં નથી ત્યારે. અથવા આગળ જણાવ્યાપ્રમાણે જે પરોણાંઓ નોતરાંનો પાછો ઉત્તર મોકલવામાં ઢીલ કરેછે. તો એમ બનેછે. અગરજે માત્ર એકજ ગૃહસ્થની ખુટ હોય-છે, તો ઘરધણિયાણી સઘળી જોડીઓ કરી આપીને પોતે એકલી જાયછે, કે જેથી ઘણું સભ્યતાભરેલું લાગેછે.

ખાનાંની "ટેબલ" ઉપર પરોણાંઓને ગોઠવવાની સાધારણ રીત તો એમછે, કે યજમાન અથવા યજમાના દરેક ગૃહસ્થને તેનાં આવવાપછી થોડીવારે જણાવેછે. કે તેણે ફલાણી બાઇને ખાનાંની વખ્તે સાથે લેઇને મેહરબાની કરીને જવું, કેમકે ઘણીકવેળા પરોણાંઓ એકબીજાંની પદવી-થી અજાણ્યાં હોયછે. જો મજલેસ બડેખાંઓની હોયછે, તો પદવીઓનો તફાવત જણાવેએવી કોઇ ચોપડીની મદદ ખાનાંના દિવસનીઆગમચથી લેવાની ઘરધણિયાણીને ફરજ પડેછે. એવી બાબતોની ચોપડીઓ વેચાતી મળી શકેછે, અને સર્વેથી જાણીતી "ડેબ્રેટ" અને "બર્ક" નામના લખનારાઓની ગણાયછે.

તોયે સાધારણરીતે ખેતાબ ધરાવનારા આસામીઓ પોતપોતાના ચઢતાઉતરતા ખેતાબ, અને તે ખેતાબ મેળવવાની તારીખપ્રમાણે એક-બીજાનીપછવાડે જાયછે. સરખી પદવીના ખેતાબવાળાઓમાં જેને પ્રથમ ખેતાબ મળ્યો હોયછે, તે પહેલો ચાલેછે. કોઇ રાજ્યના એલચીતરીકે પારકા પુરૂષો આવ્યા હોયછે. તેમાં જે ચઢતો હોયછે, તે પહેલો જાયછે. જો કોઇ રાજકર્ત્તાતરફથી નેમાયલો પારકાં દેશનો એલચી મજલેસમાં હાજર હોયછે. તો તેની પદવી એક બાદશાહી ખાનદાનના શાહજાદાકરતાં પણ ચઢતી ગણાયછે. એક "બિશપ"[1] ને માનખાતર મોટી પદવી આપવામાં આવેછે. અને તેની પદવી એક "અર્લ"[2] નીબરાબર ગણાયછે.

---

૧ ધર્માધ્યક્ષ અથવા ધર્માધિપતિ.

૨ ઇંગ્લેંડ ઉમરાવોની પદવીઓ નિચેપ્રમાણેછે:—

Duke. "ડ્યુક." ઉમરાવોમાં સર્વેથી ચડતા દરજ્જાનો ખેતાબ "ડ્યુક" નોછે, જેનાંકરતાં વધારે ચડતા માત્ર શાહજાદાઓ અને રાજાઓજ ગણાયછે. "ડ્યુક" ની બાનુને "ડચેસ" (Duchess) કરી કહેછે.

Marquis. "માર્કવીસ." તેની બાનુને "માર્શિયોનેસ" (Marchioness) કરી કહેછે.

"નાઇટો," "બેરોનેટો," કે બીજા હરકોઇ ઉમરાવો જોકે એક-સરખો ખેતાબ ધરાવતા હોયછે. છતાં જેઓને તે પેહેલો મળ્યો હોયછે, તે પછીથી મેળવનારાઓકરતાં ચઢતો દરજ્જો ધરાવેછે. દાખલાતરીકે જો એક ગૃહસ્થને ૧૯૧૩માં "અર્લ"નો ખેતાબ બક્ષવામાં આવ્યો હોય-છે, તો તે બીજો ગૃહસ્થ, કે જેને ૧૯૧૪ માં તેજ ખેતાબ બક્ષવામાં આવ્યો હોયછે, તેનાંકરતાં ચઢતી પદવીનો લેખાયછે.

"ડયુકો," "માર્કુવિસો," અને "અર્લો"ના વડા બેટાઓ પોતાના પોતાના બીજા ખેતાબો ધરાવી શકેછે, અને તે ખેતાબો "Courtsey Titles," યાને ફક્ત નામનાજ ગણાયછે, અને તેઓ રીતસર તેજ ખેતાબ ધરાવનારા બીજા ઉમરાવોનીબરાબરના ગણાતા નથી. આ બાબત-ઉપર "ઇંગ્લાંડ"નાં બડેખાંઓ ખાસ ધ્યાન આપેછે, અને તે દરેકની પદવી અને ખેતાબ ત્યાંનાં સર્વે બડેખાં મંડળોમાં જાણીતાં થયેલાં હોયછે.

એટલુંતો જાણવું અગત્યનુંછે, કે ઉમરને પદવીસાથે કશા લેણા-દેવી નથી, અને ગમેએવી એક જવાન અને કુંવારી બાનુ પોતાનાંકરતાં ઉતરતી પદવીની પરણેલી પણ ઉમરે મ્હોટી બાનુઓઉપર ચઢતી પદવીને-લીધે ચઢતો દરજ્જો ભોગવી શકેછે.

પોતાને મનપસંદ ગમેતે બાનુને લેઇને કોઇપણ ગૃહસ્થથી ખાનાંની "ટેબ્લ"ઉપર જઇ શકાતું નથી. કેમકે ચઢઉતર પદવીના સવાલનું પ્રબળ સુધરેલી પ્રજાઓમાં ભારેછે.

અગરજો આગળપાછળ જવાનો કાંઇ વસવસો ઉભો થાયછે, તો ઘરધણિયાણી દરેકને એકપછી એક તેઓની પદવીપ્રમાણે ખાનાંવાળા ઓર-ડામાં પધારવાની અર્જ કરેછે. જેપ્રમાણે દરેક ગૃહસ્થ પોતાને સોંપેલી બાનુને લઇ ખાનાંઉપર તેજ અનુક્રમે બિરાજેછે. પણ તેમ જવાઆગમન્ય તે પોતાની જોડિયણ બાનુનો હાથ પોતાની બધલમાં લેવામાટે પોતાનો ડાબો હાથ આગળ ધરેછે. અગરજો ખાનાંનો ઓરડો ઉપલા અથવા નિચલા માળાઉપર હોયછે, તો ત્યાં જતાં તે પોતાનીસાથની બાનુને દીવારગમની બાજુથી ઉતરવા દેછે.

ખાનું તૈયારછે, તે જણાવવાસારૂ "બટલર" અથવા બીજો કોઇ નૌકર આવેછે. તે પ્રથમ દીવાનખાનાંનું બારણું ઉઘાડી નાખેછે, અને ત્યારપછી મોટે અને ખુલ્લે સાદે પોકારેછે, કે "ખાનું તૈયારછે." અલ-બતાં, ઉપલા નૌકરને આગમચથી ખબર કરવામાં આવેલી હોયછે, કે

ખાનાંવાળા ઓરડાના દરવાઝાઉપર આવી પોહોંચતાંજ બાનુ બધલ-માંથી હાથ કાહાડી નાખીને છુટી ચાલેછે. ત્યાં પુગવાપછી ઘરધણી જે બાનુને સાથે લાવ્યો હોયછે, તેણીને પોતાના જમણા હાથઉપર બેસાડેછે. તેવીજરીતે દરેક ગૃહસ્થ પોતાની જોડિયણ બાનુને હમેશાં પોતાના જમણા હાથઉપર બેસાડેછે; તો જોકે "ઇંગ્લાંડ"સિવાય "યુરોપ"ના બીજા દેશોમાં તેથીઉલ્લતોજ ચાલછે, કે જ્યાં બાનુ પોતાના જોડીદાર ગૃહસ્થના ડાબા હાથઉપર બેસેછે.

જમવાની "ટેબ્લ"ઉપર આવી પોહોંચવાપછી જોડીદાર ગૃહસ્થ પોતાનીસાથવાળી બાનુને માનથી નમેછે, અને તેણી પણ તેના ઉત્તરમાં પાછી નમીનેપછી પોતાની જગ્યા લેછે. બેસ્વાપછી ગૃહસ્થે તપાસ્વું જોઇ-એછે, કે તેની કુરસીના પગો તેની બંધે બાજુએ બેઠેલી બાનુઓના પુશા-કઉપર ભૂલથી મુકાયા ન હોય. જો તેમ મુકાયા હોય, તો તે તરત ખસેડી નાખવા જોઇએછે, નહીંતો કે જમી રહ્યાપછી જ્યારે બાનુ ઉઠવા જાય, ત્યારે તેણીનો પુશાક ફાટી જવાવિના રહે નહીં.

સઘળાં પરોણાંઓ આવીને પોતપોતાની જગ્યાએ બેસી ન રહે, ત્યાંસુધી ઘરધણી "ટેબ્લ"ને મથાળે પોતાની જગ્યાઉપર ઉભો રહેછે, અને જેમજેમ જોડીઓ આવતી જાયછે, તેમતેમ તેઓને પોતાના હાથ-વડે ચોકસ જગ્યા લેવાની ફરમાશ કરેછે. દરેક બાનુ બેસી રહે તેટલો વખ્ત સઘળા ગૃહસ્થો પોતાની જગ્યાઆગળ ઉભા રહેછે, અને સઘળી બાનુઓનાં બેસ્વાપછી તેઓ બેસેછે.

સર્વને પોતપોતાની ઉંચી હલકી પદવીપ્રમાણે ગોઠવવાનું કામ લગાર વધારે અક્કલનું અને જોખમભર્યુંછે, અને તે ઘરધણી અને ઘરધણિયાણી નોતરાંના ઉત્તરો આવ્યાપછીથી સાથે મળીને નક્કી કરી રાખેછે. આગળ એવો રવાઝ હતો, કે દરેક પરોણાંનું નામ કાગઝની કાપલીપર લખીને તેની બેસ્વાની જગ્યાસામે જમવાની "ટેબ્લ"ઉપર મુકવામાં આવતું હતું, પણ તે રવાઝ પછવાડેથી નિકળી ગયો હતો, તોયે હમણાં તે પાછો ઉંચી મંડળીઓમાં દાખલ થતો જાયછે, અને કેટલીકવેળા તો પરોણાં-ઓનાં નામો "ટેબ્લ"ઉપર મુકવામાં આવેલાં "મીનુ"ઉપર લખવામાં આવેછે, પણ આ બંધે રીતો એકરીતે જોતાં પસંદ કરવાજોગ કે સગ-વડભરી નથી, કેમકે તેમ થવાથી બાનુ અને ગૃહસ્થ પરોણાંઓને પોતાનાં નામો જાણવામાટે "ટેબ્લ"ઉપર વાંકા વળવું પડેછે, અને તેથી ભારે

હાથનાં મુઝાં કાહાડી નાખેછે, સિવાયકે કોઇ ગુહસ્થ યા બાનુના હાથને કોઇ જાતની અડચણ હોય, અને તે બતલાવી ન શકાય, તો અલબતાં તે પેહેરીને જમવા બેસવાની તેને છુટછે. ત્યારપછી હાથમ્હોડું નુછવામાટે મુકેલા રૂમાલ[1]ની થોડી ઘડી ખોળીને તે પોતાના ખોળાઉપર મુકેછે, અને તેમાં લપેટેલી રોટી (અલબતાં પાંઉ, કેમકે ઇંગ્રેજી ખાનાંમાં હંમેશાં પાંઉજ વપરાયછે) પોતાના ડાબા હાથઉપર મુકેછે. તેવીજરીતે એક ગુહસ્થ પણ કરેછે. "નૅપકિન"ને ખોળાઉપર જાણે એક ઓઢણી ઓઢી હોય, તેમ બધો પાંથરીને મુકવો નહીં, તેમજ તમારા "વેસ્ટ-કોટ"નાં ખુણાંમાં, કિંવા હડપચીનિચ્ચે "કૉલર"માં ખોસવો નહીં, પણ ફકત થોડી ઘડી ખોળી તે ખોળાઉપર મુકવો. અગરજો એક બાનુ જાણેછે, કે તેણીના હાથનાં મુઝાં ઉતારતાં વાર લાગશે, તો તે કાહાડવાઆગમચ ઉપર જણાવ્યાપ્રમાણે રૂમાલ તથા પાંઉ બરાબર જગ્યાએ મુકીને સેરવાનેમાટે જગ્યા કરી રાખેછે, કે જેથી નૌકરને સેરવાની રકાબી લેઇને તેણીનીપછ-વાડે ખોટી થવું ન પડે. જેવું ખાનું પિરસાયું, કે બીજાઓનેસારૂ ખોટી ન થતાં ખાવા માંડવામાં આવેછે, પણ જો ખાનું ઘણું ગર્મ હોય, તો છરી કાંટો હાથમાં લેઇને જાણે ખાવું શુરૂ કીધું હોયએવો દેખાવ કર-વામાં આવેછે. એક પરોણાંને પિરસાવાપછી બીજા પરોણાંઓનેમાટે તેણે ખોટી રહેવું, એ અસલી રવાઝછે. એટલુંજ નહીં પણ હાલની રીત-પ્રમાણે એમ કરવું, એ અવિવેકીછે. તમોને એક વાનીની રકાબી ઘર-ધણિયાણી મોકલી આપે, તે પોતે રાખવાનેબદલે બીજા કોઇને તે લેવાની અર્ઝ કરવી એ ખોટુંછે, કેમકે પેહેલાં કોણને અને પછી કોણને પિરસવું તેવિષે તમારાંકરતાં મેઝબાના વધારે સારીપેઠે સમજેછે.

ઈંગ્રેજોમાં ખાનાંની મજલેસવેળા, કે "હૉટેલ"[2] માં શુંશું વાનીઓ આવનારછે, તથા એકપછી બીજી કઇ આવનારછે, ઇત્યાદિ બાબતોનું લખેલું કે છાપેલું એક કાગઝ કે "કાર્ડ" દરેક જમનારનીપાસે મુકવામાં આવેછે. આ જાતનાં કાગઝો અથવા "કાર્ડો"ને "મીનુ"[3] અથવા "બિલ-આવ-ફૅર"[4] કરી કેહેછે. આ "મીનુ" જો ખાનાંની "ટેબલ" ઉપર ન મુકવામાં આવ્યાં હોય, તો પરોણાંએ કઇ જાતનો સેરવો લેવો તથા શાનું ગોશ્ત લેવું, તે આગમચથી વિચારી રાખવું પડેછે, કે જેથી

---

૧ Napkin. "નૅપકિન."

૨ Hotel. પોંહોંચખાનું અથવા વીસી.

૩ Menu. ૪ Bill-of-fare.

સાથે વાતચિત કરવી જોઇએ કે નહીં, તે માત્ર સૌસૌની મર્ઝીઉપર આધાર રાખેછે. વાત કરવીજ જોઇએએવી કશી ફર્ઝ વિવેક જાળવવાસાર૨ પડતી નથી. તેઓની ડાબીજમણી બાજુએ બેઠેલાં પરોણાંઓ જો તેઓનાં ઓળખાણવાળાં હોય, તો તેઓસાથે પણ તેઓ વાતચિત કરી શકેછે. જો પડોસી જમનાર ઓળખીતું હોય, તો ઠીક, પણ જો તેમ ન હોય, તો ગૃહસ્થ અને જોડિયણ બાનુએ હરકોઇ સાધારણ બાબતઉપર વાત છેડી ખાતીવેળા પોતાનો વખ્ત સારીરીતે ગુજારવો જોઇએછે, કારણકે તેમ ન કરવાથી ખાનાંની મજલેસ સુસ્તજેવી લાગેછે. મુંગામંતર થઇને બેસીને બસ ચાંપ્યાજ કરવું, કે નહીંતો તેથીઉલટું વગરમતલબનું બકબક કર્યા કરવું. કે જેથી તમારા પડોસીઓને ખાવામાં ખલલ થાય, અને બીજાં પરોણાંઓ કાંઇ વાતચિત કરવા માંગતાં હોય, તેમ કરતાં તેઓ અચકી જાય, એમ કરવું ન જોઇએ.

એક ડાહ્યો ઘરધણી અથવા ઘરધણિયાણી રાજદુઆરી, કે ધર્મસંબંધી કોઇપણ બાબતઉપર વાત કરવાના અખાડા કરશે, કે જેથી કોઇનું પણ દેલ દુઃખાવાનેબદલે ખાનાંની મજલેસ હસીખુશીસાથે પાર પડે. એજ બાબતઉપર મેહમાનોએ પણ ધ્યાન આપવું જોઇએછે.

પાંઉ હંમેશાં ભાંગીને ખાવામાં આવેછે, અને નહીં કે કાપીને; કરડીને ખાવું, એ ઘણું અવિવેકી ગણાયછે. પાંઉનાં આસરે એક ઇંચની જાડાઇના ટુકડાઓ કરી તે "ટેબ્લ" ઉપર મુકવામાં આવેછે, પણ "રોલ્સ"[1] વધારે પસંદ કરવાજોગ ગણાયછે.

એક સારી ખાનાંની "ટેબ્લ" ઉપર "પી-સુપ,"[2] "રોસ્ટ પૉર્ક,"[3] અને "બૉઇલ્ડ-બીફ"[4] કદીપણ પિરસવામાં આવતાં નથી.

ઘણુંકરીને ખાનાંનીવેળા ગોસ્ત તથા પક્ષી આખુંજ પકાવવામાં આવેછે, અને તે વેતરવાનું, તથા પરોણાંઓની રકાબીમાં મુકી તેઓને મોકલી આપવાનું કામ ઘરધણીને "ટેબ્લ"ને નાકે બેસીને કરવું પડેછે. તે કાપીને પરોણાંઓને જેવીરીતે તેઓ બેઠાં હોય, તેવીરીતે એકપછી એક હારમાં મોકલવાની ઝરૂર નથી, પણ જે આગળી વાની જમી રહ્યું હોયછે, તેનીઆગળ તે પ્રથમ મોકલવામાં આવેછે. અગરજો મજલેસ ન્હાની માત્ર ૭ સાત પરોણાંઓનીજ બનેલી હોયછે, તો કુદરતીરીતેજ બાનુઓને

---

૧ Rolls. એક જાતનાં ગોળ, લંબાચા આકારનાં પાંઉ.

૨ Pea-soup. ૩ Roast-pork. ૪ Boiled-beef.

કે માછલી?" માછલી અને ગોસ્તવચ્ચે જેટલો ફર્કછે, તેટલોજ માછલી અને સેરવાવચ્ચેછે, અને શોખીન ખાનારાંઓ બંધે ખાવાને ઇચ્છેછે, અને તેટલામાટે જ્યારે પરોણાંઓ બંધે ખાવાની આર્ઝુ રાખે, ત્યારે જુલ્મથી તેઓપાસે એક ચીઝ કબુલાવીને તે ખવડાવવી, એ ઘણું અવિવેકીછે. જે વાની પરોણાંઓ ખાવા માંગતાં ન હોયછે, તે તેઓનીઆગળ ગયાપછી તેઓજ નૌકરને ના પાડેછે, પણ ઘરધણી અને ઘરધણિયાણીની તો ફર્ઝછે, કે દરેક વાની તેઓની મર્ઝી પુછવાવિના તેઓને મોકલ્યાં જવું.

મેઝબાન કે મેઝબાના જો પરોણાંઓને સેરવો પિરસેછે, તો અક્કેકો કડછોભરી થોડોથોડોજ પિરસેછે. અર્ધી રકાબીભરી સેરવો પરોણાંની રકાબીમાં નાખીને તેનીસામે મુકવાથી ઘણું નકારૂં દિસેછે. સેરવો, માછલી, કે હરકોઇ વાની જેમ ઘણીએ નહીં, તેમ વળી છેક થોડી પણ પિરસવી ન જોઇએ.

પરોણાંની રકાબીમાં જે પિરસવામાં આવે, તે તેને કરચેકરચ ખાઇ જવું જોઇએ. એમ કાંઇ ઝરૂરનું નથી, તેમજ ઇચ્છવાજોગ પણ નથી. તેમ વળી બીજા હાથઉપર એક વાની લઇ તેનો ઢગલાનેઢગલો નાખી રાખવો, એ પણ સારૂં નથી.

સેરવાને થંડો પાડવામાટે તેમાં ફુંક મારવી, એનાંકરતાં અવિવેકી બીજું કશું નથી. તેમજ વળી સેરવો કે હરકોઇ ગર્મ વસ્તુ મ્હોંમાં લેઇનેપછી તે થંડી પાડવામાટે મ્હોંવાટે હવા અંદર લેવી, એ ટેવ પાસે બેઠેલા ગ્રહસ્થો કે બાનુઓનાં આંતરડાં ઉછળાવવાને પુરતીછે, અને એવી ચાલ ચલાવનાર દરેક ઠપકાનેલાયક ગણાયછે.

જેવો સેરવો પિરસવામાં આવે, કે તે પીવા માંડવો. આ વખ્તે ઘણુંકરીને પરોણાઓને "શેરી" પુછવામાં આવેછે, માટે જો તેમ પુછવામાં આવે, તો "હા" કે "ના" જે તે એકદમ બોલી દેવું, અને અચકાયા કરવું નહીં. નૌકરને "હાજી," "નાજી," "ઉપકાર થયો," ઇત્યાદિ કેહેવામાં આંચકી ખાવાજેવું કશું નથી, તો જોકે તેમ ઘણુંકરીને બોલવામાં આવતું નથી.

તેમજ વળી ખાનાંની મોટી મજલેસવેળા એક યજમાને પોતાનાં કોઇ પરોણાંને એકાદ ચોકસ વાની ખાવાની બોહોંસ કરવી, એ પણ ઘણું હલકાઇભર્યુંછે. ન્હાની અને માત્ર અતલગનાં મિત્રોથી બનેલી એવી મજલેસમાં કદાચ જો યજમાન કોઇને એમ ભલામણ કરે, તો તે ચાલી

મ્હોં સમારવાસારૂ મેવો ઘણુંકરીને "ટેબ્લ" નીવચ્ચોવચમાં ફૂલોની-વચ્ચે ગોઠવવામાં આવેછે. કેટલીક ખાનાંની "ટેબ્લ" ઉપર ફૂલ, ફૂલ-ઉપરાંત જાતજાતની નવાઇની "ફ્રેન્ચ" મિઠાઇઓ ઇત્યાદિ ગોઠવવામાં આવેછે; તેમ વળી કેટલેક ઠેકાણે માત્ર ફૂલો અને શોભિતું તથા કીમતી રૂપાંકામજ ગોઠવવામાં આવેછે, અને મેવો મુકવામાં આવતો નથી. પણ આ પાછળી રીત ઘણુંકરીને જ્યારે ખાનું આપનાર પુષ્કળ ફૂલો તથા કુટુંબ-નેલગતાં કીમતી રૂપાંકામનો[1] સારો સંગ્રહ હાઝર કરી શકે, તોજ કર-વામાં આવેછે.

રોશ્નીનેમાટે "લામ્પો" અથવા મોમબત્તીનેમાટે રૂપાંની સમેદાનીઓ વાપરવામાં આવેછે, જેની હલકીઉંચી કીમત તથા જાતનો આધાર ખાનું આપનારનાં ગજવાંઉપર રાખેછે. "ગાસ" ની રોશ્ની બનતાંસુધી વાપરવામાં આવતી નથી. "ગાસ"ની રોશ્ની ઝાહેર ખાનાંનીવેળા હોય, તો ચાલે. "લામ્પો" તથા સમેદાનીઓઉપર ઘણુંકરીને રંગીન "શેડો" મુકવામાં આવેછે, જેથી ઘણો છાયો પડેછે, અને ઘણો રમણિય દેખાવ લાગેછે; તથા વળી રોશ્ની પરોણાંઓની ઘણી નઝદીક હોવાછતાં તેનો ઘણો ઝળ-કાટ તેઓનાં મ્હોંડાંઉપર ન પડવાથી તેઓને ઇઝા થતી અટકેછે. મીણ-બત્તીઓ ખાનું પોકારવાની દશ કે પંદર "મિનિટો" આગમચથી સળ-ગાવવામાં આવેછે, કે જેથી કરીને જ્યારે પરોણાંઓ જમવાના ઓરડામાં દાખલ થાય, ત્યારે રોશ્ની એકસરખી અને સ્થિર બળતી હોય. "લામ્પો-" કરતાં સમેદાનીઓ એવી વખ્તે વધુ પસંદ કરવામાં આવેછે. મીણબત્તીઓ ઉંચી જાતની અને મોટાં કદની, અને દરેક આસરે અર્ધા રતલના વઝ-નની હોવી જોઇએ. એકદમ સઘળી બત્તીઓ ખાનાંની "ટેબ્લ" ઉપર મુકવાથી નબળી આંખવાળાંઓને ઇઝા થાયછે, માટે ત્યાં થોડીજ મુકી, બાકીની પછવાડે "ટેબ્લો" ઉપર મુકવી, કે ભીંતઉપર ટાંગવી જોઇએછે.

સરકો, રાઇ, નમક, મરી, ઇત્યાદિ મસાલો ભરી રાખેલી શિશીઓનું વાસણ,[2] યાને સરકાદાની હંમેશાં ખાનાંનીવેળા હાઝર હોયછે. એવાં "ક્રુએટ-સ્ટાંડો" કેટલીકવેળા ઘણી ઉમદા કારીગરીનાં અને કીમતી હોવા-છતાં ન્હાની કે મોટી મજ્લેસવેળા ખાનાંની "ટેબ્લ" ઉપર લાવી મુકવામાં

---

૧ જેમ આપણાં લોકોમાંછે, તેમ ઇંગ્રેજોમાં પણ રૂપાંકામ દોલતનો એક મોટો ભાગ ગણાયછે. બલકે જેવીરીતે આપણાં લોકો ઘરેણાંમાં નાણું રોકેલું રાખેછે, તેવીરીતે ઇંગ્રેજો પુષ્કળ અને ભારે વઝનનાં રૂપાંનાં વાસણો રાખેછે.

૨ Cruet-Stand. "ક્રૂએટ-સ્ટાંડ."

મ્હોં સમારવાસારૂ મેવો ઘણુંકરીને "ટેબ્લ" નીવચ્ચોવચમાં ફૂલોની-વચ્ચે ગોઠવવામાં આવેછે. કેટલીક ખાનાંની "ટેબ્લ" ઉપર ફ્લ, ફ્લ-ઉપરાંત જાતજાતની નવાઇની "ફ્રેન્ચ" મિઠાઇઓ ઇત્યાદિ ગોઠવવામાં આવેછે; તેમ વળી કેટલેક ઠેકાણે માત્ર ફૂલો અને શોભિતું તથા કીમતી રૂપાંકામજ ગોઠવવામાં આવેછે, અને મેવો મુકવામાં આવતો નથી. પણ આ પાછળી રીત ઘણુંકરીને જ્યારે ખાનું આપનાર પુષ્કળ ફૂલો તથા કુટુંબ-નેલગતાં કીમતી રૂપાંકામનો[1] સારો સંગ્રહ હાઝર કરી શકે, તોજ કર-વામાં આવેછે.

રોશ્નીનેમાટે "લામ્પો" અથવા મીણબત્તીનેમાટે રૂપાંની સમેદાનીઓ વાપરવામાં આવેછે, જેની હલકીઉંચી કીમત તથા જાતનો આધાર ખાનું આપનારનાં ગજવાંઉપર રાખેછે. "ગાસ"ની રોશ્ની બનતાંસુધી વાપરવામાં આવતી નથી. "ગાસ"ની રોશ્ની ઝાહેર ખાનાંનીવેળા હોય, તો ચાલે. "લામ્પો" તથા સમેદાનીઓઉપર ઘણુંકરીને રંગીન "શેડો" મુકવામાં આવેછે, જેથી ઘણો છાયો પડેછે, અને ઘણો રમણિય દેખાવ લાગેછે; તથા વળી રોશ્ની પરોણાંઓની ઘણી નઝદીક હોવાછતાં તેનો ઘણો ઝળ-કાટ તેઓનાં મ્હોંડાંઉપર ન પડવાથી તેઓને ઇઝા થતી અટકેછે. મીણ-બત્તીઓ ખાનું પોકારવાની દશ કે પંદર "મિનિટો" આગમચથી સળ-ગાવવામાં આવેછે, કે જેથી કરીને જ્યારે પરોણાંઓ જમવાના ઓરડામાં દાખલ થાય, ત્યારે રોશ્ની એકસરખી અને સ્થિર બળતી હોય. "લામ્પો-" કરતાં સમેદાનીઓ એવી વખ્તે વધુ પસંદ કરવામાં આવેછે. મીણબત્તીઓ ઉંચી જાતની અને મોટાં કદની, અને દરેક આસરે અર્ધા રતલના વઝ-નની હોવી જોઇએ. એકદમ સઘળી બત્તીઓ ખાનાંની "ટેબ્લ" ઉપર મુકવાથી નબળી આંખવાળાંઓને ઇઝા થાયછે, માટે ત્યાં થોડીજ મુકી, બાકીની પછવાડે "ટેબ્લો" ઉપર મુકવી, કે ભીંતઉપર ટાંગવી જોઇએછે.

સરકો, રાઇ, નમક, મરી, ઇત્યાદિ મસાલો ભરી રાખેલી શિશીઓનું વાસણ,[2] યાને સરકાદાની હંમેશાં ખાનાંનીવેળા હાઝર હોયછે. એવાં "ક્રુએટ-સ્ટાંડો" કેટલીકવેળા ઘણી ઉમદા કારીગરીનાં અને કીમતી હોવા-છતાં ન્હાની કે મોટી મજ્લેસવેળા ખાનાંની "ટેબ્લ" ઉપર લાવી મુકવામાં

---

૧ જેમ આપણાં લોકોમાંછે, તેમ ઇંગ્રેજોમાં પણ રૂપાંકામ દોલતનો એક મોટો ભાગ ગણાયછે. બલકે જેવીરીતે આપણાં લોકો ઘરેણાંમાં નાણું રોકેલું રાખેછે, તેવીરીતે ઇંગ્રેજો પુષ્કળ અને ભારે વઝનનાં રૂપાંનાં વાસણો રાખેછે.

૨ Cruet-Stand. "કરૂએટ-સ્ટાંડ."

આવતાં નથી, પણ તેજ ઓરડામાં બાજુએ મુકેલી એકાદ "ટેબ્લ" કે "સાઇડ-બોર્ડ"[1] ઉપર રાખી મુકવામાં આવેછે. ગમેએવાં પણ ન્હાનાં "ફ્રુએટ" "ટેબ્લ"ના કોઇપણ ભાગઉપર મુકવામાં આવતાં નથી, પણ એક નોકર રૂપાંની થાળીઉપર મુકીને વાની પિરસ્યાપછી સઘળાં પરોણાંઓઆગળ તે ફેરવી જાયછે, અને તેવેળા પરોણાંને ગમેતે મસાલો પોતાની રકાબીમાં લેછે. રાઇ, નમક, ઇત્યાદિ રકાબીની કોરઉપર મુકવામાં આવેછે. જોકે "ફ્રુએટ-સ્ટાંડ" ખાનાંની "ટેબ્લ"ઉપર મુકવામાં આવતાં નથી, તોયે કેટલાંકો મરી, રાઇ, અને નમકનાં ન્હાનાં વાસણો "ટેબ્લ-" ઉપર દર બે જમનારાંઓનીવચ્ચે મુકવાનું પસંદ કરેછે, કે જેથી એક વાની પિરસાયાપછી પરોણો તેનેમાટે ખોટી થવાનેબદલે ગમેએટલો વસાણો લઇ ખાવા મડે. આખી "ટેબ્લ"ઉપર નોકર એક વાની પિરસી રહે, ત્યાંસુધી વસાણાંનેમાટે, કે તે વાનીનીસાથે ખાવાની તરકારીનેમાટે પરોણાંને થોભાવી રાખવું સારૂં લાગતું નથી. અગર નહીંતો વાની એક નોકર પિરસી આવે, કે બીજા નોકરે તરત વસાણાનું વાસણ લઇ તેજ પરોણાં-આગળ હાઝર થવું જોઇએછે. હંમેશાં ખાનાંનીઉપર ઉંચી જાતનો "સૉસ"[2] વાપરવો જોઇએછે. એક સારો લખનાર જણાવેછે, કે **"સારા અને સ્વાદદાર 'સૉસ' સાથે એક હાથી પણ ખવાઈ જાય."**

ગમેએવી ન્હાની અને મિત્રોથી બનેલી મજલેસમાં, કે હરકોઇ બીજી ખાનાંની મજલેસમાં "ટેબ્લ"ઉપર ચટાઇના ન્હાના કટકાઓ[3] મુકવામાં આવતા નથી. એમ કરવાથી ઘણુંજ હલકું લાગેછે. ચટાઇના આ કટ-કાઓ ખાનાંની "ટેબ્લ"નેમાટેજ ન્હાનાંમોટાં કદના, અને તરેહવાર ભાતના, સુંદર ઝીણી વણતના બનાવવામાં આવેછે, જે ખાનગી કુટુંબમાં ભોજનનીવેળા "ટેબ્લ"ઉપ· મુકી રાખવામાં આવેછે, એટલા માટે કેજો કાંઇ ગર્મ વસ્તુનું વાસણ મેઝઉપર ખાનાંનીવેળા મુકવામાં આવે, તો તેની ગર્મીથી મેઝની ઝહળે, તથા ઉપર બિછાવેલું કપડું[4] ખરાબ થાય નહીં. અગરજો ઘરધણિયાણી પોતાની મેઝની ઝહળે ખરાબ થવાની ધાસ્તી રાખતી હોય, તો તેણીએ ખાનાંની મજલેસવેળા એવી "ટેબ્લ-મૅટસ"

---

૧ Side-board. એક જાતનું ખાનાંવાડું કબાટ.

૨ Sauce. મસાલાનો સ્વાદદાર સરકો.

૩ Table-mats. "ટેબ્લ-મૅટસ."

૪ Table-cloth. "ટેબ્લ-ક્લોથ."

વાપરવાનેબદલે "ટેબ્લ-ક્લૉથ"નીનિસ્ચે કોઇ બીજી જાતનાં જાડાં કપડાંનું પડ કરવું, કે જેથી મેઝ ખરાબ થવાની ધાસ્તી રહે નહીં.

ન્હાની કે મોટી ખાનાંની મજ્લેસમાં દર પરોણાંદિઠ બે મોટી છરીઓ, માછલી ખાવામાટે રૂપાંની એક છરી અને કાંટો, સેરવામાટે એક "ટેબ્લ-સ્પુન,"[1] ત્રણ મોટા કાંટાઓ, "શેરી" અને "હૉક," અને "ચમપીન"નેમાટે અક્કેકું જુદું "ગ્લાસ," એટલું ગોઠવવામાં આવેછે. ખાનાંની મજ્લેસવેળા "ટમ્બલરો" મેઝઉપર મુકવાનેબદલે જો અગત્ય પડે, તો વાપરવામાટે "સાઇડ-બોર્ડ"ઉપર મુકી રાખવામાં આવેછે. છરીઓ અને કાંટાઓનીવચ્ચે "નેપકિન" મુકવામાં આવેછે, જેનીઅંદર પાંઉ વિટાળીને મુકેલું હોયછે. "ડેઝર્ટ-સ્પુનો" અને ન્હાના કાંટાઓ દરેક જમનારનીપાસે મુકવામાં આવતાં નથી, પણ જ્યારે મિઠાઇ વેહેંચવામાં આવેછે, ત્યારે એક ખાલી રકાબીમાં લાવી તેનીસામે મુકવામાં આવેછે, અને જો વધુ વાની ખાવામાટે જોઇએ, તો એક વધુ છરી અને કાંટો પરોણાંનેમાટે લાવી હાઝર કરવામાં આવેછે, પણ ત્રણ છરીથી વધુ તેનીપાસે મુકવામાં આવતી નથી. આ ત્રણમાંહેલીજ એક છરી માછલીનેસારૂ મુકેલી હોયછે, અને તે ત્રણે જમવાઆગમચ મેઝ બિછાવવામાં આવેછે, ત્યારેજ ગોઠવવામાં આવેછે. છરીઓ અને કાંટાઓ કદીપણ જમનારની સામી બાજુએ મુકવામાં આવતાં નથી, પણ તેનીસામે મુકવામાં આવેલી રકાબીનીપાસે બંધે બાજુએ તેઓને મુકવામાં આવેછે.

કાંટો તથા છરી એવીરીતે પકડવાં, કે જેથી તેઓના હાથાઓ હાથના ખોબાનીઅંદર રહે. તે બીજાં જમનારાંઓને વાપરતાં જોઇ વધારે સેહેલાઇથી શિખી શકાશે. અગરજો ત્યાં મુકેલા છરીકાંટાઓમાંથી કયો છરીકાંટો પેહેલાં વાપરવો તેબાબે કોઇ પરોણાંને શકજેવું જણાય, તો તેણે

---

[1] વેલાયતી બનાવતના ચમચાઓ હંમેશાં ચોક્સ માપનાંજ બનાવ્યામાં આવેછે, જેનાં નામો તથા તેમાં કેટલું માયછે, તે નિચ્ચેપ્રમાણેછેઃ—

Tea-spoon. "ટી-સ્પુન," એટલે ચાની અથવા ન્હાની ચમચી. એમાં ૧ ડ્રામજેટલી પ્રવાહી માયછે.

Dessert-spoon. "ડેઝર્ટ-સ્પુન," એટલે વચલો ચમચો. એમાં ૨ ડ્રામજેટલું માયછે.

Table-spoon. "ટેબ્લ-સ્પુન," એટલે મોટો ચમચો. એમાં ૪ ડ્રામજેટલું માયછે.

જેપ્રમાણે ચમચાઓમાં ચોક્સ વઝનની પ્રવાહી માયછે, તેજપ્રમાણે "ગ્લાસો"માં પણ માયછે, જેમકેઃ—

Liquor-glass. "લિકર-ગ્લાસ"માં ૧ આઉંસજેટલું, અને

Wine-glass. "વાઇન-ગ્લાસ"માં ૨ આઉંસજેટલું માયછે.

"ટેબલ" ઉપર બીરાજેલી સર્વેથી ઉંચી પદવીની કે હરકોઇ બીજી ઉંચી પદવીની બાનુને તેમ કરતાં જોવું, અને પછી તેજમુજબે પોતે પણ કરવુ. અલબત્તા, ઉંચી પદવીની બાનુઓને પેહેલાં પિરસવામાં આવેછે, એટલે તેવી-રીતે અનુભવ મેળવવાને તેને પુરતો વખ્ત અને તક મળશે. પણ તમોએ કેમ ખાવું. અને શું કરવું, તેબાબે અજાણાછો, એવું તમારી ચાલચ-લણઉપરથી બીજા પરોણાંઓને ન જણાવવાની કોશેશ કરવી.

જમતીવેળા ચમચો, કાંટો, કે છરી નાખી દેવાં નહીં, પણ જો કદાચિત અકસ્માતથી તે પડી જાય, તો તેવિષે બનતાંસુધી અખાડ કરી જઇ, નોકરપાસે બીજાં માંગી લેવાં. ચમચાકાંટાનો ખખડાટ કરવો નહીં, તેમજ કાંટાઉપરથી છરીવડે ઓખળ્યા કરવું નહીં જોઇએ.

જ્યાંસુધી તમો પુરેપુરૂં જમી રહ્યા ન હોવ, ત્યાંસુધી છરીકાંટો મુકી દઇ કુરસીની પીઠઉપર ઢળીને બેસતા ના, કેમકે તેમ કરવાથી નોકર સમજી શકતો નથી, કે તમો જમી રહ્યાછો કે નહીં, અને તેથી તે જો ભુલમાં તમારી રકાબી ઉપાડી જશે, તો તમોને માઠું લાગશે, અને વળી તમારી મનપસંદ વાની તમારાં નાકઆગળથીજ પસાર થઇ જતી જોઇ, તમોને ભારે બળાપો થશે! એટલામાટે તમોએ બરાબર ખાઇ રહ્યાપછીજ તમારો છરીકાંટો સાથે કરીને રકાબીમાં મુકવો, પણ તેવેળા કાંટાના દાંતા ઉપર રહે તેવીરીતે કાંટો મુકવો. જેમજેમ અક્કેકો પરોણો જમી રહેછે, તેમતેમ નોકરો રકાબીઓ ઉંચકતા જઇ બીજી રકાબીઓ લાવી મુકેછે, માટે જો તમો જમી રહ્યા હોય, તો બીજાઓ જમી રહે, ત્યાંસુધી છરીકાંટાસાથે રમ્યા કરવું, એ વિવેકનીરીતે ઠીક લાગતું નથી.

બનતાંતુલીક ખાનાંની મોટી મજલેસમાં કોઇ પરોણાંએ કોઇ પણ વાનીમાટે બીજીવાર માંગણી કરવી નહીં જોઇએ.

અગરજો યજમાન કે યજમાના પોતે પિરસીને પરોણાંઓઆગળ વાનીઓ મોકલતાં ન હોય, પણ નોકરોજ વાનીઓનાં "ડિશો" ફેરવતા જતા હોય, અને તેમાંથી પરોણાંઓને લેવું પડતું હોય, અને જો કોઇ પરોણાંને શર્મ લાગે, તો તેણે આકળા પડી જઇ ગભરાટ કરી મુકવો નહીં, પણ ધીરેથી પોતાને જોઇતું લેવું. એવીરીતે બીજાઓને કરતાં જોવાથી તેને પણ આવડ થશે.

"ટેબલ-સ્પુન" હમેશાં સેરવો પીવામાટેજ વાપરવામાં આવેછે, અને તેમ કરવાસારૂ "ડેઝર્ટ-સ્પુન" વાપરવો એ ખોટું ગણાયછે. સેરવો

કે હરકોઇ બીજી પ્રવાહી પીતીવેળા તે ચમચાની બાજુથી પીવી જોઇએછે. અને તેમ કરતાં કોઇપણ પ્રકારનો આવાઝ કરવો નહીં. સેરવો અને માછલી માત્ર એકજવેળા લેવામાં આવેછે, બીજીવાર તે માંગવામાં આવતાં નથી, એમ કરવું એ ખાનાંની "ટેબલ" ઉપર નઠારો દેખાવ કરવાબરાબર ગણાયછે. સેરવો પીવામાટે તમારી જમણી બાજુએ મુકવામાં આવેલો "ટેબલ-સ્પુન" વાપરવો, અને તેની અણી યાને છેડાતરફથી નહીં, પણ બાજુએથી સેરવો પીવો. સેરવો પીતીવેળા બચક-બચક કે સુરરપ-સુરરપ એવો આવાઝ કરવો નહીં. ફક્ત સેરવોજ નહીં, પણ કોઇબી વસ્તુ ખાતીપીતીવેળા એવા કોઇપણ જાતના આવાઝો કાહાડવા, એ ઘણું અવિવેકીછે. પાણી પીતીવેળા પણ ડુચુક-ડુચુક એવો આવાઝ કાહાડવો નહીં. કાંઇપણ ખુરાકપાણી અનેએમ કશા પણ આવાઝવગર ખાવાંપીવાં. ખાતીવેળા મ્હોં બંધ રાખવું. આ ટેવ તમારાં બાળકોને પણ ન્હાનપણથીજ શિખવવી, અને શું ન્હાનાં કે શું મોટાંએ આ ટેવ જો ન પાડી હોય, તો તે તરત સુધારવાની કોશેશ કરવી જોઇએછે.

સેરવો પીતીવેળા રકાબીનો એક છેડો ઉંચકવો નહીં, પણ જો તમારી સગવડનેખાતર તેમ કરવું પડે, તો તેમ કરજો, પણ તે તમારી બાજુતરફથી ઉંચકજો.

બનતાંસુધી જે માગવુંકરવું હોય તે નોકરનીમારફતેજ કરવું, પોતે પોતાને હાથે કરવું નહીં: અથવા નોકર નઝદીક હોવાછતાં તમારા પરોસીપાસે માંગવું નહીં; બાનુઓ પોતાને જોઇતી વસ્તુઓમાટે પાસે બેઠેલા ગૃહસ્થને અર્ઝ કરેછે, જે નોકરપાસે મંગાવી તેણીને તે આપેછે. ગૃહસ્થે જ્યારે કાંઇ જોઇતું હોય, ત્યારે નોકર નઝદીક હોય, તો તેનીસામે જોવું, અને તમારી નઝરસાથે તેની નઝર મળે, અને તે તમારીપાસે આવે, કે ધીરે સાદે અને નર્માશથી જે જોઇતું હોય, તે લાવવા તેને ફર્માવવું. પોતે હાથેજ લેવામાટે પાસે બેઠેલાં પરોણાંની રકાબીઉપર પડવું નહીં. દારૂ પીતીવેળા આખું "ગ્લાસ" ભરીને તે ઓટી જવો, અને તેમાં એક ટીપું પણ ન રાખવો, એ ઘણું હલકાઇભર્યુંછે. તેમ વળી તમારી રકાબીમાંહે રહેલો એક છેલ્લો બુક ખાઇ જવાનેબદલે રહેવા દેવો, કે "ડીકાન્ટર"માંહેલો છેલ્લો એક "ગ્લાસ"જેટલો "વાઇન" પીવાના અખાડા કરવા, માત્ર એમ ધારીને કે તે છેલ્લોજછે, તો તે ઘણું ખોટું ગણાયછે. એવી ચાલ ચલાવવાથી જાણે એમ જણાયછે, કે ને પછી

વધારે પુરૂં પાડવાને તમારો યજમાન અશક્તછે, એમ તમો સમજોછો, અને તેથી તમારા યજમાનને અપમાન થાયછે.

"ડેઝર્ટ-સ્પુન" એટલે "મ્હોંડું સમારવામાટે વપરાતો ચમચો." અને જેવું તેનું નામછે, તેવુંજ તેનું કામ પણ છે, તે વધારે નાઝુક કામનેમાટેજ વપરાયછે, જેવુંકે "ફ્રુટ-ટાર્ટસ,"[1] "કસટર્ડ-પુડિંગ્સ,"[2] ઇત્યાદિ ખાવામાટે, અથવા બીજી હરકોઇ નર્મ જાતની મિઠાઇ, કે જે કાંટાવડે ખાવાને પુરતી સેહેલ ન પડે, તે ખાવાસારૂ "ડેઝર્ટ-સ્પુન" વપરાયછે. પણ જો મ્હોંડું સમારવાનેમાટે હરકોઇ વસ્તુ કાંટાથી ખવાઇ શકાયએવી હોય, તો ચમચાકરતાં તેવડેજ તે ખાવાથી વધારે સારૂં લાગેછે. યાને બનતાંસુધી જે વસ્તુ કાંટાથી ખવાઇ શકાય, તે ખાવામાટે ચમચો વાપરવોજ નહીં.

સેરવો કે "પુડિંગ" જેવી વસ્તુઓ ખવાયએટલી થંડી પડીછે, એમ ખાતરી કર્યાવિના તે ન ખાવાની સંભાળ લેવી જોઇએછે, કેમકે એબાબે અસાવધ રહેવાથી તે ગર્મગર્મ ગળી જવી પડેછે, અથવા જો ઘણી ગર્મ હોયછે, તો તે મ્હોંમાંથી રકાબીમાં પાછી કાહાડી મુકવાની ફરજ પડેછે.

માછલી હમેશાં તેનેમાટે ખાસ બનાવેલી છરી અને કાંટાવડે ખાવામાં આવેછે. માછલી ખાવામાટે બે કાંટાઓ વાપરવામાં આવતા નથી, પણ જો રૂપાંની છરી "ટેબલ" ઉપર મુકવામાં ન આવી હોય, તો જમણા હાથમાં કાંટો, અને ડાબા હાથમાં પાંઉનો કકણ ભાગ લઇ તેવડે તે ખાવામાં આવેછે, જોકે પાંઉવડે એમ માછલી ખાવાનો રવૈયો હવે સારી મંડળીમાંથી નિકળી ગયોછે. માછલી ખાતાં સાધારણ છરી વાપરવાથી તેની ખુશ્બુ ઓછી થાયછે, અને તેટલાજમાટે રૂપાંનાં છરીકાંટા વાપરવામાં આવેછે. વળી માછલીસાથે ખાવાના "સૉસ"માં ખટાસનો મોટો ભાગ હોવાથી છરીઉપર કટાણું થાયછે, તેનું પાનું ખવાઇ જાયછે, અને નઠારી વાસ આવેછે. અગરજો કાચુ માછલી "ટેબલ" ઉપર પિરસવામાં આવે, તો તે ફક્ત કાંટાવડેજ ખાવી જોઇએછે. તેનું કોટલું તમારા ડાબા હાથમાં પકડી તેમાંથી કાંટાવડે કાહાડીને ખાવું. તેને ટુકડા કરીને નહીં. પણ આખુંજ કાહાડીને મ્હોંમાં મુકવું.

"ક્વેનેલ્સ,"[3] "રિસોલ્સ,"[4] "પાટિઝ,"[5] ઇત્યાદિ માત્ર એક કાંટા-

---

૧ Fruit-tarts. ૨ Custard-puddings.
૩ *Quenelles.* ૪ *Rissoles.* ૫ Patties.

વડેજ ખાવામાં આવેછે, અને તે ખાતીવેળા છરી વપરાતી નથી.

"સ્વીટ-બ્રેડસ,"[1] "કટલેટસ,"[2] ઇત્યાદિ ખાવામાટે, અને તેવીજ-રીતે હરેકોઇ જાતનું પક્ષી ખાવામાટે છરી વપરાયછે.

"ઍસપૅરેગસ,"[3] "સૅલડ,"[4] ઇત્યાદિજેવી વસ્તુ ખાતીવેળા તેની અણીઓ કાપી નાખીને તે છરી અને કાંટાવડેજ ખાવામાં આવેછે, અને કદીપણ તેનાં થડ આંગળાંઓવડે પકડીને તે ખાવામાં આવતી નથી. "સૅલડ" હમેશાં તેની રકાબી, જેને "સૅલડ-પ્લેટ" કેહેછે, તેનાઉપર મુકીને લાવ્યામાં આવેછે. જે રકાબી જમનારનીપાસેજ મુકવામાં આવેછે. અને તેવેળા જમનાર બે રકાબીઓનો સાથે ઉપયોગ કરેછે, પણ કાકડી-નેમાટે જુદી રકાબી મુકવામાં આવતી નથી. તે તો જમનાર પોતાની રકાબીમાંજ લઇને ખાયછે.

જો ખાનાંઉપર વરેણ આવેછે, તો તે કાંટાઉપર લઇને ખાવામાં આવેછે, અને તે કારણમાટે છરી વાપરવી, એ ઘણુંજ હલકું ગણાયછે. જમતીવેળા કોઇપણ વખે છરી મોંમાં લેવી એનાજેવું હલકું અને અ-વિવેકી બીજું કશું નથી, અને એવી અવિવેકી ચાલ ખાનાંની "ટેબલ-" ઉપર મજલેસમાં ચલાવવી, એ કદીપણ સારૂ ન થઇ શકેએવુંછે, વળી એવી ચાલ ચલાવનાર હમેશાં હલકી બુનિયાદનું ગણાયછે.

પાંઉનો ટુકડો લઇ તે તમારી રકાબીમાંહેલા રસમાં, મુરબ્બાના શીરામાં, કે હરેકોઇ ખાવાની બીજી પ્રવાહીમાં બોળી કાહાડી તે કરડીને ખાવો, એ ઘણું હલકું ગણાયછે. અગરજો તે ખાવાની અગત્ય પડે, તો પાંઉના ન્હાના ટુકડાઓ કરી તે રકાબીમાં નાખી પછી કાંટાવડે તે ખાવા જોઇએછે.

અગરજો તમારીઆગળ મુકેલું પાંઉ ખલાસ થઇ ગયું હોય, અને બીજું વધારે જોઇતું હોય, તો પાછા ફરી તમારીપછવાડે ઉભેલા નોકરતરફ જોવું, અને જેવો તે તમારીઆગળ આવે, કે ધીમેથી તેને કાનમાં બીજું પાંઉ લાવવાને ફરમાવજો. સારા હુશિયાર નોકરો પાંઉ ખલાસ થતાં તરત તે બીજું પોતેજ લાવીને મુકી જાયછે.

પાંઉસાથે માખણ ખાતીવેળા તેની આખી કાતરીઉપર માખણ લગા-ડીને તે ખાવામાં આવતું નથી, પણ પાંઉના ન્હાના ટુકડાઓ કરી પછી તેઉપર માખણ લગાડીને ખાવામાં આવેછે.

---

૧ Sweet-breads ૨ Cutlets. ૩ Asparagus ૪ Salad

ઈંડું ખાતીવેળા તેને ભાંગીને "ગ્લાસ"માં કે પવાલામાં નાખીને તેમાંથી ખાવાનેઅદલે ઈંડાંનાં કોટલાંમાંથીજ તે ખાવામાં આવેછે. તોજોકે "અમેરિકા"ખાને તેથીઉલટું તેને "ગ્લાસ" કે પવાલાંમાં નાખીનેજ ખાવાનો રહેંચોછે.

"ટેબલ-ક્લોથ"ઉપર મેવાના ઠળીઆ, હાડકાં, ઇત્યાદિ કદીપણ મુકવું નહીં, પણ તે તમારી રકાબીની કોરઉપર મુકવાથી વધારે સારૂં લાગેછે.

અગરજો માખણ, નમક, કે ખાંડ લેવી હોય, તો માખણ લેવાનીજ છરી, નમકનીજ ચમચી, કે ખાંડનાજ ચીપિયાવડે તે લેવું જોઇએછે. તેમ કરવામાટે તમારી પોતાની છરી, તમારો પોતાનો ચમચો, કે તમારાં આંગળાંનો ઉપયોગ કરવો, એ રીતભાતથી અજાણ્યા અને હલકા ધણીનું કામછે.

એક જાતની તરકારીનીઉપર બીજી જાતની નાખીને તેનો ઢગલો તમારી રકાબીમાં કરવો ન જોઇએ. ગોસ્ત અને તરકારી સાથે ખાતીવેળા ઘણોસરખો કાંટો ભરીને તે મ્હોંતરફ લઇ જવાકરતાં, તે અક્કું છુટ્ટું ખાવું વધારે સારૂંછે. હાથોએ અને મ્હોંએ સાથે મળીને કામ કરવાનુંછે, એટલેકે કાંટો ઘણોસરખો લાદીને તે એકદમ ખાવામાટે મ્હોં ફાડી કાળજી રાખી ઓટી થવાકરતાં, કાંટો છેક હોઠોસુધી આવે, કે મ્હોં ઉઘાડવાથી વધારે સારૂં લાગેછે. તેમજ મોટામોટા કોળીઆ ભરવાકરતાં ન્હાને ઘુંટે ખાવાથી વધારે સભ્યતાભર્યું લાગેછે; મુખ્યકરીને બાનુઓએ આ વિવેક વધારે ધ્યાનમાં રાખવાજોગછે. કાંટો મ્હોંની બરાબર સામો ઉભો પકડીને ખાવું, અને તેમ કરતાં હાથની કાંડી વાળી નાખવી, એ દેખાવ આંખને નઠારો લાગેછે. કાંટો મ્હોંતરફ માત્ર ઉંચકવો, પણ તેને સામે લાવવામાટે હાથને ગોળ વાંક આપવો જોઇએ નહીં.

પક્ષી ખાતાં તેની પાંખનાં, પગનાં કે હરકોઇ બીજાં હાડકાંને આંગળાં લગાડવાં નહીં, પણ તેનીઉપરનું ગોસ્ત કાપી કાહાડીને ખાવું જોઇએછે. તેઉપરનું ગોસ્ત ખાવામાટે આંગળાંવડે તે ચુંટી કાહાડવું, એ ઘણાં હલકાં માણસનું કામ ગણાયછે.

"પેસ્ટ્રી"[૧] હંમેશાં કાંટાવડે ખાવામાં આવેછે, પણ "ફ્રુટ-ટાર્ટ" ખાતીવેળા કાંટાનીસાથે "ડેઝર્ટ-સ્પુન"નો પણ ઉપયોગ કરવામાં આવેછે, પણ તે માત્ર "ટાર્ટ" માંહેલો રસ તથા "ફ્રુટ" મ્હોંતરફ લઇ જવાનેજમાટે.

---

૧ Pastry.

છે. તે ઉંચકી લઇને તેનેબદલે બીજાં બે, એક "શેરી"નેમાટે તથા બીજું "ક્લૅરેટ"નેમાટે મુકવામાં આવેછે. જમનાર "ફિંગર-ગ્લાસ" પોતાની રકાબીઉપરથી ઉંચકીને તેની ડાબી બાજુએ મુકેછે, અને તેની-નિચ્ચે "ડૉયલી" મુકેછે. આ "ફિંગર-ગ્લાસ"માં સ્હેજ ગર્મ પાણી ભરેલું હોયછે, તથા તેમાંહેલાં પાણીમાં કોઇ જાતનું અત્તર નાખીને તે ખુસ્બુદાર બનાવવામાં આવેછે. આ પાણીમાં આંગળાં બોળીને તે "ટેબ્લ-" ઉપર મુકવામાં આવેલા "નૅપકિન"વડે નુછી નાખવામાં, તથા "નૅપકિન-"નો છેડો તેમાંહેલાં પાણીમાં બોળીને તે મ્હોંઉપર ફેરવવામાં આવેછે. જોકે "ફ્રેન્ચ" લોકો આખા "યુરોપ"ની પ્રજાઓમાં વિવેકની બાબતમાં સર્વેથી સુધરેલા ગણાયછે, અને ખાનાંની બાબતમાં તો એક સત્તાજેવા ધારવામાં આવેછે. તેઓ પોતાની ખાનાંની "ટેબ્લ"ઉપર મુકવામાં આવતાં "ફિંગર-ગ્લાસ"નીમાંહે કાચનાં એક ન્હાનાં પ્યાલાંમાં ખાટાં લીંબુના રસસાથે સુમરેલું પાણી મેળીને તે મુકેછે, કે જે આંગળાં સાફ કરવાઆગમચ પરોણાંઓ પોતાનાં મ્હોંઉપર લગાડેછે. જોકે આ રીત ઇંગ્રેજોની આંખ-માં ઘણી ધિક્કારવાજોગ લાગેછે !

"ડેઝર્ટ-પ્લેટ"ને "આઇસ-પ્લેટ"નીનિચ્ચે જ્યાંસુધી "આઇસાસ" ખવાઇ રહે, ત્યાંસુધી રાખવામાં આવેછે, અને ત્યારપછી એક નૌકર તે ઉઠાવી જાયછે. દ્રાક્ષ ખાતીવેળા અર્ધો બંધ હાથ, યાને એક હાથનો ખોબો હોઠોઆગળ લઇ જવામાં આવેછે. અને ઠળીઆ તથા છાલ તેમાં લઇને તરત રકાબીમાં નાખવામાં આવેછે, તે એવી સફાઇથી કે કશો નઠારો દેખાવ ન થાય, અને થુંકેલા ઠળીઆ તથા છાલ બીજાં કોઇની નજરે પડે નહીં. કેટલાંકો ઠળીઆ અને છાલ વાંકાં વળીને રકાબીની કોરઉપર થુંકેછે, પણ આ રીત સારી ન લાગવાથી ઘણાંકો એમ કરવાનેબદલે હાથ-માંજ લઇ રકાબીમાં મુકેછે. બોર, ઇત્યાદિ ન્હાના મેવાના ઠળીઆ પણ એજરીતે થુંકવામાં આવેછે, અને તેઓના સાંહા આંગળાંઓવડે તોડીને રકાબીમાં નાખવામાં આવેછે. પેર અથવા સેબફલજેવો મેવો ખાતી વખ્તે તેઓને છોલીને ન્હાના કટકાઓ કરી તે મેવો ખાવાની છરી તથા કાંટા-વડે ખાવામાં આવેછે.

"પીચો,"[૧] તડબુચ, ઇત્યાદિ મેવો ખાતીવેળા કાંટાસાથે ચમચાની પણ મદદ લેવી પડેછે, કારણકે તેમાં રસ હોયછે. તેમજ મલાઇમાં મેળ-

---

૧ Peaches.

વાને જે કોઇ ન્હાનો મેવો ખાવામાં આવેછે, તો તેવેળા પણ મેળવવા, વગેરે કામસારૂ ચમચો વાપરવામાં આવેછે.

જ્યાંસુધી ખાનું ચાલેછે, ત્યાંસુધી મ્હોં સમારવાની વસ્તુઓને જમનારાંઓ હાથ લગાડતાં નથી, તો જોકે તે "ટેબલ" ઉપર શોભાનેમાટે આગમચથી મુકેલી હોયછે.

દરેક ખાનુ અથવા ગૃહસ્થ જ્યારે પોતાને ત્યાં ખાનાંઉપર પરોણાંઓને નોતરેછે, ત્યારે "ટેબલ" ઉપર "વાઇન" હાઝર કરવાની તેઓની ફરજછે. એક સારાં ખાનાંમાટે "વાઇન" અવશ્યનોછે. તમે પોતે દારૂને કદીપણ અડકતા ન હોવ, તોયે તેવીજરીતે તમારાં પરોણાંઓને પણ ફરજ પાડવી, એ એક ખાનુને કે ગૃહસ્થને છાજતું નથી. અગરજો તમારાં પરોણાંઓને દારૂ પાવાને તમારૂં હૈયું ના પાડતું હોય, તો બેહતર એજછે, કે ખાનાંની મજલેસ બોલાવવીજ નહીં. જેમ તમોને દારૂની ચીડછે, તેમ તમારાં પરોણાંઓને સાદું ચંદું પાણી પીવાનો પણ અણગમો હોયછે, અને કેટલાક તો તરેહવાર વાનીઓ ખાવાનેબદલે એકાદબે "ગ્લાસ" "વાઇન" પીવાનું વધારે પસંદ કરેછે. જેમ "વાઇન" ની બાબતમાંછે, તેમ અનાજ્ગશાકની બાબતમાં પણ જાણવું. તમો અનાજ્ગશાકને પસંદ કરતાં હોવ, તો તેથી તમારો તે વખારો તમારાં પરોણાંઓનીઉપર પણ ઘસાવવાને, અને તેઓને પાંદડાં, કોબીના કટકા, અને કાંદા ખવાડીને ઘર મોકલવાનો તમોને કશો હક નથી.

અગરજો તમો સારીરીતે જાણતાં હોવ, કે તમારો એકાદ પરોણો દારૂને બિલકુલ અડકતો નથી, તો પછી તેને દારૂ પીવાની બોહોલસ કરવી ઘટતી નથી. તે પોતેજ જો શાણો હશે, તો જેવું પેહેલી વખ્તે તેનું "ગ્લાસ" "વાઇન" થી ભરવામાં આવશે, કે સભ્યતાનેખાતર ઉંચકી બીજાં પરોણાંઓને નમી, જાણે પીતો હોય, તેમ મ્હોંઆગળ લઇ જઇને પાછું મુકી દેશે, અને ખાનું પુરૂં થવાતુલીક તે એમનુંએમ ભરેલુંનેભરેલુંજ રહેશે. એક પઝ્માના કે પઝ્માને આ બાબતઉપર કશો પણ એશારો કરી બીજાંઓનું ધ્યાન તેનીતરફ ખેંચવું નહીં.

ઘણો લાંબો વખ્ત થયો ચાલતી આવેલી રૂઢીપ્રમાણે ચોકસ "વાઇનો" ચોકસ વાનીઓનીસાથેજ પીવામાં આવેછે. અગરજો "લિકર"૧ પાવામાં આવેછે, તો તેનેમાટે ન્હાનાં "લિકર-ગ્લાસો" એક ન્હાની રૂપાંની થાળીઉપર મુકીને "આઇસીસ" ખવાઇ રહ્યાપછી તરતજ પરોણાંઓનેસાટે

લાવવામાં આવેછે. જેપછી તરત "બટલર" પરોણાંઓનાં "ગ્લાસો" માં "ક્લૅરૅટ"[૨] અથવા "શૅરી,"[૩] જે તેઓ માગે તે નામેછે. મ્હોં સમારતીવેળા ઘણુંકરીને "શૅરી" અથવા "ક્લૅરૅટ" પીવામાં આવેછે. અને કવચિત "પૉર્ટ"[૪] અથવા "મડીરા"[૫] પીવાયછે, પણ "ચમપીન"[૬] તેવેળા કદી પીવામાં આવતો નથી, કેમકે "ચમપીન" ખાસકરીને ખાનાંની વખ્તે પીવાનો "વાઇન" છે, અને તે તેજવેળા પીવામાં આવેછે. "શૅરી" અથવા "સૉટર્ન"[૭] હંમેશાં સૅરવા તથા માછલીસાથે પીવામાં આવેછે, અને તે માત્ર એકજવેળા "બટલર" પરોણાંઓઆગળ ફેરવી જાયછે. અગરજો નૌકરો "વાઇન" પુછવામાટે ફરતા ન હોય, તો ગૃહસ્થોની ફર્ઝછે, કે તેઓએ તેવિષે ખાનુઓની માવજત કરવી. અગરજો સૅરવાનીઆગમચ કાલુ, કે સૅરવાનીપછી માછલી પિરસ્વામાં આવેછે, તો ત્યારે "હૉક"[૮] પરોણાંઓઆગળ માત્ર એકવેળા ફેરવી જવામાં આવેછે. કોઇવેળા "હૉક" નેબદલે "શાબ્લિ"[૯] પણ પાવામાં આવેછે. પેહેલી વાની પિરસાવાપછી તરતજ "ચમપીન" પીવામાં આવેછે, અને એરીતે છેક આખું ખાનું ખલાસ થાય, અને મ્હોં સમારવાનું શુરૂ થાય, ત્યાંસુધી "ચમપીન" જ પીવામાં આવેછે. આખું ખાનું ખવાઇ રહે, તેટલા વખ્તસુધીમાં ત્રણથી ચારવાર પરોણાંઓને "ચમપીન" વિષે પુછી જવામાં આવેછે.

"હૉક" અને "ક્લૅરૅટ" "રોસ્ટ" કીધેલાં ગોસ્તસાથે; "પન્ચ"[૧૦] કાચબાસાથે; "પૉર્ટ" અથવા "બરગન્ડિ"[૧૧] હરણનાં ગોસ્ત અથવા પનીરસાથે; "પૉર્ટ" અથવા "બરગન્ડિ" કોઇપણ જાતનાં શેકાર કીધેલાં પક્ષીસાથે પીવામાં આવેછે. કેટલાક "વાઇનો" મુખ્યકરીને "રેડ-વાઇનો"[૧૨] ગમેતે મૌસમમાં પીવામાં આવેછે, તોયે તેઓને થંડા કરવામાં આવતા નથી. "ક્લૅરૅટ" અને "બરગન્ડિ" હંમેશાં લગાર ગર્મ કર-

---

૧ Liqueurs (ફ્રેન્ચ), Liquors (ઇંગ્રેજી). ૨ Claret. ૩ Sherry.
૪ Port. ૫ Madeira.
૬ Champagne. "શેમપેન," પણ સાધારણરીતે આપણાં લોકો એને "ચમપીન" કેહેછે.
૭ Sauterne. ૮ Hock. ૯ Chablis. ૧૦ Punch. ૧૧ Burgundy.
ઘણુંકરીને ઇંગ્રેજી દારૂનાં નામો, જે જગ્યાએ તેઓને બનાવ્યામાં આવેછે, તેઉપરથી રાખવામાં આવેછે.
૧૨ Red-wines.

વા જોઇએછે. નિયમતરીકે ઘણાં ઉમદા "વાઇનો" બિલકુલ થંડા કરવા ન જોઇએ.

તોયે "વાઇનો" અને બીજા દારૂઓ કઇ વાનીસાથે અને ક્યારે પીવા, એ બાબતઉપર જુદાંજુદાં મતો પડેલાંછે, અને કયો દારૂ "ટેબલ-" ઉપર લાવવો તે ઘરધણિયાણીનાં ગજવાં અને શોખઉપર આધાર રાખેછે, માટે તેવિષે અત્રે કશું વધુ જણાવી શકાતું નથી. ઘણીક ડાહી યજમાના તરેહવાર જાતના "વાઇનો" અને બીજા દારૂઓ પાવાનેબદલે થોડીજ જાતના પણ ઉંચી જાતના મોંઘા દારૂઓ પાવાનું વધારે સારૂં સમજેછે, તેમ વળી બીજા હાથઉપર પોતાના પૈસાનું જોર દેખાડનાર, છાલકી યજમાના બનેએટલી જુદીજુદી જાતના "વાઇનો" પોતાની મેજઉપર લાવીને પોતાનો હલકો "ટેસ્ટ" દેખાડવાને ચુકતી નથી, પણ તે ખોટી અભિમાની અને હલકાઇ શાણાં મેઝબાનો તરત ચેતી જાયછે.

"વાઇન" કે પાણીની એક બાટલી યા "ડીકાન્ટર"નીઆસપાસ ભિનાં પાણીનું કપડું વિંટાળીને તે હવાવાળી જગ્યાએ મુકી છાંડવાથી તે જલ્દીથી થંડું થશે. એવાં "વાઇન" થંડો કરનારાં "વાઇન-જગ"[૧] આવેછે, તેની બહારની બાજુએ બર્ફના ટુકડાઓ રહી શકેએવું ખાલી પડ બનાવેલું હોયછે, જેમાં બર્ફ ભરી રાખવાથી વાસણમાંહેલો "વાઇન" બર્ફસાથે ભેળાવાવિના થંડો થાયછે. "ચમપીન," "કલૅરૅટ," અથવા બીજા ઉભાતા "વાઇનો"નેમાટે એવી જાતનું "જગ" વધારે પસંદ કરવાજોગ ધારવામાં આવેછે.

બર્ફનું વાસણ, કે જેમાં બર્ફનીસાથેજ "વાઇન" નાખીને તે થંડો કરવામાં આવેછે, તેને "આઇસ-પેલ"[૨] કરી કેહેછે. એવાં આઇસ-પેલ"માં "વાઇન" થંડો કરવાનેબદલે કેટલાક યજમાનો બર્ફના સ્વચ્છ ટુકડાઓ "ટેબલ"ઉપર લાવવાનું વધારે પસંદ કરેછે. બર્ફના ન્હાના ટુકડાઓ કરી, તેઓને "ગ્લાસ"માં નાખી, તેમાંજ "વાઇન" નાખ-વામાં આવેછે. જોકે આપણાં લોકોમાં તો આ રીત ઘણી સાધારણછે. તોયે તેમ કરવાથી "વાઇન" નબળો થઇ જાયછે, તથા વળી તેની ખુશ્બુ ઓછી થાયછે. જેઓને "વાઇન"માં પાણી ભેળીને પીવાની ટેવ હો-યછે (અને તે ઘણાંકોને હોયછે), તેઓને એવીરીતે બર્ફમાં નાખેલો

૧ Wine-jug. "વાઇનો" થંડા કરવામાટે વપરાતું વાસણ.

૨ Ice-pail.

કદાચિત જો તે "વાઇન" તમોને સદતો ન હોય, કે તે પીવામાટે કાંઇ બીજી અડચણ હોય, તો તેઆએ તેણીની રજા પ્રથમ પુછીને પછી બીજો કોઇ "વાઇન" પીવો હોય, તો પીવો જોઇએછે.

તમો બિલકુલ દારૂ ન પીતા હોવ, તો તેસિવાય બીજાં કોઇપણ કારણનેમાટે, જો કોઇ તમોને સાથે "વાઇન" પીવાની અર્જ કરે, તો ના પાડતા માં. અગરજો સામા ધણીની અર્જ કબુલ કરો, તો તમારાં "ગ્લાસ"માં માત્ર થોડો બીજો "વાઇન" નાખીને જે ધણીએ તમોને અર્જ કીધી હોય, તેનીતરફ જોઇને લગાર નમવું, અને તમારાં "ગ્લાસ-"માંથી જરા પીવો.

ખાનાંનીવેળા કે મ્હોં સમારતીવેળા એક ગૃહસ્થ બીજા ગૃહસ્થને પોતાનીસાથે "વાઇન" પીવાની બોંહોંસ કરતો નથી. મ્હોં સમારતીવેળા બાનુઓ ઘણુંકરીને અક્કેકુંજ "ગ્લાસ"ભરી "વાઇન" પીએછે, અને પછવાડેથી જે "ડીકાન્ટરો" ફેરવી જવામાં આવેછે, તે મુખ્યકરીને ગૃહસ્થોનેમાટેજ હોયછે. જોકે "બટલર" વારંવાર આવીને "વાઇન"નેમાટે બાનુઓને પુછી જાયછે, તોયે તેણીઓ તે લેતી નથી. પણ જો કોઇ બાનુને બીજો "વાઇન" જોઇએછે, તો તેણીનીપાસે બેઠેલો ગૃહસ્થ તે તેણીનેમાટે ભરેછે, પણ તેણી પોતે બીજીવાર "વાઇન" લઇ શકતી નથી.

દારૂ પીતીવેળા હંમેશાં "ગ્લાસ"ને તેની દાંડીમાંથી પકડવું જોઇએ, અને નહીં કે તેના ઉપલા ભાગમાંથી; તેમ વળી તેને છેક નાકઉપર ઉંધું વાળીને દારૂ પીવો નહીં. "ગ્લાસ"ને હોઠોની નઝદીક લાવી તે જરાસરખું વાકું વાળવું.

જમતીવેળા રકાબીને એક છેડાઉપર ટેકાવીને બીજે છેડેથી ઉંચકવી, એ ખોટું ગણાયછે. ખાતીવેળા એકદમ વાંકાં વળી જવું નહીં; કોપરિયાં "ટેબ્લ"ઉપર પોહોળાં કરીને બેસવું નહીં; અથવા કાંટાચમચા ખખડાવવા નહીં. "ટેબ્લ"ઉપરનું સઘળું કામ ધીરેથી અને ચુપરીતે કરવું જોઇએછે. પોતાની કુરસીની એક બાજુએ, કિંવા પડોસીની કુરસીની પિઠઉપર અરડાઇને બેસવું, કે બગાસાં ખાવાં, એ અવિવેકપણાંની ખરી નેશાનીઓછે. બનતાંસુધી જમવાની "ટેબ્લ" ઉપર ટટાર બેસવું જોઇએ, પણ તેમ વળી છેક ખડાનાંખડા લોહાનાં એક હાથાનીપેઠે પણ બેસવું ન જોઇએ!

એક વાની જો તમોને ઘણી પસંદ પડતી હોય, તો તે "સારીછે"

એમ કેહેવાને કશી અડચણ નથી, પણ યાદ રાખવું, કે માણસમાણસના શોખમાં ફેર હોયછે; એક વાની જે તમોને ગમતી હોય, તે બીજાંને અણગમતી હોયછે, અને તમારી વખાણનેલીધે તે ખાવાની બીજાંઓને ફર્જ પડેછે. અગરજો એક વાની તમોને નાપસંદ હોય, તો તેની રકાબી જ્યારે નોકર તમારીપાસે લાવે, ત્યારે તે લેવી નહીં, પણ તેવિષે કશી ટીકા કરવાથી પરહેજ રેહેવું. તમોને તે શામાટે નથી ગમતી, ઇત્યાદિ ખોલાસો કરવા બેસવું એ કાંઇજ નહીં, પણ તમારા યજમાન અને યજ-માનાને અપમાન કરવાબરાબરછે. જેણે તમોને માન આપીને નોતર્યા, તેનેજ ત્યાં બેસીને તેનેલગતી કોઇ પણ વસ્તુઉપર ટીકા કરવી, એ ઘણું અવિવેકી ધણીનું કામછે.

ઘણુંકરીને એક વાની બીજીવાર માગવામાં આવતી નથી, પણ જો તે કદાચને તમોને તે ઘણીજ પસંદ પડી હોય, અને બીજીવાર લેવાની તમો ઝરૂર જોતા હોવ, તો તમારી રકાબી યજમાનાઆગળ નોકરસાથે મોકલવી, પણ તેવેળા તેમાં છરીકાંટો એક બાજુએ મુકીજ રાખવો. તે હાથમાં પકડીને બેસવું, કે "ટેબ્લ"ઉપર મુકવાં નહીં, કારણકે તેમ "ટેબ્લ" ઉપર મુકવાથી "ટેબ્લ-ક્લૉથ"ઉપર ડાઘા પડી તે ખરાબ થાયછે. જોકે આ બાબતમાં પણ મતફેરછે, અને વિવેકની બાબતઉપર એક ભરોસાદાર સાહેબ વળી જણાવેછે, કે તેવીવેળા છરીકાંટો બંધે સાથે એક હાથમાંજ પકડી રાખવાં, અથવા પાઉંઉપર ટેકાવીને "ટેબ્લ"ઉપર મુકવાં, કે જેથી "ટેબ્લ-ક્લૉથ" ખરાબ થવાનો સંભવ રહેતો નથી.

અગરજો એક વાની ખાવાને તમોને અડચણ હોય, તો લેવીજ ના. એટલે તેવિષે કોઇ તમોને પ્રશ્ન પુછશે નહીં. પણ તે તમોને "હજમ થશે નહીં," અથવા તે ખાવાને તમોને "ખાસ્તી લાગેછે," કે તે ખાવા-થી તમોને "અજીર્ણ થઇને ઝાડો થશે," ઇત્યાદિ તમારાં એવાં કારણો ભર"ટેબ્લ"ઉપર જણાવવાની કશી અગત્ય નથી. એક ખાનાંની "ટેબ્લ-" ઉપર બેસીને અજીર્ણ, ઉધામણ, કે એવીજ તંદુરસ્તીલગની કોઇ બીમા-રીવિષે શબ્દો ઓચરવા, અને તેથી બીજાં જમનારાંઓનાં મનમાં સુગ ઉત્પન્ન કરવી, એ ઘણું અવિવેકી અને અસભ્યતાભર્યું છે. એવા શબ્દો સાંભળવાને તમારો વૈદ, કે તમારી તનદુરસ્તીવિષે ખાનગીરીતે ખબર કાહાડનારાં તમારાં મિત્રોજ લાયકછે.

ઉપર પિરસ્વામાં આવે, તે તમારે ખાવીજ જોઇએ, એમ કાંઇ ઝરૂરતું નથી. અગરજો તમોને કોઇ ચીઝ પાચન થતી ન હોય, તો તે બીલાશક ખાતા ના, કારણકે કોઇને એક ચીઝ ઝરપત થાયછે, તો તે બીજાંને ઝહેરજેવી થઇ પડેછે. તમારા ખોરાકને પેહેલાં તપાસ્વાની, અને તેમ કરી તમારી તનદરોસ્તી સંભાળવાની તમારી પેહેલી ફર્ઝછે, તે યાદ રાખવું.

કેટલાક યજમાનો પોતાનાં પરોણાંઓને પિરસ્તીવેળા દરેક વાનીની તારીફ કર્યા જાયછે, અને તેના ઉંચા ગુણોવિષે એક ન્હાનીજેવી પ્રસ્તાવના બોલી જાયછે! તેમજ વળી દરેક "વાઇન"ની બાટલી, જે "ટેબ્લ-" ઉપર આવે, તે દરેકવિષે કાંઇને કાંઇ બોલેછે, જેમકે "એતો મારા બપાવાના વખ્તનોછે," કે "ફલાણો રાજા એ પીતો હતો," કે કોઇ મોટી પદવીની બાનુનું નામ દઇને કેહેશે, કે "ફલાણી બાઇને એ એટલોતો પસંદછે, કે મારે ત્યાં આવેછે, ત્યારે વારંવાર એજ પીએછે," ઇત્યાદિ યજમાનની પોતાનીતરફનાં બાંકાં ઘણાં નાપસંદ કરવાજોગછે. વળી તેથી-ઉલટું કેટલાક યજમાનો દરેક બાબતમાં દેલગીરીજ બતાવ્યા કરેછે, અને જોકે ઘણાં ઉંચા પ્રકારનું ખાનું કે "વાઇન" હોયછે, તોયે પરોણાંઓ-નેલાયકનું તે નથી, એમ વારંવાર જણાવ્યા કરેછે, તે પણ ઉપલાંનાંજે-ટલુંજ નાપસંદ કરવાજોગ ગણાયછે.

અગરજો ગોસ્ત, માછલી, ઇત્યાદિ કાંઇ રાંધવામાં લગાર કાચું રહી ગયું હોય, કે લગાર બળી ગયું હોય, તો તે ખાવું નહીં, અને જો તેવિષે પુછવામાં આવે, તો તમો કોઇ ચોકસ બીજી વાની વધારે પસંદ કરોછો, અને તે વધુ ખાવાનાછો, એમ માત્ર જણાવજો. તમારા યજમાનને કદી-પણ કેહેતા ના, કે "તમારા બાવરચીએ તે ખાવાલાયક પકાવી નથી." એનાંકરતાં વધુ તોછડાઇભર્યું બીજું થોડુંજ હશે.

એક બાનુની, કે એક ઘણા વૃદ્ધ વયના પુરૂષનીપાસે બેઠેલા ગૃહસ્થની ફર્ઝછે, કે તેઓની ખાવાપીવાની સઘળી હાજતોઉપર ધ્યાન આપવું, એટલુંજ નહીં, પણ જો તે વાજબી ધારે, તો તેઓને પસંદ આવેએવી વસ્તુઓવિષે તેઓને વારંવાર પુછયા કરવું.

નૌકરસોડે કાંઇપણ માગતીવેળા તેને નમ્રતાથી ધીમે સાદે કેહેવું, અને તે નૌકરછે, માટે ભપકાથી હુકમ કરવો જોઇતો નથી. એવીરીતે હુકમ કરવાથી તમારીઆસપાસનાં સારાં માણસો એમ સમજશે, કે તમો પોતે પણ એકવાર નૌકરજ હશો, અને તે છુપાવવાસારૂ ભપકો કરી ખોટા

દમામનું ડોળ ઘાલતા હશો.નામાંકિત "લૉર્ડ ચેસ્ટરફીલ્ડ" જણાવી ગયો-છે, કે **"જો હું એક નૌકરને અપમાનભરેલી અને કરડીરીતે એક 'ગ્લાસ' ભરી 'વાઇન' લાવવા ફર્માઉં, અને તે હુકમ બજાવતાં, જો તે મારાં શરીરઉપર થોડો દારૂ છલકાવવાની કે ઢોળી નાખ-વાની બીઅદબી કરે, તો હું તેનો થોડોજ વાંક તેમાં કાહાડું, કારણકે એવી વર્ત્તણૂકને હું લાયકછું."**

ખાધાનો હાવરો બતલાવવો, કે ખાવાની કોઇ બાબતમાં ચચુપચુ મન દેખાડવું, એ હલકાંપણાંની નેશાનીછે.

જ્યાંસુધી સઘળાં પરોણાંઓ જમી ન રહે, ત્યાંસુધી યજમાનાએ પોતાનીસામેની રકાબી કદીપણ મોકલી દેવી ન જોઇએ, તથા વળી જાણે પોતે જમી રહી હોયએમ બતલાવવું પણ ન જોઇએ, કેમકે તેમ કરવાથી ધીરે જમનાર મેહમાનો, રખે તેણી ખોટી રહે, એવા વિચારથી શર્માઇને પોતાનું જમવાનું અધુરૂં મુકેછે.

હંમેશાં ખાનાંની મજ્લેસમાં બનેએટલો સફાઇદાર પુશાક પેહેરીને જવું જોઇએછે. ઘણાં કીમતી લુગડાં ન હોય, તો ફિકર નહીં, પણ જે પેહેર્યાં હોય, તે અતિ ઘણાં સફાઇદાર હોવાં જોઇએછે. એવી વખતે હાથ તથા આંગળાંનાં નખની મુખ્ય સંભાળ લેવી જોઇએછે. ગલીચ હાથે એક ખાનાંની મજ્લેસમાં બિરાજવું, એ કાંઇજ નહીં પણ ત્યાં હાઝર થયેલી સર્વે બાનુઓને અપમાન કરવાબરાબરછે.

"બટલર"નાં એકવાર "વાઇન" ફેરવી જવાપછી, અથવા નૌક-રોએ ખાનાંનો ઓરડો છોડી જવાપછી દશ "મિનિટ" રહીને ઘરધણી-નીપાસે બેઠેલી સર્વેથી ઉંચી પદવીવાળી બાનુને ઘરધણિયાણી નમેછે, એટલે સર્વે બાનુઓ જમવાનો ઓરડો છોડી જાયછે. ઘરધણિયાણી પ્રથમ પોતાની જગ્યાઉપરથી ઉઠેછે, અને તેણીને તેમ કરતાં જોઇને બીજી સઘળી બાનુઓ પણ ઉઠેછે. મ્હોં સમારી રહેવાપછી બાનુઓ પોતાનાં હાથનાં મુઝાં પાછાં પેહેરવા માંડેછે, કે જેથી ઉઠવાનો વખત થાય, ત્યારે તેઓ મુઝાં પેહેરીને તૈયાર થયલી હોય. ઉઠતીવેળા તેણીઓ પોતાનો "નૅપકિન" જે આગમચથી જમવાની "ટેબ્લ"ઉપર મુકવામાં આવ્યો હોયછે, તેની પાછી ઘડી વાળીને મુકવાનેબદલે તેમજ ઉખડેલો જે ખુરસી-ઉપરથી પોતે ઉઠી હોયછે, તેઉપર નાખેછે, અથવા પોતાની રકાબીનીપાસે મુકેછે. ગૃહસ્થો પણ તેજપ્રમાણે કરેછે. આ વેળા ગૃહસ્થો પણ પોતાના બેઠકઉપરથી ઉઠી ઉભા થાયછે, અને જ્યાંસુધી બાનુઓ ઓરડો છોડી

જાયછે, ત્યાંસુધી પોતાની કુરસીપાસે ઉભા રહેછે. બાનુઓ જેવીરીતે આવી હોયછે, તેવીજરીતે પાછી એકબીજીનીપછવાડે ઓરડો છોડી જાય-છે. અલબતાં, સર્વેથી ઉંચે દરજ્જેની સર્વેથી પેહેલી, અને ઘરધણિ-યાણી સર્વેથી છેલ્લી જાયછે.

જે ગૃહસ્થ બારણાંની સર્વેથી નઝદીક બેહેલો હોયછે, તે બાનુઓને પસાર થવામાટે બારણું ખોળીને ઉભો રહેછે, અને તેણીઓનાં જવાપછી તે પાછું બંધ કરેછે.

બાનુઓનાં ઓરડો છોડી જવાપછી સઘળા ગૃહસ્થ-પરોણાઓ ઘર-ધણીની જેમ બનેએમ નઝદીકમાં જઇ બેસેછે, કે જેથી જે સાધારણ વાતચિત ચાલે, તેમાં સર્વેને ભાગ લેવાને બની શકે.

બાનુઓ જમવાનો ઓરડો છોડી ગયાપછી પાધરી દીવાનખાનાંમાં જાયછે, અને ત્યાં તરતજ તેણીઓનેમાટે કાફી લાવવામાં આવેછે. માત્ર પ્યાલાંઓમાં કાફી નાખીને તે રૂપાંની થાળીઉપર મુકી ત્યાં લાવ્યામાં આ-વેછે. તેમાં દુધ તથા ખાંડ નાખવામાં આવતાં નથી, પણ તેનાં વાસણો જુદાં તેજ રૂપાંની થાળીઉપર મુકીને લાવવામાં આવેછે, જેમાંથી દરેક બાનુ પોતાની મર્ઝીપ્રમાણે થોડુંઘણું લેછે. ત્યા-પછી કાફી જમવાના ઓરડામાં ગૃહસ્થોનેમાટે લઇ જવામાં આવેછે. અને જેવીરીતે બાનુઓને તે આપવામાં આવેછે, તેવીજરીતે તેઓને પણ આપવામાં આવેછે.

"ઇંગ્લાંડ" સિવાય બીજા દેશોમાં બાનુઓ જમવાનો ઓરડો છોડી જાય તેનીઆગમચ ત્યાંજ સર્વેનેમાટે કાફી લાવવાનો રવૈયોછે, અને તે ઘણાં જણાંઓ વધારે પસંદ કરેછે. એમ કરવાથી બાનુઓએ ઉઠી જ-વાની, અને ગૃહસ્થોએ જમવાના ઓરડામાં બેસીને "વાઇન" પીયા કરવાની ચાલનો અટકાવ થાયછે, કે જે અટકાવ હાલનાં ઘણાંક સુધરેલાં લોકો પસંદ કરેછે. એકબીજાસાથે બેસીને દારૂ ઢીંચ્યા કરવાની, અને એકબીજાની સલામતીઓ ઉડાવ્યા કરવાની નાપસંદ રીત ધીમેધીમે બિલ-કુલ નિકળી ગઇછે. બાનુઓએ ખાનાંવાળો ઓરડો છોડી જવાપછી જમવાના ઓરડામાં બેસી રહેવું, એ ઘરધણિયાણી અને બીજી સુંદરીઓને એક જાતનું અપમાન કરવાજેવું હમણાં ગણવામાં આવેછે. વળી દારૂ પીને પાછાં ફરતાં ભારોભાર દારૂથી લદ્દુજી થયેલા, અને રાતા મધરાજેવા ચેહેરાસાથના, તથા ઠેકાણાંવગરનાં ભેજાંવાળા થઇને બાનુઓનીસનમુખ જવું, એ વધારે નાપસંદ કરવાજોગછે. એક વિવેકી ગૃહસ્થ જોકે દારૂ

તીવેળા નઝદીકમાં તમારાં મિત્રો હોય, તો તેઓને પણ "શેક-હાંડ" કરી, તથા બીજાં થોડી ઓળખાણવાળાં પણ જો ત્યાં હોય, તો તેઓને પણ નમીને જવામાં કશું વાંધાભર્યું નથી. પણ જતીવેળા આખાં દીવાનખાનાંની મુસાફરીએ નિકળવું, અને સર્વેને મળવાભેટવાને ઉભાં રહેવું, એ ઠીક લાગતું નથી. તેમ કરવાથી તમારેલીધે બીજાંઓ પણ જવા તૈયાર થાયછે, અને યજમાનાની મજલેસ તુટી જાયછે.

પરોણાંઓનાં જતીવેળા ઘરધણિયાણી પોતાની જગ્યાએથી ઉઠીને દરેક જણસાથે "શેક-હાંડ" કરેછે, અને દરેક પરોણાંની પણ ફર્ઝ છે, કે ઘરધણિયાણીને સલામઅક્રામ કરી મળીને જવું. તેમ કરવાને ભૂલી જવું, એ ઘણાં અવિવેકી માણસનું કામ ગણાયછે. એકબીજાંને ઓળખતાં પરોણાંઓએ ઘર જતીવેળા એકબીજાંને રીતસર સલામઅક્રામ કરવાનો ચાલ નથી, પણ જો તેઓ જતીવેળા એકબીજાંનીપાસે બેઠેલાં હોય, તો "શેક-હાંડ" કરેછે, કેમકે આગળ જણાવ્યાપ્રમાણે વિવેકના કાયદાકરતાં મિત્રાઇ વધારે દાવો ધરાવેછે. અગરજો દીવાનખાનું છોડી જતીવેળા ઓળખીતાંઓ એકબીજાંનીપાસેથી પસાર થતાં સલામઅક્રામ કરતાં જાય, તો તેમાં કશું ખોટું નથી, પણ તેમ કરવામાટે ઉપર જણાવ્યાપ્રમાણે ખામોખા આખા ઓરડામાં સેહેલ કરવા નિકળવું, એ ઘણું અભિમાનીભરેલું અને ખોટુંછે.

ઘર જતીવેળા ઘરધણી મુખ્ય બાનુઓને તેણીઓની ગાડીસુધી પોહોંચાડવા જાયછે. તેવેળા બાનુઓ જબ્ભાઓ રાખવાના ઓરડામાંથી પોતાના જભ્ભાઓ સ્વાધીન લેછે, તેટલો વખ્ત ઘરધણી દીવાનખાનાંની બહાર બીજા ન્હાનાં દીવાનખાનાંમાં થોભેછે. અગરજો ઘરધણી કોઇ બાનુને તેણીની ગાડીસુધી પોહોંચાડવામાં રોકાયલો હોયછે, તો ઘરધણી અથવા ઘરધણિયાણીનો કોઇ સગો, અથવા કુટુંબનો કોઇ જાનીમિત્ર કોઇ બીજી બાનુને તેણીની ગાડીસુધી પોહોંચાડવાની અર્ઝ કરી શકેછે.

ખાનાંનીવેળા બનતાંસુધી પુરતા નૌકરોની ઘણી અગત્યછે. દર બે પરોણાંએ અક્કેકો નોકર હોય, તો સારું પણ તેમ નહીંતો દર ત્રણે તો અક્કેકની ઝરૂરજછે. નૌકરો સારીરીતે કેળવાયલા, થોડું બોલનારા, તાબેદાર, પુરતા અને સોજા પુશાક પેહેરેલા, અને ખોટું ડોળ ન ઘાલનારા હોવા જોઇએ. એક સારો નૌકર કદીપણ અણકીસ્મી હોતો નથી; તેનાં "બુટો" સુંસું બોલવાં ન જોઇએ; તેણે પરોણાંઓનાં મ્હોંસામે ઉભા

ઉંચા શોખની પણ ઘણી અગત્યછે. એક યજમાને એમ ધારવું, કે, પરોણાંઓને ખુશી કરવામાટે ઘણુંસરખું નાણું વેરવું, બનતાસુધી પોતાની દોલતનો મોટો દેખાવ કરવો, એક વસ્તુની મોસમ ન હોય, તેછતાં ઘણા પૈસા ખર્ચીને પણ તે મેળવવી, કે દુર દેશથી ત્યાંની નવાઇજેવી ખોરાકી મંગાવવી, તો તેમ વિચારવામાં તેની ભૂલછે. એમ કરવાથી તેનો ઉંચો શોખ નહીં, પણ બીવકુફાઇ જણાયછે. મોસમમાં આવતી વસ્તુઓજ પણ તે સારી જાતની જમનારનીસામે મુકવાથી સારી જાતનાં ખાનાંની મતલબ બર આવેછે.

દરેક ઘરધણિયાણીએ ખાનાંની "ટેબ્લ"વિષે માહિતી ધરાવવી જોઇએછે, અને તેણાએ પોતાના બાવરચી કે બીજા નોકરોઉપર આધાર રાખી બેસવું ન જોઇએ. કદાચ જો તેણી પોતે ઉંચા પ્રકારનું ખાનું પકાવી ન શકે, તોયેપણ તેણીના બાવરચીએ કેવું પકાવ્યુંછે, તે પારખવાની તેણીનામાં શક્તિ હોવી જોઇએછે. જેવીરીતે લખનારાઓનું લખાણ પસંદ કરવાનું કામ પ્રગટ કરનારાઓનુંછે, તેવીજરીતે બાવરચીઓએ પકાવેલું ખાનું પસંદ કરવાનું કામ ઘરધણિયાણીઓનુંછે, કેમકે જોકે પ્રગટ કરનારાઓ પોતાનીસામે ચુંટી કાહાડવામાટે મુકેલાં લખાણોજેવાં લખાણો કરવાને બિલકુલ અશક્ત હોયછે, તોયે તે લખનારાઓના ગુણદોષો જાણવાની શક્તિ તેઓમાં ઝાઝી હોયછે.

સારૂં ખાનું આપનારાંઓ જો પોતે તે પસંદ કરી શકતાં ન હોય, તો કોઇ જાણીતા પોંહોંચખાનાંવાળાને વરદી આપવી વધારે સારૂંછે, કેમકે તેમ કરવાથી ઉંચા પ્રકારનું ખાનું મેળવી શકાયછે.

એક જજમાને યાદ રાખવું, કે પોતાથી બનેએવી સારીરીતે ખર્ચ કરી પોતાનાં મિત્રોને જમાડવાની તેની ફર્ઝછે, અને જે ખર્ચ ખાઇને તથા વખ્તનો ભોગ આપીને તેઓ તેને માન આપવાને આવ્યાં હોય, તેનો બનતાંસુધી પુરતો બદલો તેને પોતાના વિવેક, પૈસા, અને મેહેનતથી તેઓને પાછો વાળી આપવાને તે બંધાયલોછે.

જે ઘરધણિયાણીને ફરઝંદોનું સુખ હોય, તેણીએ ખુબ યાદ રાખવું, કે પોતાનાં મિત્રોની ખાનાંની મજલેસવેળા પોતાનાં બાળકોને તેણીએ કદીપણ જમવાના ઓરડામાં આવવા દેવાં નહીં. એવીવેળા બાળકોની હાઝરી ન હોયલી ભલી. તેઓની પીડા પરોણાંઓ કદાચ હસ્તે મુખડે કે મુંગે મ્હોંડે ઘરધણિયાણીની શર્મનેલીધે ખમી જશે, પણ અંદરખાનેથી તેઓ ક્યારે પતે તેની એન્તેઝારીથી વાટ જોશે.

ખાનાંની એક મજલેસવેળા યજમાનાની ફરજો કાંઇ ઘણી અઘરી નથી. તોયે જે ફરજોછે, તે બજાવવામાટે તેણીએ આવડ, વિવેક, અને ધીરજ ધરાવવાની ઘણી અગત્યછે. તેણીએ ગોસ્ત વેતરવુંજ જોઇએ, કે તેણીએ સઘળું કામ પોતાને હાથે બજાવવુંજ જોઇએ, એમ કાંઇ નથી. તોયે તેણીએ કોઇ બાબતની ગફલતી ન કરવી, કે કોઇ વસ્તુ ભૂલી ન જવી જોઇએ. તેણીએ પોતાનાં સઘળાં પરોણાંઓની સઘળી સગવડો સાચવવાની ઘણીજ ઝરૂરછે. ગમેએવું ખોટું થાય, તોયે તેણીએ ગુસ્સો કરવો; કે ગમેએવી નિરાશી ઉપજે, તોયે તેણીએ દુઃખી થવું ન જોઇએ; ગમેએવું પોતાનું કીમતી અને માનીતું વાસણ ભાંગેતુટે, તોયે તેવિષે તેણીએ અફસોસ કરવો ન જોઇએ, અને તેણીનું ગમેએવું ઉંચાંમાં ઉંચું કોડીકામ કોઇને હાથે ભૂલથી ભાંગી જતું જોઇ, તેણીએ હસ્વાનું ડોળ ઘાલવું જોઇએછે. તેણીએ પોતાની બાનુ-પરોણાઓકરતાં વધારે તવાંગર અને ખુબસુરત દેખાવામાટે ઘણોસરખો સણગાર કરી હરીફાઇ કરવાનો યત્ન કરવો ન જોઇએ.

એક ઘરધણીની પોતાને ત્યાંનાં ખાનાંની મજલેસવેળાની ફરજો વધારે ભારેછે. "ટેબ્લ"ઉપર કાંઇપણ ભૂલચુકવગર એક ઘરધણીએ વર્ત્તવું, એ મંડળીમાં પસાર થવામાટે જોઇતી કઠણમાં કઠણ તપાસોમાંહેલી એકછે, અને તેમાંથી બિલકુલ ભૂલચુક કરવાવિના કોઇપણ ઘરધણી આસાનીથી પસાર થઇ ગયોછે, એમ ખાતરીથી કોઇપણ કહી શકશે નહીં. તેનું મુખ્ય કામ તેનાં દરેક પરોણાંની અતિયંત સગવડો સાચવવાનું, અને તેનાં સઘળાં સુખો પુરતીરીતે પુરાં પાડવાનુંછે. જે સઘળું પૂર્ણરીતે બજાવવામાટે તેને બારીકીથી જોવાની, અને સારીરીતે બજાવવાની ટેવ હોવી જોઇએછે; તે સાફ હૈયાંનો, ભોળા સ્વભાવનો, અને દુનિયાદારીથી વાકેફ હોવો જોઇએછે; ગમે તે થાય, તોયે ઉસ્કેરાઇ ન જાયએવા સ્વભાવનો તે હોવો જોઇએછે; બીજાંની પરોણાગત કરતીવેળા તેને પોતાને વિસારી દેવો જોઇએછે; પોતાનાં પરોણાંઓકરતાં તે પોતે ઘણો હુશિયાર અને ડાહ્યોછે, એવો કોઇપણ દેખાવ તેણે કરવો ન જોઇએ; પોતાની બોલીદરાઝીથી પોતાનાં પરોણાંઓને ખુશી કરવાનેબદલે તેઓ પોતેજ એકમેકસાથે વાતચિત કરીને ખુશી થાય, એવો તેને યત્ન કરવો જોઇએછે; કોઇપણ ખોટા ડોળદમામ અને લાગણીવિના પોતાનાં સઘળાં મિત્રોસાથે તેને વર્ત્તવું અગત્યનુંછે; તેણે એમ ન બતલાવવું જોઇએ. કે તેનાં પરોણાંઓ તરતવેળા તેના આસરાતળેછે; તેણે પરોણાંઓમાંહેલાં એકાંત, બ્હીકણ, અને નર્મ સ્વ-

ભાવનાંઓને બીજાંઓસાથે ભેળાવાને માયાથી ઉસ્કેરવાં જોઇએછે; આ સઘળું જે ધરધણી ન બજાવે તે યજમાનનાં માનને નાલાયકછે, અને જે બજાવે, તે ઉત્તમ પુરૂષ ગણાયછે.

શું રાંધવું અને કેમ રાંધવું, તે કેહેવાનું કામ આ ચોપડીનું નથી, પણ તે "પકવાન પોથીઓ"નુંછે. એવી ચોપડીઓ વાંચવાથી તેનેલગતું ગ્નાન સેહેલાઇથી મળી શકશે.

યજમાન તથા યજમાનાની ફરજોવિષે જણાવ્યાપછી બે બોલ પરોણાં-ઓવિષે જણાવી આ પ્રકરણ પુરૂં કર્યે છૈયે.

તેઓએ "ટેબ્લ" ઉપર મુકેલી કોઇપણ વસ્તુસાથે ચેડાં કાહાડવાં નહીં; સર્વેનાં દેખતાં દાંતો કોતરવા નહીં; ચા, કાફી, ઇત્યાદિ પીતીવેળા તે રકાબીમાં નાખીને પીવાનેબદલે પ્યાલાંમાંથીજ તે પીવું, અને ચમચો પ્યાલાંમાં ન મુકવો, પણ રકાબીમાં મુકવો જોઇએછે, કેમકે તેમ ન કર-વાથી ઘણીવેળા પ્યાલું ઉંધું વળી જાયછે; જમતીવેળા લુગડાંઉપર ખાવા-ની વસ્તુઓના ડાઘો પાડવા નહીં; ખાનાંનેમાટે તેજવેળા ધરધણી કે ધર-ધણિયાણીનો ઉપકાર માનવાની અગત્ય નથી.

ખાનાંની મજલેસમાં જઇ આવ્યાપછી એક અઠવાડિયાંની કે ઘણું તો દશ દિવસનીઅંદર તમોએ યજમાનાની મુલાકાતે જવાની ફર્ઝછે. અગરજો તેણીની મુલાકાત તમારીસાથે થાય, તોયે બહાર નિકળતીવેળા દીવાનખા-નાંમાં તમારાં નામના બે "કાર્ડો" મુકી આવવા જોઇએછે. પણ જો તેણી તે દિવસે ઘરમાં હાઝર ન હોય, તો તે "કાર્ડો" તેણીના નૌકરને આપી આવવા. અગરજો બપોરના મળવા જવામાટે તમારેથી કામનેસબબે નહીંજ બની શકતું હોય, તો સાંજના મોડેથી પણ તમારે જવાની ઝરૂરછે. તોયે તમોને તેણીનાં કુટુંબસાથે ઘાડો ગરોબો હોય નહીં, ત્યાંસુધી સાંજના ૭ વાગતાપછી જવાનું સલાહકારક નથી.

એવી મુલાકાતવેળા ફક્ત પંદર કે વીસ "મિનિટો"થી વધુ વખ્ત થોબવું નહીં. જો કોઇ ગૃહસ્થ જમી આવ્યાપછી આમુજબે યજમાનાની મુલાકાત લેવાનું ભુલી જાય, તો તેણે જાણવું જોઇએછે, કે વખ્ત આવવે તેને પણ ભુલી જવામાં આવશે. સિવાયકે તમોને દુર ન થઇ શકેએવી અડચણ હોય, અને તેબાબે તમારી યજમાનાને ખબર હોય, તો ફેકર નહીં.



## પ્રકરણ ૧૦.

## લંચ્યન.

## Luncheon.

( લંચ્યન. )

નાશ્તાની અને બપોરનાં ખાનાંનીવચ્ચે જે એક નહાનું ખાનું લેવામાં આવેછે, તે ઈંગ્રેજીમાં "લંચ" અથવા "લંચ્યન"ને નામે ઓળખાયછે. આ જાતનાં ખાનાં આપવાનો રવાજ હમણાંહમણાં વધતો જાયછે, અને તેટલામાટે તેબાબે થોડાક શબ્દો અત્રે ટાંકેલા વ્યર્થ જશે નહીં.

બપોરનાં કે રાતનાં મોટાં ખાનાં આપવાકરતાં "લંચ" આપવાનું વધારે સગવડભર્યું, તથા થોડું ખર્ચાલુ હોવાથી તેતરફ હાલની કેટલીક યજમાનાઓ વધારે ઢળતી જતી જણાયછે. તેમાં ખર્ચઉપરાંત ઝાઝો વખ્ત ન ખોવાવાનેલીધે તે દેખાઇતીરીતે યજમાનાને તેમજ તેણીનાં પરોણાંઓને બંધેને વધારે સગવડભર્યું થઇ પડેછે. વળી ઘણુંકરીને સાંજના કે રાતના પરોણાંઓનો મોટો ભાગ બીજીગમ રોકાઇ ગયેલો હોવાથી તેઓને સવારનાં આવાં "લંચ"ઉપર હાઝર થવાને ઘણું અનુકૂલ થઇ પડેછે.

તમો સવારના કાંઇ ખરીદી કરવા નિકળો, તેમાં જેટલો વખ્ત જાય, તેટલેજ બલકે તેથી સ્હેજ વધુ આવી "લંચ"ની મજ્લેસમાં જવામાં રોકાયછે. અગરજો સાજના તમો નાટકમાં, જલસામાં, કે એવીજ બીજી કોઇ ગમતમાં જવાનાં હોવ, તો બપોરના થોડો વખ્ત "લંચ"ઉપર જવાને પરોણાંઓને ઘણું સુગમ થઇ પડેછે. તેવીજરીતે એક યજમાનાને પણ તેથી ઘણો લાભ થાયછે. ઘણીવેળા તેણીનાં વૃદ્ધ પરોણાંઓ રાતનીવેળા બહાર જમવા જવાને અચકાયછે, તેમજ લાંબો વખ્ત રાતના ખાનાંની મેઝઉપર બેસ્વાનું પણ તેવાંઓનેમાટે ઘણું અડચણભરેલું હોવાથી તેઓ

"લંચ" ઉપર ખુશીથી અને આસાનીથી હાઝર થઇ શકેછે. તેવીજરીતે કુંવારી જવાન બાનુઓ, કે જેણીઓને એક યજમાના મોટાં ખાનાંમાં નોતરી શકતી નથી, તેણી એવાં "લંચ" ઉપર તેણીઓને નોતરીને, તેઓતરફનો પોતાનો ચાહ, મિત્રાઇ, અને સારી લાગણી દેખાડી શકેછે. વળી ઘણી રોકાણવાળી તેમજ ઉંચે વાધેની બાનુઓ, કે જેણીઓને રાતનાં ખાનાંનાં ઘણાં તેડાંઓ કરવામાં આવતાં હોયછે, તેઓને પણ એવાં "લંચ-" ઉપર થોડો વખ્ત રોકવાનું બની શકેછે.

બનતાંતુલીક ઘણી ઓળખાણવાળાંઓનેજ "લંચ" ઉપર નોતરવાં જોઇએછે, અને તેમાટે વળી ઘણા દહાડાઆગમચથી તેડાં કરવાની પણ ઝાઝી અગત્ય નથી.

"લંચ" ની બાબતનો વિવેક પણ કાંઇ ઘણો ગુચવણભર્યો નથી. તેમાટેનાં તેડાં સાધારણ ચિઠ્ઠી લખીને કે મ્હોંથી પણ કરવામાં આવેછે. એવીવેળા "કાર્ડો" મોકલવાની ઝાઝી અગત્ય નથી. ફકત થોડા દહાડાઆગમચથી ચિઠ્ઠીઓ મોકલવામાં આવે, તોબી બસ. હાલમાં ઘણુંકરીને "લંચ" બપોરના એક અને બેનીવચ્ચે લેવામાં આવેછે. તોયે પરોણાંઓએ તો જણાવેલા વખ્તની થોડીક "મિનિટો" આગમચથી આવવું જોઇએછે. પરોણાંઓને પ્રથમ દીવાનખાનાંમાં લઇ જવામાં આવેછે, અને વખ્ત થવે બીજાં મોડાં આવનારાંઓમાટે ખોટી થવાનેબદલે યજમાના તેઓને ખાનાંના ઓરડામાં લઇ જાયછે. પછી જેઓ આવેછે, તેઓને નોકર ત્યાં લઇ જાયછે.

"લંચ" તૈયારછે, એમ જેવું પોકારવામાં આવે, કે પરોણાંઓ જેમ ગમેતેમ ખાનાંના ઓરડામાં જાયછે, કે જેવીરીતે ખાનાંની બીજી મજલેસવેળા થઇ શકતું નથી. તોયે યજમાન પરોણાંઓમાંની સર્વેથી ઉંચી પદવીની બાનુને પોતાનીસાથે લઇને પેહેલો ત્યાં જાયછે. પણ ઘણીવેળા જો એક યજમાન ભારે રોકાણવાળું આસામી હોવાથી ગેરહાઝર હોયછે, તો તેવી વખ્તે તે બાનુને ખુદ યજમાના પોતે લઇને આગળ ચાલેછે, અને તેણીનીપછવાડે બીજાંઓ એકલાં કે બબેની જોડીમાં જેમ ગમેતેમ ચાલેછે. "લંચ" નાં ખાનાંનીવેળા એક બાનુનો હાથ એક ગૃહસ્થ લઇ શકતો નથી, પણ તેઓ છુટાંજ ચાલેછે. તેમજ વળી કોઇ ચોક્સ બેઠકઉપર ચોકસ બાનુ કે ચોકસ ગૃહસ્થે બેસવું, એમ પણ નથી. તોયે સાધારણ રવાઝમુજબે એક ગૃહસ્થ બનતાંતુલીક બે બાનુઓનીવચ્ચે બેસેછે.

તો જોકે એવી "લંચ" ની મજલેસમાં ઘણુંકરીને ગૃહસ્થોકરતાં બાનુઓ-ની સંખ્યા વધારે હોયછે.

અગરજો એક પરોણો મોડો આવેછે, તો તે તરત યજમાનાઆગળ જઇ તેણીને "શેક-હાંડ" કરી પોતાના મોડા આવવાવિષે સ્હેજ માફી ચાહી, તરત પોતાની બેઠક લેછે. જમતીવેળા હાથમાંનાં મુઝાં કાહાડી નાખવામાં આવેછે. તેમજ જભ્ભો, છત્રી, કે હરકાંઇ બીજું હાથમાં હોય, તો તે મોટાં દીવાનખાનાંમાં મુકી આવવામાં આવેછે. તેસિવાય શરીરઉપરનો બીજો કશો પુશાક ઉતારવામાં આવતો નથી, સિવાયકે જમ-વાના ઓરડામાં ભારે ગર્મી પડતી હોય, તોજ તેમ કરવામાં આવેછે.

"લંચ" પુરૂં થવાપછી જેવીરીતે બીજાં ખાનાંનીવેળા કરવામાં આવેછે, તેમ યજમાના સર્વેથી ઉંચી પદવીની બાનુને ખાનાંનો ઓરડો છોડવાની એશારત કરેછે.

"લંચ" ની વખ્તે જો યજમાન પોતે પણ હાઝર હોયછે, તો બીજા પરોણાઓ તેનીસાથે ખાનાંના ઓરડામાં થોભેછે, પણ જો તે ગેરહાઝર હોયછે, તો ગૃહસ્થ-પરોણાઓ પણ બાનુઓનીસાથેજ જમવાનો ઓરડો છોડી જાયછે. દીવાનખાનાંમાં પાછાં ફરવાપછી પરોણાંઓ આસરે પંદરથી વીસ "મિનિટો" ફકત થોભીને રૂખસત લેછે.

જેવીરીતે "લંચ" ની મજલેસ ઘરમાં બોલાવ્યામાં આવેછે, તેવીજ-રીતે હરકોઇ "રેસ્ટોરાં" કે "હૉટેલ" માં પણ બોલાવી શકાયછે, અને તેવીવેળા ચિઠ્ઠીમાં તે જગ્યાનું નામ ખુલ્લું જણાવ્યામાં આવેછે.

તમો "લંચ" ઉપર જવાનાં હોવ, ને ઇજન કબુલ કરો, તો તેનો જવાબ લખતાં તમારાં નામસાથે તે દિવસની તારીખ પાછી લખવાને યાદ રાખજો, તથા જો કોઇ ઝાહેર જગ્યામાં બોલાવ્યાં હોય, તોપણ પાછું તે ખુલ્લું લખજો, કે જેથી તમારી યજમાનાને કોઇ જાતનો વસવસો રહે નહીં, કે તમો બરાબર સમજ્યાંછો કે નહીં.

રીતસરની ખાનાંની એક મજલેસવેળા જેવો વિવેક પરોણાંઓને જાળવવો પડેછે, તેવીજરીતે એવી ન્હાની "લંચ" ની મજલેસમાં પણ જાળવવાની ઝરૂરછે.

"લંચ" ની મજલેસમાં બાનુઓ સુંદર પુશાક સજીને, અને ગૃહસ્થો પોતાનો "ઇવનિંગ ડ્રેસ," કે બીજો હરકોઇ સફાઇદાર પુશાક પેહેરીને આવે, તો તેમાં અડચણજેવું કશું નથી.

તમારા "કોચમેન" ને, અથવા જે ભાડેની ગાડીમાં ગયાં હોવ, તો તેના હાંકનારને તમોને પાછાં કેટલે વાગ્તે લેવા આવે, તે ઘરથી નિકળતાંજ બરાબર સમજાવી રાખવું, કારણકે બપોરની વખ્તે મોહોલ્લામાં ઘણું કરીને ગાડીની આવજાવ હોવાનેલીધે તમોને તે શોધવા જવાની ઘણી અગવડ પડશે.





## પ્રકરણ ૧૧.

# ઝાહેર ખાનાંની મજ્લેસ.

## Public Dinners.

( પબ્લિક ડિન્સ. )

વીલાયતમાં ઘણીવેળા કોઇ મોટાં આસામીને આવકાર દેવામાટે, કે લડાઇમાં ફત્તેહમંદ થઇ પાછા ફરેલા અમલદારોને, કિંવા કોઇ ધર્મ-ખાતાંને મદદ કરવાનેમાટે ઝાહેર ખાનું ઉઘરાણાથી કરવામાં આવેછે. આપણા દેશમાં પણ એવાં ઝાહેર ખાનાંઓ વારંવાર કર્યામાં આવેછે, તેટલામાટે તેબાબે થોડીક સૂચનાઓ અત્રે કીધેલી વ્યર્થ જશે નહીં.

ઝાહેર ખાનાંનો વિવેક દરેકરીતે ખાનગી ખાનાંની મજ્લેસનાજેવોજ હોયછે, છતાં તેમાં કેટલોક કુદરતીરીતે ફર્ક હોયછે. દાખલાતરીકે, ધર્મ-ખાતાંને મદદ કરવાની નેમથી આપવામાં આવેલાં ઝાહેર ખાનાંમાં જતી-વેળા ઉઘરાણાંની ટીપમાં કાંઇ બક્ષેશ કરવી પડેછે, અને તેટલામાટે તમારી ગુંજાશમુજબે નાણાંની થોડી રકમ તમારાં ગજવામાં સાથે રાખવાને ભૂલશો મા. તેમજ જો તમોને પણ ત્યાં ભાષણ કરવાનું હોય, તો તેબાબે આ-ગમચથી તૈયાર થઇને જજો. નહીંતો પછી તેવેળા ત્યાં ત-ત-પ-પ થઇ જશો, તો તમારો ચોખો રકાસ થશે !

તેડાંના "કાર્ડ" ઉપર ખાનાંનો વખ્ત, અને તે વખ્તનીઆગમચ મેળાવડો કેટલે વાગતે શુરૂ થશે, તે સર્વે જણાવ્યામાં આવેલું હોયછે, માટે બનતાં-તુલીક મેળાવડાને બરાબર વખ્તેજ હાઝર થવાની કાળજી રાખવી.

ત્યાં જતાંનેવાર તમારો જભ્ભો અને ટોપી એક મુકરર કીધેલા ઓરડામાં મુકી આવવી, કે જે માટે તમોને એક "નંબર" આપવામાં આવશે,

અને તે "નંબર" દેખાડવાથી ઘર જતીવેળા તરત તમારી ચીઝો તમોને પાછી બરાબર સ્વાધીન કરવામાં આવશે. તેવીજરીતે તમારો તેડાંનો "કાર્ડ" પણ ત્યાં સાથે લઇ જવો, કે જે અલબતનાં તમોએ ઉઘરાણાંમાં કાંઇ રકમ ભરવાથી તમોને મોકલી આપવામાં આવ્યો હોયછે, અને તે "કાર્ડ" ત્યાં દરવાઝાઉપર ઉભેલા આસામીને આપવો, કે જે તેના બદલામાં તમોને "બીનુ કાર્ડ," તેમજ જો મોટી મજલેસ હશે, તો ખાનાંના ઓરડાનો, તથા ત્યાં ગોઠવેલી "ટેબ્લો" નો નકશો આપશે, કે જે "ટેબલ" ની દરેક બેઠકઉપર આગમચથી "નંબરો" કરી રાખ્યામાં આવ્યાં હોયછે.

ઝાહેર ખાનાંમાં મોડા આવનારા પરોણાઓમાટે જરા પણ ખોટી થવાનો રવાઝ નથી, અને એમ હોવાનેલીધે મોડા આવનારા પરોણાઓને કોઇ ચોકસ યજમાન કે યજમાનાનો ખોફ પોતાનીઉપર ખેંચી લેવાની ધાસ્તી રહેતી નથી, તેમજ બીજા પરોણાઓ કાંઇ અધીરા બનતા નથી, કે ખાનગી મજલેસના બોલાવનારાંઓના બાવરચીઓની "સેસ" તેઓને ભરાતી નથી! તોયે બનતાંતુલીક "કાર્ડ"માં જણાવેલે નેમેલે વખ્તે હાઝર થવાની કોશીશ કરવાથી વિવેક જળવાશે. તેમાં વળી મુખ્યકરીને જો તમો જરા "ધમધમ્યા" હોવ, ને જરા ચઢતી જગ્યાએ બિરાજવાના હોવ, ત્યારે તો ઝરૂર વખ્તસર જઇને હાઝર થજો, કે તેમાં તમોને શોભા મળશે.

"રીસેપ્શન રૂમ" યાને આવકાર દેવાના દીવાનખાનાંઆગળ જઇ પોહોંચવાપછી ત્યાં તમારૂં નામ જણાવવું. (અલબતાં, આ સર્વે વિવેકો "યુરોપ"માં ચાલેછે.) ત્યારબાદ વડો પરોણો, અથવા "કમીટી"ના સભાસદો, કે જેઓ ઘણુંકરીને દરવાઝાઆગળજ પોતાના મેઝબાનોને આવકાર દેવાને ઉભેલા હોયછે, તેઓસાથે મેળાપ કરવો, અને પછી દીવાનખાનાંમાં જઇ તમારા મિત્રો કે ઓળખાણપીછાણવાળાઓસાથે મળવું.

અંદર દાખલ થતાં તમોને "શેકહાંડ" કરવામાં આવે, તો હસ્તે મુખડે હાથ લંબાવવો, પણ જો તેમ ન કરવામાં આવે, તો ફક્ત નમીને અંદર દાખલ થવું.

ખાનું પોકારવામાં આવે, તેટલા વખ્તમાં તમોને આપવામાં આવેલા "કાર્ડ" ઉપર નઝર દોડાવવી, અને તમોને કયાં બેસવાનુંછે, અને તમારૂં "નંબર" શુંછે, તે જાણી લેવું ઠીક થઇ પડશે.

ઘણુંકરીને ઝાહેર ખાનાંઉપર ચઢતી પદવીનાઓમાટે જુદી જગ્યા મુકરર કરી રાખ્યામાં આવેલી હોયછે, તેઓ પ્રથમ ખાનાંના ઓરડામાં

જાયછે, અને પોતાની બેઠક લેછે. તેઓનીપછવાડે બીજા પરોણાઓ ગમે તેમ ચાલેછે. આ વખ્તે બન્નેની જોડીમાં જવાની, કે ઉંચીનિચી પદવીની દરકાર કર્યામાં આવતી નથી, કારણકે આ એક ઝાહેર ખાનું છે, તોયે એવીવેળા પણ ધક્કાધક્કી કરવી, કે દોડાદોડ કરવી, એ એક ગૃહસ્થના વિવેકથીઉલટૂંછે. ભલે કોઇ આગળ જવાને એન્તેઝાર હોય, તો તેને જવા દેવો, અને તમોએ લગાર પછવાડેથી જવું, તેમાં હજી વધારે શોભાભર્યું લાગેછે. એક ખરો વિવેકી ગૃહસ્થ ખાવામાટે કે સારી જગ્યા મેળવવામાટે દોડાદોડ કરવાનું કદીપણ પસંદ કરતો નથી, કારણકે તેમ કરવું ફક્ત "હાંડા-માસ્તરો" નેજ લાયકછે.

"ટેબ્લ" ઉપર ગોઠવાયાપછી, તમારી બંધે બાજુમાં બેઠેલા બીજા ગૃહસ્થો, પછી તેઓ ઓળખાણવાળા હોય, કિંવા અજાણ્યા હોય, તોયે તેઓસાથે વાતે વળગવું. તોયે યાદ રાખવું, કે ખાનું પુરું થાય, અને ભાષણો શુરૂ થાય, કે ગાયન શુરૂ થાય, ત્યારે તદન ચુપકીદી પકડવાની ઘણીજ અગત્યછે.

એવાં ઝાહેર ખાનાંનીવેળા પરોણાઓને ઘણુંકરીને ફરી પિરસવામાં આવેછે, કે જેમ થવાપછી તેઓ સઘળા પાછા દીવાનખાનાંમાં જાયછે.

એવાં ઝાહેર ખાનાંમાંથી જતી વખ્તે કોઇને ખાસ મળીને જવાની અગત્ય નથી. ગમેતો તમારા મિત્રો કે ઓળખાણપીછાણવાળાઓને મળીને જાઓ, તો તેમાં કશું ખોટું નથી. તમોને જવું હોય, તો તમારી બેઠકઉપરથી ઉઠી બનતાંતુરતીક ચુપચુપ ત્યાંથી નિકળી જવું.

ત્યાંથી તમારો જબ્બો, ટોપી, વગેરે લેવામાટે તમારો "નંબર" આપવો, અને ત્યાં હાઝર રહેલા નોકરને ગમેતો જરાસરખી બખશેશ આપવાથી સારૂં લાગશે.

હાલના વખ્તમાં એવીરીતે બખ્શેશ આપવાનો રેવાઝ પડી ગયોછે, અને એવાં ઝાહેર ખાનાંઓમાં જો તમો વારંવાર જતા હોવ, ને હાથ જરા લગાર છુટો રાખશો, તો મરઘીનો, સારાંસારાં પકવાનોનો, મેવાનો, વગેરેનો સારો ભાગ તમારીઆગળ લાવ્યામાં આવશે! તેમજ દારૂ પણ વારંવાર પુછવામાં આવશે! એતો અરસપરસની દુનિયાનો તરીકોજછે, તે ધ્યાનમાં રાખજો! યાદ રાખજો, કે તમોને વારંવાર જોયા કર્યાપછી નોકરો તમોને પીછાણી રહેછે, કે તમો કઇ જાતના પરોણાછો!

ઘણુંખરૂં ખાનાંમાં "વાઇન" પણ સમાઇ જાયછે, પણ જો તેમ

ન હોય, તો તમોને જે જોઇએ, તે મંગાવીને પીવો, કે જેનેમાટે ખાનું ખલાસ થવાપછી નોકર તમોને એક "બીલ" લાવીને આપશે, કે જે તમોએ તરતજ ચુકાવી આપવું જોઇએછે.

ઝાહેર ખાનાંની વખ્તે સાંજની વેળાએ પેહેરવાનો પુશાક પેહેરીને જવું જોઇએછે. સુફેદ "ટાઇ," "વારનિશ"ના "બુટ" કે "શુઝ," સુફેદ રૂમાલ, એટલું એ વખ્તે જોઇએછે, પણ હાથમાં મુઝાં પેહેરવામાં આવતાં નથી.

આ ઝાહેર ખાનાંમાટે અમારાં વાંચનારને જાણીતાં રહેવાની અગત્યછે, કેમકે વેલાયતની મુલાકાતનીવેળા ઘણી વખતે તેઓને એવાં ઝાહેર ખાનાં-ઓમાં સામેલ થવાનો સંભવ રહેછે.





## પ્રકરણ ૧૨.

## "ઍટ-હોમ."

### At-Home.

( ઍટ-હોમ. )

હાલમાં ખાનાંની મજલેસસિવાય બાકીની બીજી ઘણીખરી દરેક સંસારી મજલેસોને "ઍટ-હોમ" નાં નામથી પણ ઓળખવામાં આવેછે. નાચના "ઍટ-હોમ," ગાયનની "ઍટ-હોમ," અને વાતચિતની "ઍટ-હોમ," હરકોઇ ઘણુંખરૂં બપોરના કે સાંજનેછેડે સગવડ પડતે વખતે બોલાવ્યામાં આવેછે, તો જોકે તેમાં સવારની કે સાંજની મજલેસો જેટલાં પરોણાંઓને નોતરવામાં આવતાં નથી.

વળી ઉપલી ઉપરાંત નાટકના "ઍટ-હોમ" પણ કર્યામાં આવેછે. કે જેમાં ખાનગી ગૃહસ્થો અને બાનુઓ, કે ખુદ ધંધાદારી નાટકકારો ભાગ ભજવેછે. આ છેલ્લાઓમાંનાંઓને આગમચથી બંદોબસ્ત કરી ભાડે બોલાવ્યામાં આવ્યાં હોયછે. અગરજો કોઇ જાણીતું મોટું આસામી કે બાદશાહી કુટુંબનું, કિંવા કોઇ જાણીતું ગાયનકાર મજલેસમાં આવનાર હોયછે, તો તેબાબે તેડાંના "કાર્ડ" ઉપર એશારો કર્યામાં આવેછે.

એવી "ઍટ-હોમ" ની મજલેસના વિવેકો આગળ જણાવેલી મજલેસોનેલગતાજછે, અને તે માટેના "કાર્ડો" ત્રણ અઠવાડિયાં, કે બે અઠવાડિયાંઆગમચથી બહાર પાડવામાં આવેછે. તોબે કોઇવાર તો મજલેસની ફક્ત એકજ અઠવાડિયુંઆગમચથી બહાર પાડવામાં આવેછે. તે તો "ઍટ-હોમ" બોલાવનારની સગવડઉપર આધાર રાખેછે. એવા તેડાંના "કાર્ડો" જાણીતા "સ્ટેશનરો" ને ત્યાંથી છાપેલા તૈયાર પણ

એવી ન્હાની "ઍટ-હોમ" ની મજલેસોમાં ચા અને કાફી પરોણાંઓને દીવાનખાનાંમાંજ લાવીને પીરસ્વામાં આવેછે, અને તેવીવેળા તે લાવવા અને પીરસ્વામાટે નોકરને બોલાવવાની કશી પણ અગત્ય નથી. તેવીવેળા યજમાના પોતેજ પોતાને હાથે ચા, કાફીનાં પ્યાલાં પરોણાંઓને આપેછે, અને સાથે પાઉંઉપર માખણ ચોપડેલી પાતળી કાતરીઓ, અથવા "કેક" પણ આપેછે. જો એવીવેળા ગૃહસ્થ-પરોણાઓ હાઝર ન હોય, તો યજમાનાની કોઇપણ જવાન સહીઓ, આ કામમાં તેણીને મદદ કરી શકેછે.

એવીવેળા હાથે પેહેરેલાં મુઝાં કાહાડી નાખવાની કાંઇ ઝરૂર નથી. તો જોકે વારંવાર તેમ કરવાની અગત્ય પડેછે. જો પાઉંઉપર માખણ બરાબર વચ્ચેજ ચોપડવામાં આવેલું હોય, અને તેની ધારઉપર બહાર નિકળી આવ્યું ન હોય, તો મુઝાં ઉતારવાવગર તે ખવાઇ શકાય, અને તેથી મુઝા કાહાડી નાખવાની ખટપટ બચી જાયછે. ઘણીકવેળા કેટલીક બાનુઓ એવીવેળા હાથમાંથી મુઝાં કાહાડવાની કડાકુટ કરવાકરતાં માખણ ચોપડેલું પાઉં ખાવાના અખાડાજ કરી જાયછે, અને ફક્ત ચા કે કાફી ઓટી જાયછે! પણ તેમ કાંઇપણ ખાધાવિના ફક્ત ચા પીવાથી પાચનશક્તિઉપર માઠી અસર થાયછે, અને તેથી તબીબો તેમ કરવાની ભલામણ કરતા નથી. એવીવેળા બેત્રણ સારી જાતની "બિસ્કીટો" હાઝર કર્યામાં આવે, તો ઘણી ઉપયોગી થઇ પડેછે, અને તેથી તેમ "બિસ્કીટો" પણ તૈયાર રાખવાને એક શાણી યજમાના કદીપણ ચુકતી નથી.





## પ્રકરણ ૧૩.

# ચલનવિહાર યાને પગે ફરવા જવા, ગાડીમાં અને ઘોડાઉપર સવારી કરવાવિષે.

## PROMENADE OR WALKING, DRIVING, & RIDING.

(પ્રૉમેનેડ ઑર વૉકિંગ, ડ્રાઇવિંગ, ઍંડ રાઇડિંગ.)

મથાળે જણાવેલી બાબતવિષે ઝાઝું જણાવવાજોગ નથી, તોયે જે થોડાક નિયમો અને વિવેકો ધ્યાન ધરવાનેલાયકનાછે, તે અત્રે દાખલ કરવાની અગત્ય જોઇએછેયે.

અલબતાં, "ઇગ્લાંડ"માં જે ફરવા જવાનો વખ્તછે, તે વખ્ત હિંદુસ્તાનમાં રાખી શકાતો નથી, કેમકે બંધે દેશોની રૂતુમાં તથા વખ્તમાં મોટો ફેરછે, એટલે ફરવા જવાનો ચોકસ વખ્ત કયોછે, તે કહી શકાતું નથી. તોયે હિંદુસ્તાનમાં સવારનાં ૬ થી ૮, અને સાંજનાં ૫ થી ૮ વાગતાસુધીનો વખ્ત ફરવાનેમાટે ઘણુંકરીને રાખ્યામાં આવ્યોછે.

પરણેલી ઇંગ્રેજી બાનુઓ ચાહે, તો કોઇપણ પુરૂષ, કે બીજી સ્ત્રીના સાથવિના એકલી બહાર ફરવા જઇ શકેછે, પણ ઝાહેર જગ્યામાં, ઝાહેર બાગમાં, કે ઝાહેર મેળાવડામાં તેણીઓથી એમ એકલાં જવાઇ શકાતું નથી. મુખ્યકરીને જો એક બાનુ પરણેલી હોવાછતાં જવાન હોયછે, તો તેણીને સાથે બીજી કોઇ બાનુનો, કે નહીંતો એક બાળકનોવટીક સાથ રાખવો પડેછે. અગરજો તેણી કોઇ ઝાહેર બાગમાં એકાંત વખ્તે ફરવા-જાયછે, તો તેવીવેળા સાથે બીજી કોઇ બાનુ, કોઇ ગૃહસ્થ, કે પોતાના નોકરનેસાથે લઇ જવાથી વધારે સારૂં લાગેછે. શેહેરની કોઇ ઝાહેર જગ્યામાં વગરસાથે ફરવાથી તેણીનીતરફ લોકોનું ધ્યાન કુદરતીરીતેજ ખેંચાયછે, અને

તેમાં મુખ્યકરીને જો તેણી દેખાવડી તથા સુંદર પુશાકવાળી હોયછે, ત્યારેતો તેણીનાં એકલાં ફરવાથી લોકોની નજર તેણીનીતરફ વધુ ખેંચાયછે. જોકે ઘણીક બાનુઓ એમ એકલી ફરવાનું પસંદ કરેછે, તોયેપણ તેમ કરવું લગાર અવિવેકી લાગેછે. ઘણાં ગરદીવાળા રસ્તાઓઉપર તો બિલકુલ એકલું ફરી શકાતું નથી. માત્ર એવી એકજ જગ્યાછે, કે જ્યાં એક વિવેકી ઇંગ્રેજી બાનુ વગરસાથે જઇ શકેછે, અને તે દેવલછે. થોડી ગરદીવાળી જગ્યાઓ, અને ગામડાંમાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે થોડે તફાવતે એક બાનુ જો એકલી જાય, તો તે ચાલી શકેછે.

"ઇંગ્લાંડ" માં માત્ર ઓળખાણવાળા એક ગૃહસ્થસાથે ચાલતાં પણ એક બાનુ તેની બઘલમાં હાથ ઘાલીને ચાલેછે, તો જોકે આ રવાઝ "અમેરિકા" ખાતે, તેમજ "યુરોપ" ના બીજા દેશોમાં નથી. તેમજ હાલ "ઇંગ્લાંડ" માં પણ આ રવાઝ ઝાઝો નથી. ત્યાં એક બાનુ પોતાનીસાથે પરણનાર ગૃહસ્થની, કે ઘણા નઝદીકના સગાની બઘલમાં હાથ ઘાલીને ચાલેછે, પણ માત્ર થોડી પીછાનવાળા ગૃહસ્થસાથે એપ્રમાણે તેણીથી ચાલી શકાતું નથી.

અગરજો કોઇ બાનુ ફરવા જતીવેળા કાંઇ ખરીદી કરે, અને તેવેળા સાથે જો કોઇ ગૃહસ્થ હોય, તો તેણીએ ખરીદેલી વસ્તુનું એકાદ ન્હાનું પુટકું તેને તેણીનેમાટે ઉંચકીને સાથે ચાલવું જોઇએછે. અલબતાં, મોટાં કે ભારી પોટલાનેમાટે મઝદુરની અગત્યછે, અને તેવા મોટા બોજા ગૃહસ્થપાસે એક વિવેકી બાનુએ ઉંચકાવવા ન જોઇએ. તેમ એકકરતાં વધારે પડીકાં કે પોટલાં એક ગૃહસ્થપાસે ઉંચકાવી તેને સાથે ચલાવવો, એ એક વિવેકી બાનુને શોભા આપનારૂં નથી. "સ્પેન" માં જો બાનુ ખરીદી કરવા જતી હોય, અને સાથે કોઇ ગૃહસ્થ હોય, તો તેણે તે ખરીદેલી વસ્તુઓની કીમત આપવાનો વિવેકછે! અલબતાં, એવો વિવેક સાથેજનારા ગૃહસ્થને ભારી પડે એમાં કશો સંદેહ નથી!

બાનુઓ ચાહે, તો એકલી મોહોલ્લામાંથી ચાલી જઇ શકેછે. તેણીએ પોતાનો મોભો રાખવામાટે ઘણું ઉતાવળે નહીં, તેમ વળી ચીબી થઇને ઘણું હળવે પણ ચાલવું ન જોઇએ. દુકાનોમાં વેચવા મુકેલો માલ દેખાડવામાટે બારીઓમાં મોટા કાચના તકતાઓ જડી, ત્યાં રાહદારીઓનું ધ્યાન ખેંચેએવો સામાન જોવા મુકવામાં આવેછે, અને જોકે તે જોવાને કોઇનું પણ મન લલચાય, તોયે તે જોવામાટે ત્યાં એક બાનુએ ઉભું રહેવું જોઇતું નથી, અને તેમાં મુખ્યકરીને તેણી એકલી હોય, ત્યારેતો ત્યાં બિલ-

ફુલ થોભવું નહીં. પછવાડે ફરીફરીને જોવાની ટેવ નઠારીછે, તેમજ પોતા-નીપાસેથી પસાર થતી બીજી બાનુઓનાં લુગડાં ટકટકીને જોવાં, એ પણ અવિવેકીપણાંની નિશાની ગણાયછે. અગરજો કોઇ વગરઓળખાણનો, અથવા ઘણી થોડી ઓળખાણવાળો પુરૂષ એક બાનુસાથે વાત કરવાની હિંમત કરે, તો જાણે તેણી તેને સાંભળતી ન હોય, એવીરીતે તેઉપર ધ્યાન આપવાવગર લગાર ઉતાવળે પગલે તેણીએ ચાલી જવું જોઇએછે. બાનુઓએ હંમેશાં બહાર જવાપછી વખતસર ઘરે પાછું ફરવું, એ ઘણી સારી ટેવછે. ગમેતે થાય, તોપે અંધારૂં થવાપછી બહાર ભટક્યા કરવું નહીં. અગરજો ઘણીજ અગત્ય પડી હોય, અને તેમ કરવાની ફરજ પડે, તો સમજ્યા, પણ તેવાં કોઇ કારણવિના એમ કરવું, એ એક ગૃહ-સ્થબાનુને ન છાજતુંછે.

અગરજો કોઇ બાનુ નાટકમાં કે પ્રદર્શનમાં જતી હોય, તો તેણી પોતાસાથે આવનાર ગૃહસ્થને કદીપણ તેણીનો ખર્ચ, જેવોકે "ટિકટ-"ના પૈસા, વિસામાનીવેળા કાંઇ ખાવાપીવાનો ખર્ચ, કે ગાડીભાડું, ઇત્યાદિ આપવા દેતી નથી, સિવાયકે તે તેણીનો ઘણો અતલગનો સગો, કિંવા પોતાના કુટુંબનો એક ઘણો જુનો અને માનીતો મિત્ર હોય.

એક અંગ્રેજી ગૃહસ્થ પોતાનીસાથે ફરતી બે બાનુઓના હાથ પોતાની બંધે બાજુએ બગલમાં લઇ શકતો નથી. તેમજ બે ગૃહસ્થોનીવચ્ચે એક બાનુથી બંધેની બગલમાં હાથ ઘાલી ફરી શકાતું નથી. બંધે રીતો ના-પસંદ કરવાજોગ ગણાયછે. જાહેર બાગમાં કે પ્રદર્શનમાં, યા એવીજ કોઇ જગ્યામાં ફરતીવેળા એક બાનુનેમાટે બેઠક શોધી કાહાડવાની ફરજ તેણીનીસાથે જનાર ગૃહસ્થનીછે, પણ જો કદાચ એમ બને કે તેને પોતાને તેણીનીપાસે બેસવામાટે બીજી બેઠક ન મળવાથી ઉભું રહેવું પડે, તો બાનુની પણ ફરજછે, કે પોતે થોડોકવાર થાક ખાવાપછી પાછું ઉઠી ચાલવા માંડવું, અને નહીં કે તેને ઉભો રાખીને તેની માયા, મેહરબાની અને ધીરજનો લાભ લેવો.

ઘરમાંથી નિકળતીજવેળા બાનુસાથના ગૃહસ્થે ગમે ભાડુતી ગાડી હોય, કે ઘરની, તોપે "કોચમેન"ને આગમચથી ક્યાં જવું, ક્યાં ઉભું રહેવું, અને કેટલે વાગતે પાછું જવા તૈયાર રહેવું, વગેરે બાબતોની પુરતી વરદી આપી રાખવાની સંભાળ લેવી, કે જેથી નાટક, જલસો, કે હરકોઇ બીજો મેળાવડો ખતમ થવાપછી ગાડી શોધવા જવાને તમોને ત્યાંથી ત્યાં

દોડવું પડે નહીં. ઘણુંકરીને વરસાદના દહાડામાં પાણીથી તણાતા રસ્તા-ઉપર એમ દોડ્યા કરવાથી તમારો પુશાક હાલહવાલ થવાસાથે તમોને ભિંજાયલાજ બાનુઓસાથે બેસવું પડશે. વળી તમો ગાડી શોધવા નિકળો તેટલો વખ્ત તમારી સાથવાળી બાનુઓને ધક્કામુક્કીમાં ખોટી થવું પડશે, અને તેથી તેઓને પણ હયેરાનગતી ખમવી પડશે.

ઉપર જણાવ્યામુજબ બરાબર વરદી આપીનેપછીજ ગૃહસ્થે ગાડીમાં બેસવું, પણ તેમ કરતાં હંમેશાં બાનુઓને પ્રથમ તેમાં દાખલ થવા દેવી, તોયે પણ ઉતરતીવેળાએ ગૃહસ્થે તરત પેહેલાં ઉતરીને ગાડીનું બારણું ઉંઘાડું પકડી રાખી, બાનુઓને ઉતરવામાટે મદદનો હાથ આપવો.

ઉતરવાપછી બાનુઓ દરવાઝાઆગળ જાય, તેટલાં જો ગાડી ભાડેની હોય, તો તેનું ભાડું ગૃહસ્થેજ ચુકાવી આપવું જોઇએછે. પણ તેમ કરતાં તેના હાંકનારસાથે વગરફોકટની ખટપટ ન કરતાં જેમ બનેતેમ જલ્દી તે ચુકાવી આપી, બાનુઓને પાછું આવી મળવું જોઇએછે.

નાટક, જલસો, પ્રદર્શન, વગેરે હરકોઇ જગ્યાએ તમો બાનુઓને લઇ જતા હોવ, કિંવા બાનુઓ તમોને ત્યાં લઇ જતી હોય, છતાં "ટિકેટો" તમારેજ સ્વાધીન લઇ દરવાઝાઉપર તે દેખાડવાની કે આપવાની ફર્ઝછે. તેમજ વળી નાટક, જલસા, વગેરેના "પ્રૉગ્રામો" બાનુઓમાટે મેળવવા, અને તેમાટે કાંઇ કશું દામ આપવું પડે, તો તે પણ તમોએજ આપવું જોઇએછે.

નાટક ચાલતો હોય, ત્યારે એક બાનુ કે ગૃહસ્થે વાતો ચલાવવી કે હસ્યા કરવું ન જોઇએ. તેમ કરવાથી જે બીજાંઓ મઝાહ મેળવવા આવ્યાં હોયછે, તેઓને સાંભળવા કે સમજવામાં ખલલ થાયછે. વળી તેમ કરવાથી ખુદ નાટક કરનારાંઓને પણ જાણે અપમાન કર્યાજેવું ગણાયછે.

એક ગૃહસ્થે કદીપણ પોતાની બેઠકઉપર અરડાઇને બીમલાહઝે બેસવું નહીં, અને ગમેએવો રમુજી ભાગ ભજવવામાં આવતો હોય, તોયે મોટે સાદે બીવકુફનીપેઠે હસ્વું નહીં. એમ કરવું એ દેખાઇતી બીવકુફાઇની નેશાનીછે. તેમ વળી નાટક કે જલસો પસંદ ન આવે, તો તેથી તમો કંટાળોછો, એવું દેખાડવાથી પણ એક વિવેકી ગૃહસ્થે દુર રહેવું જોઇએછે, કારણકે તે ખોટાં અભિમાનની નેશાનીછે.

તમો ગમેએવા હુશિયાર હોવ, છતાં ચાલતા નાટકઉપર કે જલસામાં ગવાતાં ગાયનઉપર મોટે સાદે કશી પણ ટીકા કરી, જાણે તમોજ ડાહ્યા

માંહે બેસાડવાપછીજ તમોએ અંદર દાખલ થવું, પણ જો નાટકશાળા-આગળજ તમારીસાથવાળી બાનુઓથી છુટા પડવાનું હોય, તો તેઓને ગાડીમાં બરાબર બેસાડી, સલામઅક્રામ કરી, જો કાંઇ હુકમ "કોચમેન" ને આપવો ઘટેતો આપી, ગાડી ત્યાંથી હંકારી જાય, ત્યાંસુધી ઉભા રહેવું, અને પછી તમારે પણ જવું જોઇએછે.

"ઇંગ્લાંડ" માં રસ્તે ફરતાં જો કોઇ બાનુની પીછાનવાળો ગૃહસ્થ મળે, તો તેણીએ પ્રથમ તેને નમવાનો વિવેકછે, પણ "ફ્રાન્સ" માં અને "યુરોપ" નાં બીજા દેશોમાં તેથીઉલટોજ રવાઝછે, એટલે એવીરીતે મળતાં ગૃહસ્થ પ્રથમ બાનુને નમેછે, અને નહીં કે બાનુ ગૃહસ્થને. મંડળીના કાયદાનીરૂએ જ્યાંસુધી બાનુ તેને નમીને માન આપે નહીં, ત્યાંસુધી એક ઇંગ્રેજી ગૃહસ્થ પોતાની ટોપી ઉંચકી તેણીને નમતો નથી. જો તેઓ બંધે એકબીજાંની પીછાનવાળાં હોય, તો એકમેકને જોતાંજ બંધે સાથે નમેછે. પોતાના ઓળખીતા ગૃહસ્થોતરફ નમીને સલામ કરવાનેબદલે માત્ર ડોકું ધુણાવવાનો રવાઝ હમણાં કેટલીક ઇંગ્રેજી બાનુઓએ દાખલ કર્યોછે, પણ તે રવાઝ ઘણીતરફથી નાપસંદ કરવામાં આવેછે. એક બાનુ નમ્રતાથી નમે તેનાંકરતાં ડોકું ધુણાવે, એ દેખાવ સામાની નઝરમાં સારો લાગતો નથી. થોડી ઓળખવાળી બે બાનુઓ એકમેકને મળેછે, તો વધારે ઉંચી પદવીવાળી બાનુ પ્રથમ બીજીને નમેછે. સરખી પદવીવાળી બે બાનુઓ એકમેકને મળે, ત્યારે ગમે તેણી પ્રથમ નમે, તેનો કશો મુજાકો નથી. એક બાનુ બીજી બાનુને કે ગૃહસ્થને કોઇને પણ માત્ર નઝરથી ઓળખવાને સબબે નમતી નથી, સિવાયકે તેઓવચ્ચે કોઇ મિત્રનીમારફતે રીતસર ઓળખાણ કરાવ્યામાં આવી હોય. અગરજો એક બાનુને તેણીની પીછાનનો કોઇ ગૃહસ્થ સામો મળે, અને તેવેળા તેનીસાથે કોઇ બીજી બાનુ કે ગૃહસ્થ હોય, કે જેઓનીસાથે ઉપલી બાનુને ઓળખાણ ન હોય, તોયે તેણી પોતાના ઓળખાણવાળા ગૃહસ્થને નમેછે.

ઇંગ્રેજી ગૃહસ્થો એકબીજાને મળતાં ટોપી ઉંચકીને સલામ કરતા નથી, પણ એકબીજાતરફ માત્ર ડોકું ધુણાવેછે, પણ જો એક ગૃહસ્થ પોતાના કોઇ બીજા મિત્ર ગૃહસ્થને મળેછે, કે જેનીસાથે કોઇ બાનુ કે બાનુઓ ફરતી હોયછે, અને જેણીઓને ઉપલો પેહેલો ગૃહસ્થ પીછાનતો ન હોય, તો તેવીવેળા તે પોતાના મિત્ર ગૃહસ્થને માત્ર ડોકું ધુણાવીને સલામ કરવાનેબદલે ટોપી ઉંચકીને સલામ કરેછે, અને તેનું કારણ પોતાના મિત્રનીસાથે બાનુઓ હાઝર હોવાનુંછે. જોકે એમ ટોપી ઉંચકવાથી

બહુધારું તેનાં તે બાનુઓનાતરફ માનથી વર્તેછે, તોપે તે સલામ તેણીઓને ઝીલવી ગમતી નથી. નમવું પડે કે સલામ કરવી પડે, તો તેમ માત્ર એકજવેળા કરવું. ફરીફરીથી નમવાથી કે એક મુલાકાતવેળા વારંવાર સલામ કર્યા કરવાથી તેમ કરનાર ઠઠ્ઠામાં કે ઘેલામાં ખપેછે.

બહાર સહેલ કરતીવેળા એકબીજાની પીછાન કરાવી આપવી કે નહીં, એ માત્ર સંજોગોની મરજીઉપર આધાર રાખેછે. દાખલાતરીકે જે મિસિસ ક મિસિસ ખને ઘેર રહેવા અથવા મુલાકાતે આવી હોય, અને તેવેળા જો તેણીઓ સાથે ફરવા નિકળે, અને રસ્તામાં મિસિસ કનાં ઓળખાણવાળાં મળે, તો તેણી તેઓની પીછાન પોતાની યજમાના મિસિસ ખસાથે કરાવી આપે, અને તેજરીતે મિસિસ ખ પોતાની મેહેમાના મિસિસ કનીસાથે તેણીનાં ઓળખાણવાળાંઓની પીછાન કરાવી આપેછે. પણ જો કોઇ કારણથી પોતાનાં ચોક્કસ ઓળખાણવાળાંઓની પીછાન કરાવવામાટે બંને જણીઓ અખાડા કરે, તો તેનો સબબ તેણીઓ એકબીજીને ખાનગીરીતે એકલી પડ્યાપછી જણાવેછે. કાયદાપ્રમાણે એવી-રીતે સાથે ફરતાં બે એકબીજીનથી અજાણ્યા ગૃહસ્થોની ઓળખાણ એક બાજુથી કરાવી અપાઇ શકાતી નથી, સિવાયકે તેમાંહેલો એક તેણીનો પરોણો હોય.

મોહોલ્લામાં, પ્રદર્શનમાં કે દરેકોઇ બીજી જાહેર જગ્યામાં મિત્રોને કે ઓળખાણવાળાંઓને મળતાં તેઓનાં નામો એટલાં મોટે પોકારીને તેઓને બોલાવવાં ન જોઇએ, કે જેથી પારકાંઓનું ધ્યાન તમારાતરફ ખેંચાય. મોહોલ્લાની એક બાજુએ ઉભા રહી તેનીસામેની બાજુએ ઉભેલાં મિત્ર કે ઓળખાણવાળાંસાથે મોટેમોટે વાતો ચલાવવી ન જોઇએ, તેમજ "ઑમ્નિબસ,"[1] કે "ટ્રામ" ગાડીમાં[2] એક છેડે બેસી દુર બેઠેલાં મિત્ર કે પીછાનવાળાંસાથે મોટે સાદે વાતો ચલાવવી, એ બહુ અવિવેકીછે. જેની-સાથે તમો વાત કરવા માગતાં હોવ, તે તમારીપાસેજ બેઠેલું હોવું જોઇએ.

અગરજો એક બાનુ કોઇ બીજી બાનુની ઓળખાણ આગળ વધા-રવાને ન ચાહાતી હોય, તોપે જો તેણી રસ્તામાં મળતાં સલામ કરે, તો તેનો ઉત્તર પાછો આપવોજ જોઇએછે, અને એકદમ તેણીને સલામ પાછી ન કરીને અપમાન કર્યાનેબદલે થોડે હેલે અને સેહેજ બીદરકારીથી વાત કરવાથી સામી બાનુ તરત સમજી જશે, કે વધારે પીછાન કરવાની તેણીની

---

[1] Omnibus. [2] Tram-car.

ઇચ્છા નથી. પણ એવીરીતે એક કુંવારી બાનુએ એક પરણેલી બાનુને "હું કેથી ડામવું," એ ઘણું તોછડાઇભર્યુંછે. પણ જો કોઇ ગૃહસ્થની ઓળખાણ આગળ વધારવાના એક બાનુતરફથી અખાડા થવાછતાં તે બીઅદબી કરી વધારે છુટ લ્યોજ જાય, તો એવીવેળા તેવા ગૃહસ્થને એક બાનુ "હું કેથી ડામે," તો તેમાં કશું ખોટું નથી. અગરજો એક બાનુસાથે એક ગૃહસ્થની કોઇ મજલેસમાં ઓળખાણ કરાવી આપવામાં આવી હોય, અને ત્યાં તેઓએ ઘણો વખ્તસુધી એક બીજાસાથે વાતચિત કીધી હોય, તથા વળી કદાચ તે ગૃહસ્થ તે બાનુને ખાનાંની એકાદ મજલેસવેળા સાથે લઇ ખાનાંની "ટેબલ" ઉપર બિરાજ્યો હોય, તો પછી તેણીને ફરવા, કે હર કેથે રસ્તામાં મળતાં જો તે તેણીને સલામ કરે, તો બાનુએ પણ તેનો પાછો ઉત્તર દેવો જોઇએછે. તોયે એક ગૃહસ્થ આબરૂદાર અને સારી ચાલનોછે, એમ પોતાની ખાતરી કરવાવિના તેનીસાથે એક બાનુએ ઓળખાણ લંબાવવી ન જોઇએ. એક પીછાનવાળાને કે મિત્રનેબદલે ભૂલમાં કોઇ બીજા ગૃહસ્થને સલામ કરવી, એનાંકરતાં વધારે કઢંગું બીજું કાંઇ નથી.

સલામની બાબતમાં એક ગૃહસ્થે કદીપણ મગરૂર રહેવું જોઇતું નથી. ગમેએવો સાદો કે ગરીબ માણસ જો સલામ કરે, અને તમો તેને ન ઓળખતા હોવ, તોયે તેની સલામનો પાછો ઉત્તર આપવામાં કશું જતું નથી. કેહેછે, કે ચાર્લ્સ ૨ જા અને જ્યૉર્જ ૪ થાજેવા રાજાઓ પોતાની રૈયતમાંના ગમેએવા મુફલેસ ધણીની સલામનો ઉત્તર પોતાની ટોપી ઉતારીને આપતા હતા. અગરજો રસ્તામાં કોઇ નોકર કે બીજો કોઇ હલકી પદવીનો મળે, તો તેને સલામ કરવાને અચકાતા ના. તે જો તેમ સલામ કરવાને અચકાય, તો તમોએ પોતેજ ડોકું હલાવ્યામાં કશું ખોવાનું નથી, બલકે તમો વધારે વિવેકી ગણાશો. તમારો દર્જી, કે કોઇ બીજો કામદાર કે દુકાનદાર રસ્તામાં મળે, કે જેનીસાથે તમોને આગળ કામસર વાતચિત થઇ હોય, અને તે જો સલામ કરે, તો તરત તેનો પાછો ઉત્તર આપજો. અગરજો એક ગૃહસ્થને તેની બાનુ-મિત્ર રસ્તામાં મળેછે, તો મળવામાટે તેણીને થોબાવવાનેબદલે તે પાછો ફરી તેણી જેતરફ જતી હોયછે, તેતરફ તેણીનીસાથે ચાલવા માંડેછે, અને થોડીક વાતચિત કરી તેણીથી રજા ચાહેછે; પણ જો તેને તેણીનીસાથે થોડીજ પીછાન હોયછે, તો પોતે નમવાનેબદલે તેણી પ્રથમ નમીને તેનીસાથની ઓળખાણ કબુલ

કરે, તેટલાં વાર જોયછે, અને જો તેણી સલામ કરે, તો પછી પોતે તેનો પાછો ઉત્તર દેછે.

એક જન-રથ, જેવીકે આગગાડી, "ઑમ્નિબસ," "ટ્રામ," "સ્ટીમર," ઇત્યાદિમાંથી એક બાનુ ઉતરતી હોય, અને સાથે કોઇ મર્દ સાથી ન હોય, તો તેવેળા જો એક ગૃહસ્થ તેણીને ઉતરવામાં મદદ કરે, તો તેમાં કશું ખોટું નથી. એવીવેળા એક બાનુએ તેની મદદ સ્વીકારવાને અખાડા કરવા, એમ ધારીને કે તે વગરમાંગવે છુટ લેછે, તો તે લગાર અવિવેકી ગણાયછે. તેમ કરવામાં ફકત તે તો પોતાનું ગૃહસ્થપણું, અને એક બાનુતરફ પોતાનો વિવેક દેખાડેછે, માટે તેની મદદ એક ગૃહસ્થ-બાનુએ સ્વીકારવી, અને તેનેમાટે તેનો ઉપકાર માનવો. તોયે હાલના વખ્તમાં કેટલાક કોરગાઓ દોડીદોડીને એવો વિવેક બતાવવા જાય, તો તેવાઓથી સંભાળ લેવાની એક બાનુની મુખ્ય ફર્ઝ છે. સામો ધણી એક ગૃહસ્થછે કે નહીં, તેની મતલબ તેણીને ખરેખરી મદદ કરવાનીછે કે નહીં, તે એક શાણી બાનુ તરત સમજી શકેછે.

અગરજો એક ગૃહસ્થ ઘોડાઉપર બેસીને જતો હોય, અને તેટલાં તેની કોઇ બાનુ-મિત્ર મળે, તો વાત કરવામાટે તેને ઘોડાઉપરથી ઉતરીને ઘોડો સાથે ચલાવવો જોઇએછે, કેમકે જો તે ઘોડાઉપરજ બેસીને તેણીની-સાથે વાતો કરવા માંગે, તો તેણીને તેનાં મ્હોડાંસામે ઉંચું જોવામાટે એક જાતની ભારે અડચણ ખમવાની ફર્ઝ પડેછે. અલબતાં, એક ગૃહસ્થસાથે મળતાં વાતચિત કરવામાટે એક ઇંગ્રેજી બાનુ ઘોડાઉપરથી ઉતરતી નથી.

ગમેતે કારણમાટે એક ગૃહસ્થ એક બાનુને "ટુંકેથી ડામી" શકતો નથી, એમ કરવું ઘણુંજ અવિવેકી ગણાયછે. ગમેએવા કંટાળાભરેલા અને વાંધાભરેલાં એક ઓળખાણવાળા પુરૂષનેવટીક એકદમ "ટુંકેથી ડામવો" જોઇતો નથી. જન્મથીજ ડાહ્યો અને લાયકીવાળો એક ગૃહસ્થ ગમેએવા કંટાળાભરેલા એક ઓળખાણવાળા પુરૂષને અથવા સ્ત્રીને જેમતેમ લઇ ચલાવેછે, અને તેમ કરીને તેની અથવા તેણીનીતરફ મોટું દેલ દેખાડેછે, તો જોકે તેમ કરતાં તેને પોતાને કેટલીકવેળા ઘણીકરીતે ખમવુંવટીક પડેછે.

રસ્તામાં એક ગૃહસ્થે પસાર થતી, અથવા ગાડીમાંથી ઉતરતી એક બાનુતરફ ટકટકીને જોવું, કે કોઇ જાતની ટીકા કરવી, એનાંકરતાં અસ-

ભ્યતાભર્યું, અવિવેકી, અને નિર્લાજરૂં બીજું થોડુંજ હશે, અને એવી ચાલ ચલાવનાર એક ગૃહસ્થનાં નામને નાલાયક ગણાયછે. ઘડીભર ટીકા-નેબદલે તેણીની ખુબસુરતીની તારીફ પણ કરતા હોવ, તો તે તેણી સાંભળે એવીરીતે કરવી નહીં. તમારીસાથે ચાલતા કોઇ મિત્રસાથે તેવિષે જો વાતચિત કરવી હોય, તો ધીમેથી બીજા કોઇ ન સાંભળેએમ કરવી જોઇએછે.

ઘરમાં પેહેરી ફરવાનાં લુગડાં, કે સપાટ પેહેરીને રસ્તામાં ફરવું નહી; મ્હોંડું નીચું ઘાલીને ચાલવું નહીં, પણ સામે જોઇને ચાલવું, તેમ વળી છેક અક્કડબાજ થઇને ચાલવાથી પણ નઠારૂં લાગેછે. ખાલી ભપકાથી કિંવા નખરાંથી, કે ઠમકો કરીને ચાલવાથી બીજાઓનું ધ્યાન તમારી-તરફ ખેંચાયછે. માલ ફરવા નિકળ્યો હોય, ત્યારેજ નહીં, પણ કામકાજને વખ્તે પણ એક વિવેકી ગૃહસ્થ ઘણી ધાઇ કરી, રસ્તામાં ચાલતો નથી. તે સ્હેજ ઉતાવળે પગલે ચાલેછે, અને રસ્તામાં મળતા મિત્રોને સલામ-અક્રામ કરતો જાયછે, અને એવું નથી બતલાવતો, કે જાણે આ દુનિયામાં પૈસા મેળવવાસિવાય બીજો કશો વિચાર તેને નથી. ચાલતીવેળા ગજવામાં હાથો નાખીને ચાલવું નહીં; દાંતો કોતરવા નહીં; પાનસોપારી, તંબાકુ, કે બીજું હરકાંઇ ચાવવું કે ખાવું નહીં; કદાચિત કોઇ રોગનેલીધે તંબાકુ મ્હોંમાં રાખવો પડે, તો તેનો રસ કે કફ બીજા રાહદારીઓના દેખતાં ભરરસ્તાઉપર થુંકવો નહીં, પણ જો થુંકવાની અગત્ય પડે, તો બાજુએ જઇ એકાદ "ગટર"માં થુંકવો જોઇએછે. ઇંગ્રેજી વિવેકપ્રમાણે રસ્તામાં, "રેલ્વે" માં, "ટ્રામ" માં, કે હરકોઇ ઝાહેર જગ્યામાં, કોઇનાં દીવાન-ખાનાંમાં, ઇત્યાદિ કોઇપણ ઠેકાણે થુંકી શકાતું નથી અને તેટલામાટે તેઓ પોતાના રૂમાલમાં થુંકેછે. પણ આ રીત ઘણી ગલીચછે, અને ખુદ ઇંગ્રેજોનો મોટો ભાગ પણ આ રીતને ધિક્કારેછે. ચાલતીવેળા હંમેશાં જમણી બાજુએ ચાલવાથી અથડાઅથડી થવાનો સંભવ રહેતો નથી. લોકોને અથડીને, કે કોપરિયાં મારીને ચાલી જવું, એનાંકરતાં વધારે અવિ-વેકી બીજું કશું નથી. અગરજો ભૂલથી એવીરીતે સામાં રાહદારીસાથે અથડી પડાય, કે કોઇનો પગ તમારેથી ભચડાય, કે હરકોઇ બીજીરીતે સામાને તમારેથી અડચણ થાય, તો તરત માફ માંગવાને ચુકશો માં. રસ્તે ચાલતાં, કે ફરવા ગયાં હોવ, ત્યાં કોઇના પુશાકઉપર, કે કદરૂપા ચેહેરાઉપર કદીપણ હસતાં ના. સૌસૌની મર્ઝી પડેએવો પુશાક પેહેરે, તેમાં હસવાજેવું કશું નથી. તેમજ કોઇનાં કદરૂપા ચેહેરાઉપર હસવું, એ તેનાં **બનાવનાર**ને યાને પરમેશ્વરને હસવાબરાબરછે, અને તેમ કરવામાં

રસ્તે ચાલતાં જો કોઇ બાનુ-મિત્ર મળે, અને તેણીના હાથમાં એકાદ ચોપડી, પડીકું, ઇત્યાદિ કાંઇ હોય, તો તે ગૃહસ્થે ઉંચકીને ચાલવું જોઇએછે. ઘણાક આબરૂદાર ઇંગ્રેજ ગૃહસ્થો રસ્તામાં ચાલતાં બીડી પીવાના અખાડા કરેછે, પણ જો કદાચ પીતા હોય તેટલાં કોઇ બાનુ-મિત્ર મળેછે, તો તરત તે ફેંકી દેવાને ચુકતા નથી.

અમ્નીબસ, "આમ્નિબસ," "ટ્રામ" ગાડી, કે હરકોઇ બીજી ભાડેની ગાડીમાં, કે "સ્ટીમર"માં બેઠા હોવ, અને કોઇ પારકો ગૃહસ્થ કે બાનુ કાંઇ પ્રશ્ન પુછે, તો તરત તેનો ઉત્તર સભ્યતાથી દેવો જોઇએછે.

એક "ફ્રેન્ચ" ગૃહસ્થ અમ્નીબસમાં દાખલ થતાં, કે તેમાંથી ઉત-રતાં હમેશાં પોતાની ટોપી ઉતારેછે, અને એ વિવેક હમણાં કેટલાક ઇંગ્રેજ ગૃહસ્થોએ પણ પોતામાં દાખલ કીધોછે. એવી કોઇ ઝાહેર અને ભાડેની ગાડીમાં રાજ્દ્વારી કે ધર્મસંબંધી બાબતોઉપર વાદવિવાદ ચલા-વવો ન જોઇએ.

સામા ધણીસાથે "શેકહાંડ" કરતીવેળા દુરથીજ હાથ લાંબો કરીને ધરી આવવું નહીં, પણ ઘણાં પાસે આવ્યાપછી હાથ આગળ ધરવો જોઇએછે.

ઇંગ્રેજ લોકોના વિવેકપ્રમાણે દરેક ગૃહસ્થે અને બાનુએ ઘોડાઉપર સવારી કરી જાણવું જોઇએછે. સારીરીતે ઘોડે બેસી જાણવામાટે નહાની વયમાંથી તેની ટેવ પાડવાની, અને ઘોડાઉપર સવારી કરવાનું ચાલુ રાખ-વાની અગત્યછે. તરવાના હુન્નરનીપેઠે ઘોડાઉપર સવારી કરવાનો હુન્નર પણ માહાવરાથી બરાબર આવડેછે, અને નહીંકે કોઇનાં શિખાડવાથી. જેઓ ઘોડાઉપર સવારી કરવા શિખવા માંગતા હોય, તેઓએ ખુદ ઘોડાની પિઠઉપર ચઢી રસ્તાઓઉપર જઇ તે શિખવું જોઇએછે. તેનેલગતી નિશાળમાં[1] શિખવા જવાથી ઉપર જણાવ્યાપ્રમાણે શિખવાજેટલો ગુણ થતો નથી. શ્રીમંતોએ તો આ નામીચા હુન્નરની તાલીમ લેવીજ જોઇએ, પણ મધ્યમ સંપતિના ધણીઓ, તેમજ મુસાફરોને, અને તનદરોસ્તી મેળવવામાટે આતુર એવા ધણીઓએ પણ આ હુન્નરથી વાકેફ થવું ઘણું અગત્યનુંછે, અને તેઓએ આ હુન્નર શિખવાપછવાડે જે નાણું ખર્ચ્યું હોય, તે જાણે કોઇ "**તનદરોસ્તી વધારનારી કુંપની**"ના "શેરો" ખરીદયાબરાબર જાણવું જોઇએછે, અને તેથી જે બેહદ ગુણો તેઓને

---

૧ Riding-school. "રાઇડિંગ-સ્કુલ." ઘોડાઉપર બેસતાં શિખવવાની નિશાળ.

હાંકેછે. તેની ચાલથી જલદી વાકેફ થઇ જાયછે, પછી તે જાનવર તેનું પોતાનું હોય કે કોઇ બીજાનું. ખુણાઉપરથી ગાડી વળાવતાં સંભાળ લેવી પડેછે, અને તેવેળા લગાર ધીમે હાંકવું વધારે સલામતીભર્યું ગણાયછે. સારીરીતે જાણવું જોઇએછે. કે કયાં જોરમાં હાંકવું, અને કયાં ધીમે. એક હાંકનારે ઘોડાને ગાડીમાં જોતરી, તથા તેમાંથી છુટો કરી જાણવું ઘણું અગત્યનુંછે, કેમકે બરાબર ન જોતરવાથી. અને તેમાં સહેજ ખામી રહેવાથી ઘણીવાર મોટા અકસ્માતો બનેછે, અને જાનોને હાણી પુગેછે. જે કોઇ ઘોડાને ગાડીમાં બરાબર જોતરી, અને પાછો છુટો કરી ન જાણે, તેણે તેને હાંકવામાટે લગામોવગેરે હાથમાં ધરવી ન જોઇએ.

એક બાનુએ ગાડી હાંકતાં બનતાંતુલીક ઘણીજ ધીમે હાંકવી ઝરૂરનીછે. તેમજ તેણીએ કે એક ગૃહસ્થે રસ્તાની ખરી બાજુએથીજ ગાડી હાંકવાની ચોકાશી રાખવી જોઇએછે, કે જેથી રાહદારીઓને કે બીજાં હાંકનારાંઓને કોઇ જાતની અડચણ કે નુકશાન થાય નહીં. પોતાનાં અજ્ઞાનપણાંથી કે બીદરકારપણાંથી કોઇને ઇજા કરી એનાકરતાં વધારે અવિવેકી બીજું કશું નથી.

અગરજો ગાડીમાં સાથે બાનુઓ હોય, તો એક ગૃહસ્થ ઘોડાતરફ પિઠ કરીને, યાને અવળી બાજુ બેસેછે. માત્ર ઘણીજ વૃદ્ધ ઉમરના ગૃહસ્થોને સવળી બાજુ બેસવાનો હકછે. તે પણ જો સાથવાળી બાનુઓ જવાન હોય તોજ. એક બાનુસાથે ગાડીમાં સવારી કરતાં કોઇપણ ગૃહસ્થે તેણીની સોડમાં બેસવું જોઇતું નથી, સિવાયકે તે તેણીનો વર, બાપ, બેટો, અથવા ભાઇ હોય. એક કબુલવામાં આવેલા આશકવગેરેથી તેણીનીસોડમાં બેસી શકાતું નથી, એમ કરવું એ અવિવેકી ગણાયછે. અલબતાં, સવારી કરનારાંઓની સંખ્યા બે કે ત્રણની હોય, તોજ ઉપલો વિવેક તેને લાગુ પડેછે.

જેવી ગાડી ઉભી રહે, કે ગૃહસ્થે પ્રથમ ઉતરી પડવું જોઇએછે, કે બાનુને ઉતારવાને બની શકે. જો તે પાછો બેસવાનો હોય, તોયે બાનુને ઉતરવામાં મદદ કરવાસારૂ પ્રથમતો તેણે ઉતરવુંજ જોઇએછે, તો જોકે ગાડીમાં તો પ્રથમ બાનુઓએ અને તેઓનીપછવાડેજ ગૃહસ્થોએ દાખલ થવાનો રવાઝછે.

બાનુઓસાથે ગાડીમાં બેઠેલા ગૃહસ્થને જો બીડી પીવાની ઝરૂર જણાય, તો તેણે પ્રથમ સાથવાળી બાનુઓની રઝા પુછીનેપછી તેમ કરવું જોઇએછે, કેમકે ઘણીકવેળા બાનુઓને તંબાકુના ધુંઆની ભારે સુગ હોયછે.



## પ્રકરણ ૧૪.

# રમતગમતો.

## AMUSEMENTS.

( ઍમ્યુઝમેન્ટસ. )

દરેક જાતની રમતગમત અને રમુજમાં જ્યાંસુધી એક ગૃહસ્થ યા બાનુ વિવેક અને આબરૂસાથે ગુંથાય, ત્યાંસુધી તેમાં કશું વાંધાજોગ નથી. કેટલીક રમતગમતો તનદરોસ્તીને ગુણકારી, કેટલીક બોધ અને ચાનક આપનારી, અને કેટલીક માત્ર મોજ ઉપજાવનારીજ હોયછે. તેમ વળી બીજા હાથઉપર કેટલીક રમતગમતો એવીછે, કે જેથી કશો ગુણ થતો નથી, તેઓમાંથી કશો બોધ કે જ્ઞાન મળતું નથી, માટે એવી રમતગમતોને ધિક્કારીને દુર કરવી જોઈએછે. રોજેતાની મેહેનતપછી તન તથા મનને આસાયશની ઘણી અગત્યછે, કારણકે ચાલુ મેહેનતથી શરીર થાકી જાયછે, અને તેથી ધીમેધીમે તે અશક્ત થતું જાયછે. તેજપ્રમાણે ભેજું પણ પોતાની સેરેસ્તેની શક્તિ ખોતું જાયછે, સિવાયકે વચ્ચેવચ્ચે તેને આસાયશ અને ગમત મળે, પણ યાદ રાખવું, કે વળી બીજી ઘણીખરી બાબતોમાં બનેછે, તેમ રમતગમતોમાં પણ અવધિ કર્યાથી, તથા તેનો ગેરઉપયોગ કર્યાથી મોટી નુકશાની થાયછે.

ઘરનીબહાર ખેલવાની સઘળી રમતગમતો, જેવીકે માછલીનો શેકાર, નેશાનબાજી, પક્ષીનો શેકાર, ચાલવાની તથા ઘોડાઉપર સવારી કરવાની તથા તરવાની કસરતો, ઇત્યાદિ વધારે ઉત્તેજન આપવાલાયક ગણાયછે, કેમકે તેઓથી શરીરને પુષ્ટી, અને બાંધાને મજબુતી મળેછે. હાલાં માણસોને નાટકની ગમત વધારે અનુસરતીછે, પણ હાલના વખતમાં શું હિંદુસ્તાનમાં કે શું "યુરોપ" માં નાટકનેલગતાં ઘણાંખરાં ઓપુરૂષોની નીતિસંબંધી ચાલચલણ પસંદ કરવાજોગ ધારવામાં આવતી નથી. તેમજ

નાટકશાળાઓમાં વારંવાર ભટકતા પુરૂષોની નીતિસંબંધી ચાલ (અલબતાં, થોડાકોને બાદ કરતાં) ઘણુંકરીને સારી હોતી નથી. નીતિનેલગતા તેઓના વિચારો ઘણાં છુટા હોયછે, માટે બીજી ગમતોને પડતી મેલી નાટકનીજ ગમતનેમાટે કાંઇપણ ભલામણ ખાતરીથી કરી શકાતી નથી, એટલામાટે બનતાંસુધી નાટકશાળાની મુલાકાત જેમ બનેએમ ઓછી લેવી વધારે સલામતીભર્યું છે, કે જેથી ત્યાં હમેશનાં ભટકતાં સ્ત્રીપુરૂષોનાં દુર્વ્યસનોનો રોગ ઉડવાની ધાસ્તી રહે નહીં. જોકે શું "યુરોપ" માં કે શું હિંદુસ્તાનમાં નાટકની નીતિસંબંધી હાલત સુધારવાને ઘણાક પરમાર્થી ગૃહસ્થો મચ્યા હતા, અને હજી પણ મથેલાછે, અને તે તેઓનો વિચાર જોકે વખાણવાજોગછે, તોયે નાટકશાળાઓમાંથી અહીનું બી બિલકુલ નાબુદ થાય, એવિષે ઘણીતરફથી શક બતલાવવામાં આવેછે. બનતાંસુધી ગેરરસ્તે દોરી જાયએવી રમતગમતોથી પ્રથમથીજ દુર રહેવું વધારે સારૂંછે. અગરજો નાટકમાં યા ગાયનના જલસામાં બાનુઓસાથે જાએ, તો તેણીઓનેમાટે બનેએમ સારી બેઠકો મેળવવાનો યત્ન કરવો, અને બેસ્તાંનેવાર "પ્રોગ્રામ"ની[1] અકેકી નકલો તેણીઓનેમાટે મેળવવી. શું ખાનગીર કે શું ઝાહેર નાટકમાં કિંવા જલસામાં બેસી તેના ગુણદોષવિષે કદીપણ મોટેમોટે તમારૂં મત જાહેર કરતાં ના. ખાનગી નાટકમાં તમોને નોતર્યાં હોય, તો ત્યાં કદીપણ કોઇ જાતની ટીકા મ્હોંડેથી અથવા તમારી ચાલચલણથી કરવી જોઇએ નહીં. નાટકશાળામાં હમેશાં એક ગૃહસ્થ થંડે સ્વભાવે વર્તેછે, તે ચુપકીદીથી સાંભળેછે, કે જેથી બીજાંઓને પણ તેમ ખુશીસાથે સાંભળવાને બની આવે. નાટક ચાલતો હોય, તેવેળા વાતો કરવી, કે મોટે સાદે હસવું, એ બંધે અવિવેકીછે.

બનતાંસુધી એવાં ગમતનાં ઠેકાણાંઉપર થોડા વખ્તઆગમચથી જવું વધારે સારૂંછે. તમો જેઓસાથે ગયા હોવ, તેઓસાથે વાતચિત કરવામાં થોડા વખ્ત વહી જશે તે જણાશે નહીં, પણ તેનેબદલે મોડેથી જવું, અને

---

૧ Programme. કોઈ બાબત, જેવીકે નાટક, જલસામાં ગાવાનાં ગીતો, ઈત્યાદિની પ્રથમથી તઇયાર કીધેલી યાદી.

૨ પોતાનો ગમતનેમાટે કેટલીકવાર ઇંગ્રેજી કુટુંબો બીજાં મિત્રોની મદદ લઇ નાટક, ઈત્યાદિ ભજી બતલાવેછે. જે જોવા જવામાટે પઇસા ખર્ચીને "ટિકેટો" ખરીદવી પડતી નથી, પણ જેવીરીતે બીજા અવસરોઉપર નોતરાં કરવામાં આવેછે, તેવીજરીતે આ વેળા પણ મિત્રોને તથા સગાંઓને તેડાં કરવામાં આવેછે. નાટક ઘણુંકરીને કુટુંબનાં ખુદ રહેવાનાં ઘરમાંજ કરવામાં આવેછે.

ચાલતા ખેલમાં અડચણ કરવી, એ શોભાભરેલું નથી. અગર વખ્તસર પોહોંચી ન શકાય, અને મોડું થયું હોય, તો પછવાડેની કોઇ બેઠકઉપર બેસી મોડે આવવાની શિક્ષા તમોએ ખમવી જોઇએછે. અગરજો તમોએ મોટી ટોપી કે પાઘડી માથે ઘાલી હોય, તો તે તમારી બેઠક લીધાપછી ઉતારવી જોઇએછે, કેમકે તમો જો તેમ ન કરો, તો પછવાડે બેઠેલાંઓને જોવાને ભારી અડચણજેવું થઇ પડેછે. એવાં ગમતનાં ઠેકાણાંઉપર, યા ભાષણમાં બાનુઓનીસાથે જનારા ગૃહસ્થોએ બાનુઓનીપાસેજ બેસવું જોઇએછે. એક ગૃહસ્થે એવી વખ્તે ઉઠીને બીજી કોઇ બાનુને પોતાની જગ્યા આપવાની અગત્ય નથી. એકવાર બેઠક લીધાપછી જરાજરા કારણનેમાટે બહાર જવાથી અને અંદર આવવાથી બીજાં તમાશગીરોને મોટી અડચણ થાયછે, માટે એકવાર બેઠક લીધાપછી કોઇ અગત્યના કામસિવાય આવ-જાવ કર્યા કરવી ન જોઇએ. વિસામાને વખ્તે એમ બહાર જવાઆવવામાં કશી અડચણ નથી. તોયે તેવીવેળા પણ બનતાંસુધી બીજાંઓને અડ-ચણ ન થાય, બાનુઓનો પુશાક ખરાબ ન થાય, કોઇનો પગ ન ચંપાય, તેની ઘણી સંભાળ લેવાની અગત્યછે. વળી એમ જતાંઆવતાં જેઓને અડચણ થાય, તેઓપાસે દર વખ્ત નમ્રતાથી માફ માગવાની ઝરૂરછે.

અગરજો મ્હોં સમારવા જવાની ઝરૂર પડે, તો ગૃહસ્થે પોતાની-સાથની બાનુઓને લઇને તે જગ્યાઉપર જવું જોઇએછે. નાટકશાળામાં બેસીને ત્યાં એવીરીતે ખાવુંપીવું શોભાભર્યું નથી. અલબતાં, એકાદ "ટમ્બ્લર" પાણી, કે એવુંજ કાંઇ બીજું ત્યાં બેસીને સ્હેજ પીવાની બાનુઓને છુટછે. જો તમારો પોતાનો ખાનગી "બૅાકસ" ખાસ રાખ્યો હોય, ત્યારેતો ત્યાં મંગાવી તમારે ગમેએમ ખાવાપીવાની કશી બંધી નથી.

ગાયનજેવા ખુદાઇ હુન્નરથી વાકિફ થવાનાં, અને તેમાંથી ગમત મેળ-વવાનાંકરતાં એવી બીજી થોડીજ ગમતો હશે, કે જેની ખાતરીસાથે ભલા-મણ કર્યામાં આવે. તેમાંથી માત્ર એકલા તમોનેજ નહીં, પણ તમારી-સાથની આખી મંડળીને તમો ગમત આપી શકોછો, અને વળી તે પણ પેહેલે વાંધેની. અલબતાં, અમારી મતલબ નીતિભર્યાં ગાયનોવિષેછે; કે જેવાં ગાયનોથી નીતિ સુધરવાઉપરાંત તનદરોસ્તી સુધરેછે, મન ખિળેછે, અને અતિયંત ગમત ઉપજેછે.

નાચવાની ગમત જેમ કેટલોંકો પસંદ કરેછે, તેમ વળી ઘણાંકો તે નાપસંદ પણ કરેછે, તો જોકે "યુરોપ" ની સુધરેલી પ્રજાઓમાં નાચવાની ગમત ઘણી ઉંચા પ્રકારની ગણાયછે.

બીજી કેટલીક રમતો, જેવીકે "બિલિયર્ડ," પાના, દામ, ચોપટ, ઇત્યાદિ ઘરમાં બેસીને રમવાની રમતોમાં એવું કશું નથી, કે જેથી તેઓની ઘણી ભલામણ કર્યામાં આવે. તેઓ લગાર મનને ઉશ્કેરનારી રમતોછે, અને જોકે તેઓ નિર્દોષ રમતોછે, તોયે ખચિત નકામીજેવીછે, અને એકવાર એવી રમતોનો શોખ લાગવાપછી બીજી સારી રમતોનો શોખ દાખલ થઇ શકતો નથી.

બીજી ઘણીક રમતગમતોછે, કે જેમાં મઝાહસાથે કોઇપણ ગૃહસ્થ ભાગ લઇ શકે, જેવીકે વાંચવાની. ચિતારવાની, પટાબાજીની, અને અંગબળની કસરતો સારાં પરિણામ નિપજાવેછે. સાધારણ અકલથી તરત જણાશે, કે કેવી ગમતો એખતિયાર કરવી, અને કેવીથી દુર રહેવું. યાદ રાખવું, કે મસ્તીતુફાનની, અને ઉમખરાડાની રમતગમતો એક ગૃહસ્થને ન છાજતીછે.

ઇંગ્રેજો પોતાને હાથે હલેસાં મારીને મછવામાં ફરવાની ગમત ઘણી પસંદ કરેછે, અને નદી, સરોવર, મોટા તળાવો, ઇત્યાદિ જગ્યાઓનાં એકાંત ભાગઉપર બાનુઓને સાથે લઇ વારંવાર સેહેલ કરવા નિકળી પડેછે. મછવો કેવીરીતે ફેરવવો, હલેસાં કેમ મારવાં, ઇત્યાદિ બાબતોથી જો એક ગૃહસ્થ અજાણ્યો હોય, તો તેણે બાનુઓને પોતાનીસાથે લઇ જવાની હેમત કરવી ન જોઇએ. વળી જોઇએ તેકરતાં વધુ ભાર મછવામાં ભરવો જોઇએ નહીં. આ બે બાબતોઉપર પુરતી સંભાળ ન રાખવાથી ઘણાક અકસ્માતો બન્યાછે, અને ઘણાક જાનો ગયાછે.

અગરજો બાનુઓનીસાથે બે ગૃહસ્થો હોય, તો બાનુઓના મછવામાં બેસવાઆગમચ એકે અંદર ઉતરી બાનુઓને માંહે લઇ તેણીઓને બેઠકોઉપર ગોઠવવાની, તથા બીજાએ બહાર ઉભા રહી કેનારાઉપરથી તેણીઓને અંદર ઉતારવાની સંભાળ લેવી જોઇએછે. હલેસાં મારતીવેળા તેણીઓનાં વસ્ત્રોઉપર પાણી ઉરાડવું નહીં. અગરજો સાથે કોઇ ગૃહસ્થમિત્ર હોય, તો હલેસાંમારવામાટે તેને ગમેતે બેઠક પસંદ કરવા દેવી. અગરજો તમો હલેસાં મારી જાણતા ન હોવ, યા જાણતા હોવ તોયે તેમ કરવાની તમારી ઇચ્છા ન હોય, તો તે કેહી દેવાને અચકાશો માં, પણ તરત બીજા ગૃહસ્થોને હલેસાં સોંપી બાનુઓનીપાસે જઇ બેસજો, અને તમારી વાતચિતથી તેણીઓને રીઝવવાનો યત્ન કરજો, કે જેથી જો તમો હલેસાં મારી જાણતા ન હશો, તો તમારા પોતાના હકમાં, તેમજ તમારીસાથનાંઓના હકમાં ફાયદો થશે.

અગરજો સામેથી બીજો મછવો આવતો હોય, તો તેનીસાથે તમારો મછવો અથડાવી મારવો, એ ન માફ થઇ શકેએવી ભૂલછે, માટે તેમ ન થાય તેની ઘણી સંભાળ લેવી જોઇએછે.

વનભોજન, યાને વાડીવંતર કે ગામડામાં જઇને જે ઝેયાફત કરવામાં આવેછે, તેને ઇંગ્રેજીમાં "પિકનિક"[1] કરી કેહેછે. એવી ઉજાણીઓ જેવીરીતે ઇંગ્રેજોમાંછે તેવીજરીતે આપણાં લોકોમાં પણ છે, માટે તેવિષે બે બોલ અત્રે જણાવેલા નકામા ગણાશે નહીં.

અગરજો "પિકનિક" કોઇ ખાનગી ગૃહસ્થે કે બાનુએ પોતાને ખર્ચે આપી હોય, તો તેને બનતાંસુધી પુરતું ખાવાપીવાનું સાથે લેવું જોઇએછે. એવીવેળા બનતાંસુધી વધુ મિત્રોને લઇ જવામાં ફાયદોછે. તેનાં તેડાં ત્રણ અથવાડિયાંઆગમચથી કરવાં જોઇએછે, કે જેથી જો કોઇ આવવા ના પાડે, તો તેની જગ્યાએ બીજાંને બોલાવવાને બની શકે.

અગરજો વરસાદની રૂતુ હોય, તો મેહમાનોને લઇ જવામાટે બંધ ગાડીઓ, અથવા કામ પડે ત્યારે બંધ થઇ શકેએવી ગાડીઓ તૈયાર રાખવી જોઇએછે.

એક ગાડાંમાં ખુરાકી, ઇત્યાદિ ભરીને બે ત્રણ નૌકરોસાથે ઉજાણીવાળી જગ્યાઉપર આગમચથી મોકલી આપવી જોઇએ. સાથે નૌકરોની સંખ્યા જોઇએ તેકરતાં થોડી લેવી, કારણકે એવી વખ્તે ગૃહસ્થો પોતેજ નૌકરતરીકે બાનુઓની સેવા બજાવેછે, અને તેમ કરવામાં પણ પરોણાંઓને એક જાતની ગમત મળેછે.

અગરજો ઘણાંક મિત્રો સાથેમળી પોતપોતાને ખર્ચે "પિકનિક" ઉપર જતાં હોયછે, તો તેવીવેળા સાથે જનારી બાનુઓ વાની પિરસેછે, અને ગૃહસ્થો "વાઇન," "બીર," ઇત્યાદિનેલગતી સઘળી માવજત કરેછે, તેમજ જવાઆવવાની ગોઠવણો પણ ગૃહસ્થોજ કરેછે. એમ વનભોજન કરવા જતીવેળા ઘણો ઉંચો પુશાક પેહેરવામાં આવતો નથી. જમી રહ્યાપછીનો વખ્ત ઘણુંકરીને ગાતું ગાઇને પસાર કરવામાં આવેછે, અને જો સાથે કાંઇ વાજીંત્ર હોયછે, તો નાચ કરવામાં આવેછે. વળી કેટલીકવેળા "ક્રોકે," ઇત્યાદિ ગમતનો સામાન પણ સાથે લઇ જવામાં આવેછે. વારંવાર આખી મંડળી ન્હાનીન્હાની ટુકડીઓમાં વેહેંચાઇ જાયછે, અને પછી સૌસૌ પોતપોતાને ગમે એવીરીતે રમતગમત કરેછે.

---

૧ Picnic.

એવીવેળા દરેક ગૃહસ્થે હસમુખો સ્વભાવ રાખવો જોઇએછે. એવી-રીતે "પિકનિક" ઉપર જતીવેળા એક મોટો ઘંટ કે વગાડવાની ભોંઢી સાથે રાખવી ઝરૂરનીછે, કે જેથી જો સઘળાં પરોણાંઓને એકઠાં કરવાની અગત્ય પડે, તો તે વગાડવામાં આવે, અને જેવો આ ઘંટ કે ભોંઢી વાગે, કે તરત સઘળાં પરોણાંઓએ આવી એકઠાં થવું જોઇએછે.

વનભોજનની ગોઠવણ સારીરીતે પાર પાડવામાટે દરેક જણને અક્કેકું કામ સોંપી આપવું જોઇએછે, કે જેથી કોઇ વસ્તુ શોધવા જવી ન પડે. દાખલાતરીકે એક જણને સ્વાધીન સઘળા કાંટા, ચમચા, અને છરીઓ સોંપવી; બીજાને હસ્તક રકાબીઓ, અને "ગ્લાસ," "ટમ્બલરો" કરવાં; ત્રીજાને દારૂ; ચોથાને મરીમસાલો; ઇત્યાદિ ગોઠવી આપવાથી જેમ ઘણીવાર બનેછે તેમ ખાનું શુરૂ કરવાપછી ઢગલાબંધ કાંટાઓ હાથમાં આવેછે, તો છરીઓ નહીં; ગોસ્ત પિરસાવાપછી રાઇ મળે નહીં; પાંઉ નહીં, અથવા પીપભરી દારૂ હોયછે, તો તે પીવામાટે "ટમ્બલરો" નહીં, અને લગભગ એવી પચાસ અડચણો નડેછે, જે ઉપર જણાવ્યા-પ્રમાણે ગોઠવણ રાખવાથી સેહેલાઇથી દુર થઇ શકેછે.

એવીવેળા જો અગત્યસર કોઇ બાનુએ કાંઇ પૈસા કોઇ ગૃહસ્થપાસેથી ઉછીના લીધા હોય, તો બીજે દીને તે ઉપકારસાથે ઝરૂર પાછા વાળવા જોઇએછે, અને ગૃહસ્થે પણ તે કાંઇપણ આનાકાનીવગર પાછા લેવા જોઇએછે.

અગરજો ભાગમાં એવી ઉજાણીએ જવાનું ઉભું કરવામાં આવ્યું હોય, તો દરેક બાનુએ પોતાનો ભાગ આપવાને ચુકવું નહીં.

જોકે દેખાઇતીરીતે તો એવી "પિકનિક પાર્ટી"ઓ ઘણી દેલ-પસંદ લાગેછે, તોયે તેમાં ભારે કડાકુટ કરવાજેવું, અને નાસેપાસ થવા-જેવું હોયછે. અયેઆશી અને રંગીલા જવાનો પોતાનો સગવડભર્યો ખાસો જમવાનો ઓરડો, અને બેટવાની કુરસીઓ છોડીને આવી મેઝબાનીમાં જોડાવાને કદાચ ઘણા લલચાતા નથી. તેઓને તેમાં ખરી મઝાહજેવું કશું જણાતું નથી. થંડું ખાવાનું, જોઇતા અને પુરતા ચટાકાની ગેર-હાઝરી, ઇત્યાદિ ન્હાની અને નજીવી અડચણો પણ એવા કેટલાક જવા-નોને પસંદ આવતી નથી. જંગલવચ્ચે કે ખેતરમાં એકાદ ઝાડના થડને અઢેલીને બેસી રહેતાં તેઓનો બરડો દુઃખેછે! કિંવા ઘાસઉપર અરડાવાથી પગોમાં આકરાં ચઢેછે! પણ તેમાં જે કેટલીક ખુશ મઝાહ અને ગમત

પડેછે તેવી ગમેએવા આરાસ્તા કીધેલા ખાનાંના ઓરડામાં ગમેએવી વાની ઓની લચલચ થતી "ટેબ્લો" ઉપર પણ મળતી નથી. ત્યાં જેને ગમેતેમ ખુશ ટોલટપા કરે તો તે ચાલી જાયછે, કે જેમ ખાનાંની એક રીતસરની મજ્લેસમાં થઇ શકતું નથી, તોયે એવીવેળાએબી કોઇપણ ગૃહસ્થે મ્હોંમાંથી ખરાબ શબ્દો ઓચરવા, કે કોઇઉપર ટીકા કરવી, કે કોઇની નિંદા કરવી, એ એક ગૃહસ્થનાતરીકાથી ઉલટુંછે.

એવીવેળા સર્વેથી ડાહ્યો અને વિવેકી ગૃહસ્થ તેજ ગણાયછે, કે જે ગમેએવી અડચણ પડવાછતાં, અને સામી બાજુથી ગમેએવી મસ્ખેરી થવાછતાં પોતાના સ્વભાવઉપર કાબુ રાખી, તે સર્વે હસ્તે મુખડે સાંખી જાયછે, અને તેટલામાટે એવા ગૃહસ્થોને જો "પિકનિક" માં વારંવાર બોલાવ્યામાં આવતા હોય, તો તેમાં અજાયબ થવાજેવું કશું નથી, કારણકે યજમાનાઓને એવા ગૃહસ્થોની ઘણીજ અગત્ય જણાયછે. વળી એવા ગૃહસ્થો પોતાનીજ મતલબ અને સગવડ સાચવવાનેબદલે બીજાંઓની સગવડોઉપર વધુ ધ્યાન આપેછે, પછી તેમ કરતાં પોતાની ગમતમાં ખલલ થાય, તો ભલે. ટુંકમાં, એવા ગૃહસ્થો ખુશ મેઝાજી, કામ કરવાને તત્પર, ધાંધલધુંધલવગરના, અને ઝરૂર પડે, તો ગમેએવું કામ માથે ઉઠાવવાને પણ ખુશીથી તૈયાર હોવા જોઇએ, કારણકે ઘણીકવેળા "પિકનિક" માં પણ ન્હાનામોટા અકસ્માતો થવા પામેછે, અને તેવીવેળા એવા ગૃહસ્થોની અતિ ઘણી મદદ યજમાનાને થઇ પડેછે.

તોયે એવી "પિકનિકો" ઘણીવેળા કંટાળાભરેલી અને થાકવી નાખનારી થઇ પડવાનેલીધે, ઘણાં જણાંઓ બનતાંતુલીક તે માથે ઉઠાવવાને કે તેમાં સામેલ થવાને અખાડા કરી જાયછે.





## પ્રકરણ ૧૫.

# પ્રવાસ યાને મુસાફરી.

## TRAVELLING.

( ટ્રૅવલિંગ. )

યુરોપમાં શું ઉંચે વર્ગનાં કે શું મધ્યમ સ્થિતિના લોકો મુસાફરી કરવાનાં ઘણાં શોખીન હોયછે. મુસાફરી કરવી, એ તેઓની કેળવણીનો એક મુખ્ય અને અગત્યનો ભાગ ગણાયછે, અને તેટલામાટે પાઠશાળામાં ઉંચા પ્રકારની કેળવણી લેવાપછી એક ઇંગ્રેજ ગૃહસ્થ બીજા કોઇ દેશખાતે મુસાફરી કરવા નિકળી પડેછે, અને થોડોક વખ્ત ત્યાં ફરી કેટલોક અનુભવ અને તનદરોસ્તી મેળવી પાછો ફરવાપછી પોતાના કામધંધાઉપર મંડેછે, જોકે તેમ કરવાથી બેહદ ગુણો થાયછે, તોયે તે દરસાવવાનું કામ આ ચોપડીનું નથી, માટે અત્રે હાલ તરત પ્રવાસનેલગતા કેટલાક વિવેકોવિષેજ માત્ર જણાવ્યેછૈયે.

સાધારણ કાયદાપ્રમાણે મુસાફરો અદેખા હોયછે. તેઓ પોતાના સાથી મુસાફરોનાં સુખની કે તેઓનાં દુઃખની થોડીજ કાળજી રાખીને, પોતાની સગવડ વધારે સાચવેછે. તેઓ ઘણીકવેળા સાધારણમાં સાધારણ સભ્યતાવટીક ભૂલી જાયછે. "સ્ટીમર" ની યા આગગાડીની "ટિકેટ" લેવા, બેઠક મેળવવા, અથવા "હૉટેલ" માં ખાનાંની "ટેબ્લ" ઉપર સારી જગ્યા મેળવવા, ઇત્યાદિ કારણોમાટે વારંવાર તુટાતુટ અને ધક્કાધક્કી કરવામાં આવેછે, અને એરીતે સભ્યતાનું ઉલ્લંઘન કર્યામાં આવેછે. બાનુઓતરફવટીક કેટલીકવેળા એવી શર્મભરેલીરીતે વર્ત્તવાને પ્રવાસીઓ ચુકતાં નથી.

અગર તમો મુસાફરી કરતા હોવ, તો બીજાઓ એવી ચાલ ચલા-

વેછે, માટે તમોએ પણ ચલાવવી જોઇએ, એવું કશું નથી. કદાચ થોડીઘણી આપદા ખમવી પડે, તો તેનો શો મુજાકોછે? શું પૈસા અને સગવડકરતાં આબરૂ વધુ નથી? શું બીજાઓ એવી ચાલ ચલાવે, તેમાટે આપણે પણ આપણું ગૃહસ્થપણું તજી દેવું જોઇએ?

તમોએ આગગાડીમાં એકવાર બેઠક લીધાપછી તમારીસાથે મુસાફરી કરતાં બીજાં ઉતારૂઓની સગવડ અને સુખનેમાટે અખાડા કરતા ના, અથવા બાનુઓતરફની તમારી આબરૂભરેલી વર્તણુકનો ત્યાગ કરતા ના. સર્વેથી સારી, અને સર્વેથી વધુ સગવડભરી બેઠકોઉપર પ્રથમ બાનુઓને હકછે, તે યાદ રાખવું, અને જો અગત્ય પડે, તો હસ્તે મ્હોંડે તેણીઓને તે જગ્યા લેવા દેજો.

ઘણાક ગૃહસ્થો પ્રથમ ગાડીમાં પોતાની જગ્યા પસંદ કરેછે, અને ત્યારપછી "ટિકિટ" ખરીદવામાટે, અથવા કાંઇ કામસર બહાર પાછા આવેછે. એવીવેળા પોતાની બેઠકઉપર કોઇ બેસી ન જાય, માટે પોતાનો કોથલો કે ઉપર ઓઢવાનો ડગલો, ઇત્યાદિ પોતાનેલગતી કોઇ વસ્તુ પોતાની બેઠકઉપર મુકી આવેછે, એવું દેખાડવા, કે તે જગ્યા **રોકાએલીછે.** એવીરીતે રોકાએલી જગ્યાઉપરથી તે ઉતારીને કે ખસેડીને ત્યાં કદીપણ બેસતા ના, અને તે વસ્તુને તે ગૃહસ્થનાજેટલુંજ માન આપીને જ્યાંની-ત્યાંજ રહેવા દેજો. કદાચ તે જગ્યા તમોને એક બાનુનેમાટે જોઇતી હોય, તોયેપણ તેનો ધણી આવી પુગે તેનીઅગાઉ રઝા પુછ્યાવિના કદીપણ તે વસ્તુ ખસેડવી નહીં, એમ કરવામાં મોટો અવિવેકછે.

એક અજાણી બાનુ ગાડીમાં દાખલ થાય, અને બીજી જગ્યા હોય, તેછતાં એક ગૃહસ્થે ઝરૂરબાઝરૂર ઉઠીને તેણીને પોતાની બેઠક આપવીજ જોઇએએવું કશું નથી. તેમાં મુખ્યકરીને જો તેણીનીસાથે કોઇ બીજો ગૃહસ્થ હોય, ત્યારેતો તેમ કરવાની બિલકુલ અગત્ય નથી. પણ જો તેણી એકલીજ હોય, અને તમારી પોતાનીસાથે જો કોઇ બાનુ ન હોય, તો તમારી બેઠક તેણીને આપવાને આંચકો ખાતા ના. અગરજો કોઇ બાનુ તમારીપાસે બેસવા જતી હોય, તો ઉઠીને તમારી તથા તેણીની બંધેની બેઠકોમાંથી જે ગમે તે પસંદ પડતી એક બેઠકઉપર તેણીને બેસવા દેવી. આ સભ્યતાઓ સઘળી સાધારણછે, અને એક પુરો વિવેકી ગૃહસ્થ નાઝુક જાતિતરફ તે ઘણી ખુશીસાથે અમલમાં લાવેછે. અગ્નીરથ, જનરથ, કે હરકોઇ એવી ઝાહેર ગાડીમાં કદાચ કોઇસાથે લગાર ઓળખાણ થઇ હોય, તો તે પછીથી ચાલુ રાખવાને તમો કોઇરીતે બંધાયલા નથી.

હરકોઇ કાંઇ પુછે, તો તેનો ઉત્તર નર્માશથી આપવો, અને જો સામાં ધણીની વાત નાપસંદ પડતી, કે કંટાળાભરેલી લાગે, તો કોઇ બહાને ઉઠીને જગ્યા બદલવાસિવાય બીજો કશો ઇલાજ નથી. અગર કોઇ વગરઓળખાણની બાનુ તમારીસાથે વાત કરવાને ઇચ્છે, તો તરત તેણીનીસાથે વાત કરજો, પણ ગૃહસ્થતરીકે તમોએ પોતે કોઇ અજાણી બાનુસાથે વાત કરવાની પેહેલ કાહાડવી નહીં, કેમકે તેમ કરવાથી તમોએ અણઘટતી છુટ લીધેલી ગણાશે. આગગાડીમાં મુસાફરી કરતીવેળા એક બાનુ પારકાંઓસાથે વાત છેડી શકતી નથી, પણ જો કોઇ આબરૂ-ભરેલીરીતે વાત કરવા માંગે, તો અખાડા કરવાનેબદલે તેણીએ નર્માશથી તેના ઉત્તરો દેવા ઘટેછે.

આગગાડીમાં બિડી પીવાની મનાઇ હોયછે, અને બિડી પીનારાઓ-નેમાટે જુદી ગાડી[1] રાખવામાં આવેછે. એક ઇંગ્રેજી ગૃહસ્થ પોતાની ગાડીમાં જો કોઇ બાનુ હોયછે, તો કદીપણ બિડી પીવાનો અવિવેક કરતો નથી. જો તે ગાડીમાં સઘળા ગૃહસ્થોજ બેઠેલા હોયછે, તો સઘળાની રઝા પુછીને, તે બિડી પીએછે.

"સ્ટીમર" ઉપર જેટલો એક ગૃહસ્થનો કે બાનુનો વિવેક પ્રગટી નિકળેછે, તેટલો બીજે કેથે પણ જણાતો નથી, કારણકે દરિયાઇ સફર-વેળા એકનીએક ન્હાની જગ્યામાં અને લાંબો વખ્તસુધી સાથે વસ્વાની ઉતારૂઓને ફર્ઝ પડવાનેલીધે, તેઓ એકબીજાંના સમાગમમાં વધારે આવેછે, અને તેથી તેઓની વિવેકી ચાલ કે ખોડખાપણ તરત જણાઇ આવેછે.

"સ્ટીમર"માં મુસાફરી કરતીવેળા ખાનાંની "ટેબ્લ" ઉપર બેસ્વાની દોડાદોડ કરતા ના, કે ખાધરાનીપેઠે હબાવવા પડી જતા ના, જો તૂતકઉપરની સઘળી બેઠકો રોકાઇ ગયેલી હોય, અને કોઇ બાનુ બેઠક શોધતી હોય, તો તરત તમારી બેઠક લેવામાટે તેણીને અર્ઝ કરજો. અગર કોઇ વગરઓળખાણનો સાથીપ્રવાસી તમારીસાથે વાતચિત કરવા માંગતો હોય, એવું જો તમોને જણાય, તો ઉઠીને તેની સામા જઇ વાત કરજો. કેટલાક મુસાફરો એવો વિચાર ધરાવેછે, કે અજાણ્યાને એવીરીતે આવીને વાત છેડવાની કશી સત્તા નથી, અને એવા વિચારથી તેઓ વારંવાર સામાસાથે વાત કરવાના અખાડા કરેછે, પણ એવું વિચારના-

[1] Smoking-Carriage. "સ્મોકિંગ-કેરેજ."

રાઓ ઘણુંકરીને બીવકુફ, અને પોતાવિષે ખોટું અભિમાન ધરાવનારા હોયછે. મુસાફરીમાં એકબીજાસાથે માયાથી અને આગ્રહથી ભેળાવું, એ મુસાફરીની મુખ્ય મઝાહોમાંહેલી એકછે. બાનુઓનેવટીક એવી વખ્તે ઓળખાણ કરવાની છુટછે. બાનુઓને ગૃહસ્થોસાથે એવી વખ્તે મિત્રાઇ કરવાની કશી અગત્ય નથી, તેમ વળી વખ્ત ગાળવામાટે મુસાફરીનેલગતી જગ્યાઓ, ઇત્યાદિનું જ્ઞાન મેળવવાનેમાટે કોઇ લાયક અને અગત્યજોગા પ્રશ્નો પુછવાની પણ કશી અડચણ નથી, તથા તેમાં અવિવેકજેવું પણ કશું નથી. અગરજો તમારા હાથમાં એકાદ વર્તમાનપત્ર હોય, તો તે બાનુને વાંચવા લેવાની અર્જ કરજો. શું આગગાડીમાં કે શું "સ્ટીમર-" માં સાથે મુસાફરી કરનારાંઓએ એકબીજાંતરફ મિત્રાચારીભર્યાં થવું જોઇએછે. તેથી ઉલટી ચાલ ચલાવનારાંઓ યાતો બીવકુફ, નહીંતો અભિમાની અને એકલપેટાં હોયછે.

અગરજો કોઇને "સ્ટીમર" લાગતી હોય, તો તેને તેવિષે પ્રશ્નો કદીપણ પુછ્યા કરવા નહીં, કેમકે તેમ કરવાથી તેને તે દુઃખ પાછું યાદ આવેછે. જેને દરિયો લાગેછે, તેની અવસ્થા ઘણી દયા ઉપજાવાજોગ થઇ પડેછે, અને તેથી જે ખમવું પડેછે, તે ધ્યાનમાં લઇ ઘણાક પ્રવાસીઓ બનતાંસુધી દરિયાની મુસાફરી કરતાં નથી. એવીવેળા તેને દેલાસો દેવાના વિચારથી તેને પ્રશ્નો કરવા, કે "હવે તમારી તબિયત કેમછે?" "કેમ, હવે જરા ઠીક લાગેછે કે?" "હવે કાંઇ જરા ખવાશે પીવાશે?" ઇત્યાદિ પ્રશ્નો જોકે માયાથી અને સારી નિષ્ટાથી પુછવામાં આવેછે, તોયે તેઓ તે વખ્તે "દુઃખઉપર ડામ" જેવા થઇ પડેછે. એવીવેળા એવા પ્રવાસીને તેને માર્ગસર પડી રહેવા દેવું જોઇએછે. અગરજો તમોને પોતાને દરિયો લાગતો હોય, તો તેવિષે ઝાઝું બોલવું નહીં, અને ખાનાંની "ટેબ્લ-" ઉપર તો તેવિષે જરા પણ એશારો કરવો નહીં. તેમ કરવાથી ત્યાં તમારી દયા ખાનાર થોડાંજ નિકળશે, પણ તમોને ધિક્કારનારાંઓ વધારે નિકળી પડશે.

જે બાનુઓને સફરમાં દરિયો લાગેછે, તેઓની હાલત જોકે ખરેજ દયા કરવાજોગછે, તોયે એક ગૃહસ્થે એવીવેળા એક બાનુને મદદ કરવા દોડી જવાની ઝરૂર નથી, સિવાયકે તેણી તેની અતલગની સગી કે મિત્ર હોય, એ કામ ખરીરીતે જોતાં "સ્ટીમર"ને લગતી "સ્ટુવર્ડેસ"નું[૧] હોયછે,

૧ Steward. "સ્ટીમર" ઉપરનો સર્વ વહીવટ કરનારને "સ્ટુવર્ડ" કરી કહેવામાં આવેછે. ઉતારૂને જોઇતું કરતું અને બીજી દરેક સગવડમાટે તે જોખમદારછે. તેવીજરીતે બાનુઓની માવજતમાટે એક બાઇ વહીવટ કરનારી હોયછે, તેણીને Stewardess (સ્ટુવર્ડેસ) કરી કહેવામાં આવેછે.

અને તમારાકરતાં તેણી તે બાનુની સારવાર વધારે રીતસર અને સારી-
રીતે પોતાના અનુભવનેલીધે બજાવી શકેછે. બાનુઓની સફરવેળાની
બીમારીવેળા તેણીઓની સારવાર કરવાનું તેણીનું મુખ્ય કામછે. એક
બાનુને દરિયો લાગતો હોય. તો તેટલામાટે તેણીએ જરાજરામાં ઉસ્કેરાઇ
જવું, કે સામાને અપમાન કરવું જોઇતું નથી. જો દરિયો ન લાગતો
હોય, તો તેણીએ બીજાંઓને, તેમાં મુખ્યકરીને બાળકોને ગમત આપવાને
પોતાથી બનતી કોશેશ કરવાથી તેણી દરેક જણાનું દેલ છતી લઇ શકશે.

દરિયો લાગતો ન હોય, તોપે બાનુ ઉતારૂઓએ બનતાંતુલીક સવા-
રના આઠ વાગ્યાનીઆગમચ તુટકઉપર દેખાવ દેવો નહીં, કારણકે તેવેળા
ખલાસીઓ તુટકને ધોવા, વગેરેનાં કામઉપર પડેલા હોયછે, અને તેથી
બાનુઓનાં. ત્યાં આવવાથી તેઓની સગવડ સાચવવા જતાં ખલાસીઓ
તેમજ "સ્ટીમર" ના બીજા અમલદારોને ભારે અડચણ ખમવી પડેછે.

તુટકઉપર ફરતાં કોઇ પારકા અને નવીજ ઓળખાણ થયેલા
ગ્રહસ્થસાથે બગલમાં હાથ ઘાલીને ચાલવા એક બાનુએ સંભાળ લેવાની
ઘણી જરૂરછે, કેમકે તેમ કરવાથી તે પોતાને થયેલી ઓળખાણ ખુસ્કી-
ઉપર પણ લંબાવવાનો યત્ન કરશે, અને કદાચ તે તેણીને પસંદ આવશે
નહીં.

અગરજો તમારીસાથવાળો એકાદ ઉતારૂ ઇંગ્રેજ નહીં, પણ કોઇ
પારકા દેશનો રેહેવાસી હોય, અને જો તે તમારા દેશબાબે, ધર્મબાબે,
કિંવા એવીજ કોઇ તમારેલગતી બાબતઉપર ટીકા કર્યા કરે, તો એક
બાનુએ બનતાંતુલીક તેનીસાથે ફરીથી વાત કરવાના અખાડાજ કરવા,
અને તેને બીજા મર્દ ઉતારૂઓમાંજ રહેવા દેવો, પણ તે બાનુએ કદીપણ
પોતાનો મેઝાજ ખોવો નહીં, કે તેને દેખાઇતું અપમાન કરવું નહીં,
તેમ કરવાથી તેનાકરતાં તેણી પોતે વધારે અવિવેકી લેખાશે.

એક બાનુ ઉતારૂએ "કેપટન" ને વારંવાર સવાલો કર્યા કરવા નહીં,
જેવાકે "કાંઇ તુફાનજેવું તો નથી?" "સફર કયારે પુરી થશે?"
ઇત્યાદિ સવાલો તેને કર્યા કરવાથી તેને પોતાની ફર્ઝોમાં ખલલ થાયછે,
તો જોકે એક બાનુતરફની સભ્યતાનેખાતર તે સવાલોના જવાબો તો
આપેછે, પણ મનમાં વિચારેછે, કે તે એક બડી પીડાછે!

સફરનીવેળાએ સફરને અને ૠતુનેઅરનો પુશાક પેહેરવો ઠીક થઇ પડેછે. ઘણો ઉંચો પુશાક પેહેરીને જમવાની "ટેબ્લ" ઉપર આવવાની જોકે કાંઇ અગત્ય નથી, તેમ વળી છેક છીકરાં પીકરાંજેવો પણ પેહેરીને અવાતું નથી, અને તેમાં મુખ્યકરીને ગૃહસ્થોને તો કાળો ડગલો પેહેરવાની ફર્ઝજ પડેછે, એકાદ બે દિવસોની સફરમાં પુશાકનેલગતો એવો તાઝીમ-તવાઝુ રાખવાની ઝરૂર રહેતી નથી.

જે બાનુઓ અવારનવાર દરિયાની સફરે જાયછે, તેઓ પોતાના ઉતારેલા પણ સાદા પુશાકો એવીવેળા માટે સાચવી રાખેછે, કે જે સફર ખલાસ થતાં "સ્ટુવર્ડેસ" ને બખ્શેશ આપી દેવામાં આવેછે, કે જેથી તેઓને પાછા "પૅક" કરવાની, કે ધુરજામાંથી પસાર કરવાની કડાકુટ મટી જાયછે.

એક બાનુ ઉતારૂએ અગત્ય હોય નહીં, ત્યાંસુધી વારંવાર ઘંટ વગાડીને "સ્ટુવર્ડેસ" ને બોલાવ્યા કરવી ન જોઇએ. તેણી પણ આદ-મજાતછે, અને આખા દિવસના ચોવીસેચોવીસ કલાકો તેણીનીપાસે ધધ્ધાવહીતું કરાવવું, એ એક બાનુને શોભાભર્યું કે વિવેકી ગણાતું નથી. તેમ કરવું, એ છાલકાંપણાની નેશાનીછે.

અગરજો હરકોઇ રમતગમત "સ્ટીમર" ઉપર ઉભી કરવામાં આવે, તો તેમાં બાનુઓએ તથા ગૃહસ્થોએ વગરમરડાટ કરવે ભાગ લેવો જોઇએછે.

"સ્ટીમર" ઉપર લપસી જવાનો કે ડોળા ખાઇને પડી જવાનો બનાવ ઘણો સાધારણછે, માટે ચાલતાંહાલતાં જો કોઇ પડી જાય, તો કદીપણ હસ્વા પડી જવું નહીં, એ ટેવ ઘણી નઠારીછે. પડી જવું, કે લપસી જવું, એ કાંઇજ નહીં, પણ એક અકસ્માતછે, અને અકસ્માતતરફ હસ્વું, એ બીવકુફાઇછે. અગરજો કોઇ પડી જાય, તો તરત તેની મદદે દોડી જવું જોઇએછે, અને તેને કાંઇ ઇઝા થઇછે કે નહીં, તેવિષે તેને પુછવું જોઇએછે.

એક ગાડીમાં મુસાફરી કરતીવેળા તમારીજ માત્ર સગવડનેખાતર એક બારી ઉઘાડી રાખવાની તમોને કશી સત્તા નથી, કે જેથી બીજાઓની તનદરોસ્તીને નુકશાન થાય, અથવા બીજાઓને કંટાળો ઉપજે. હમેશાં જે ધણી બારીનીપાસેજ પણ "ઍનજીન" ની બાજુતરફ મ્હોં કરીને બેઠા હોયછે, તેની મર્ઝીપ્રમાણે બારી ઉઘાડબંધ કરવામાં આવેછે, તોયે તેટલા-માટે બીજાંની સગવડઆગે, તેમાં મુખ્યકરીને બાનુઓની સગવડમાટે તેને બીદરકાર રહેવું જોઇતું નથી. યાદ રાખવું, કે મુસાફરીમાં ઘણીક અડ-

ચણો હંમેશાં નડેછે, અને તેટલામાટે દરેક ઉતારૂએ પોતાની અડચણો અનેએમ ઓછી કરવાની પોતેજ મેહેનત કરવી, અને તેમ કરતાં જે ખમવું પડે, તે ખુશીથી ખમવું. કેહેછે, કે જો સુખમાં જરાપણ દુઃખ કે અગવડનો અંશ હોયછે, તો તે સુખની મઝાહ વધારે લાગેછે. દાખલાતરીકે સરખેસરખા મિત્રો મુસાફરીએ ઉતરી પડ્યા હોય, અને જો સાથે બાવરચી ન હોય, તો તેથી જે જેવુંતેવું પોતે પોતાને હાથે રાંધીને ખાયછે, અને તેમ કરતાં જે વિપત્તિ તેઓ ભોગવેછે, તેમાં જેટલી મઝાહછે, તેટલી સાથે બાવરચી લઇને તેનીપાસે પકાવીને ખાવામાં નથી. વળી આ પણ યાદ રાખવું, કે આપણી આ જેંદગી પોતેજ એક મુસાફરીજેવીછે, અને તેમાં આપણે પોને પણ સઘળા સાથી મુસાફરોજેવા છૈયે.

અગરજો કોઇ મિત્રસાથે જતાં તે તમારૂં ગાડીભાડું આપવાને માંગણી કરે, તો તેમ તેને કરવા દેજો, અને કદીપણ તમારૂં તથા તેનું ભાડું આપવાને ખોંહોંસ કરતા ના.

હરકોઇ ઝાહેર ગાડીમાં કે આગગાડીમાં, જોઇએ તેકરતાં વધુ જગ્યા રોકીને બેસવું ન જોઇએ. તેમજ સામેની બેઠકઉપર તમારીજ કોઇ વસ્તુ, કે એકાદ પોટલું મુકીને તે રોકવી ન જોઇએ, એમ કરવું એ એકલપેટાની નેશાનીછે. ઘણુંકરીને બાનુઓ એમ વારંવાર કરેછે. વળી લાંબા પગ કરીને એવીરીતે ન બેસવું, કે જેથી બીજા ઉતારૂઓને જવાઆવવાને અડચણ થાય. સામી બેઠકઉપર પગ મુકીને કદીપણ બેસવું નહીં, એમ કરવું એ અતિ ઘણું અવિવેકીછે.

પ્રવાસીઓને જુદાજુદા દેશોમાં જુદાજુદા ધર્મવાળાઓનાં મકાનોની ભેટ ઘણુંકરીને થાયછે, માટે ખુબ યાદ રાખવું, કે હરકોઇ ધર્મનાં મકાનપાસેથી પસાર થતીવેળા, જો ત્યાં ભણતર ચાલતું હોય, તો કદીપણ ગડબડ કરવી નહીં. બંદગી કરનારાંઓને હંમેશાં માન આપવું. એક ખરો ગૃહસ્થ દરેક ધર્મતરફ માનની નઝરથી જોયછે. તેમજ જો કોઇ મરનારની પાયદસ્તે લોકો જતું હોય, તો એક બાજુએ ઉભા રહી, પ્રથમ લાસની સાથવાળાઓને જવાનો રસ્તો આપવો જોઇએછે, તેમજ બીજી દરેકરીતે તે મરનારતરફ માન દેખાડવું જોઇએછે. એવી વખ્તે મોટેથી હસવું કે ગડબડ કરવી, એ બિલકુલ નીચ માણસનું કામછે.



## પ્રકરણ ૧૬.

# સંભાષણ યાને વાતચિત.

## CONVERSATION.

( કૉનવરસૅશન. )

વાતચિત કરવાની મતલબ પોતાને ખુશી કરવાની, અને જ્ઞાનમાં વધારો કરી પોતાને સુધારવાનીછે. આપણા વિચારો તરતાતરત, સારી અને સમજ પડે એવીરીતે ઝાહેર કરવા, તેને "વાતચિત કરવી" કેહેછે.

મંડળીમાં વાતચિત કરવાથી આપણે પોતે ખુશી થઇએ છૈયે, તથા સામાંને ખુશી કર્યે છૈયે, એટલામાટે પોતાની પદવીનું અભિમાન મનમાં રાખી સામાંતરફ થંડા રહેવું, એ હસી કાહાડવાજોગજ માત્ર નહીં, પણ ધિક્કારવાજોગ વર્ત્તણૂકછે. એવી વર્ત્તણૂક ઘણુંકરીને છાલકાં ભેજાંના પુરૂષો ચલાવેછે. વધારે ડાહ્યા, વિવેકી, અને આબરૂદાર પુરૂષો એવી વર્ત્તણૂક ખરેખર ધિક્કારીને સઘળાંઓસાથે વાતચિત કરી પોતે ખુશી થાયછે, તથા બીજાંઓને પણ કરેછે.

જેઓને ઘણું બોલીને પોતાની હુશિયારી દેખાડવાની ટેવ હોય, તેઓએ તો ખાનગી કે ઝાહેર મંડળીઓમાં ચુપજ રહેવા શિખવું જોઇએછે, કારણકે તેમાંજ તેઓની શોભાછે. અલબતાં, એમ કેહેવાની મતલબ કાંઇ એવી નથી, કે તેથી દરેક જણે સુસ્ત, અજ્ઞાન, બળિએલ, અને તોછડા થવું ; કોઇસાથે વાતચિત કરવી નહીં ; અને ડોળા ફાડીને સામાં બોલનારતરફ તગરતગર વગર ઉત્તર આપવે જોયા કરવું. તેથી-ઉલટું જોકે ચુપ બેસવું, તોયે સામાં ધણીને વાતચિતમાં ઉત્તરો દેવા, તેની વાતચિતથી તમોને ખુશી ઉપજતી હોયએવો થંડો, હસમુખો, અને એન્તેઝારીભર્યો ચેહેરો રાખવો, અને તે જે બોલે તે નર્માશભરેલીરીતે

પનું કામ ગણાયછે. એકવાર એક રમુજી ટાહુકો પુર્યાપછી તેને તે ફરી-ફરીથી બોલ્યા કરવો જોઇએ નહીં. ભાંડ વાકયો મ્હોંડે ચઢાવીને પછી તે બોલ્યા કરવા, એ ઘણાજ અવિવેકી, હલકા, અને નીચ બુનિયાદના ધણીનું કામછે. વાતચિતમાં જે જંગલીપણું અને અવિવેકપણું વાપરવામાં આવેછે, તે ઘણુંકરીને અભિમાની, આળસાઇ, બીવકુફાઇ, અદેખાઇ, બીદરકારી, અને અજ્ઞાનપણાનેલીધે હોયછે.

મોટેમોટે વાતચિત કરનાર આખી મંડળીને પોતાના મોટા સાદે કરીને ચુપ કરી નાખેછે. એવા માણસો ઘણુંકરીને સઘળી બાબતોઉપર વાદવિવાદ કરવાને તત્પર રહેછે; કોઇ એક બોલ બોલે, કે તે લાગલો ચાર બોલો બોલી ઉભો રહેછે; મોટામોટા પણ ખોટા દાખલાઓ ટાંકવા મંડી જાયછે; કોઇને પુરૂં બોલવા દેતો નથી; અને જરાજરામાં "જરા મારૂં સાંભળશો?" "જરા સાંભળો તો ખરા," "બીઅદબી માફછે પણ . . . . . . . .," "મેહરબાની થશે જો જરા મારૂં સાંભળશો તો," ઇત્યાદિ ખુલાસથી સામાને બોલતો અટકાવેછે, અને તેને બોલવા દેતોજ નથી, પણ પોતેજ બોલ્યા કરેછે. એવા માણસોને છાકકા તથા હુલ્લડતરીકે ગણવામાં આવેછે. મી૦ આન્ડરે નામનો એક અચ્છો "ફ્રેન્ચ" લખનાર જણાવેછે, કે "**કોઇપણ અકલમંદ આદમી ઘણું બોલનારૂં હોતું નથી.**"

વળી કેટલાંક જણાંઓને પોતાનેલગતીજ બાબતોવિષે પિંજણ પિંજ્યા કરવાની ટેવ હોયછે. તેઓ પોતાના જાનવરો, ઘોડા; ઝમીન, મિલકત, ધંધો, ચોપડી, ચિત્રો, રૂપાંકામ, ઝવેરકામ, ઉંચા પુશાક, ઇત્યાદિ બાબતોવિષે એટલુંતો ટાહેલું કર્યા કરેછે, કે સામાને તેથી કંટાળો ઉપજેછે. તે એમ સમજેછે, કે જે કાંઇ તેનુંછે, તે સાંભળવાથી સામાને ઘણી ગમત ઉપજતી હશે, અને સામા ધણીને સભ્યતાનેખાતર ખરેખર તેનું પિંજણ મુગે મ્હોંડે સાંભળવાની ફર્જ પડેછે, અથવા તે મનમાં એમ ધારેછે, કે તમો બિલકુલ જુઠું બોલોછો. એવી ચાલવાળી બાનુઓ ઘણુંકરીને પોતાનાં બાળકોની તારીફ કરવાની ઘણી શોખીન હોયછે. જોકે એમ કરવામાં તેણીઓની એક જાતની માત્ર નબળાઇસિવાય તેમાં ખોટું કશું નથી, તોપે સામાંને તેથી કંટાળો ઉપજશે, તે વાત તેણીઓએ ધ્યાનમાં રાખવાની ઘણી અગત્યછે, કેમકે તેણીનાં ગુલાબી ગાલનાં નિર્દોષ બાળકો તેણીને અલબતાં ઘણાં વાહાલાં લાગતાં હશે, પણ તેમ સામેવાળાંને મનથી તેઓ કદાચ પીડાજેવાં હશે, માટે પોતાનાં બાળકોવિષે મંડળીમાં કદીપણ વાત

ન કરવાની સાવચેતી રાખવી, અને જો તેઓવિષે કોઇ ખબરઅંતર પુછે, તોજ તેનો ઉત્તર ટુંકાંમાં દેવો જોઇએ. એવીજરીતે પોતાનાં કોઇ નજદીકનાં સગાંઓની વખાણ કરવાથી પણ દુર રહેવું.

ગાફેલ અથવા મનની ગેરહાઝરીવાળાં માણસો મંડળીમાં અસભ્યતાવાળાં ગણાયછે, પણ જાણીજોઇને તેવું ડોળ ઘાલનારાંઓ તો હલકાં, બીઅદબ, અને નીચ ગણાયછે. વળી પોતાનાંજ દુઃખો, દર્દો, અને માંદગીવિષે બળાપે કર્યાથી પણ સામાંને કંટાળો ઉપજેછે. એવી બાબતોવિષે તબીબોઆગળજ બોલવું ઠીક પડેછે, કેમકે તેઓને તે સાંભળવામાટે "ફી" આપવામાં આવેછે.

વળી કેટલાકોને એકની એક બાબતઉપરજ વાતચિત કર્યાં કરવાની ટેવ પડી ગઇ હોયછે. સામો ધણી સાજો હોય કે માંદો, ખુશી હોય કે દેલગીર, તોયે તેઓ તો પોતાની એકની એક બાબતવિષે બોલ્યાજ જાયછે. એવા ધણીઓ ઘણુંકરીને અવિચારી હોયછે. કેવી વાત કેવે ટાંકણે કરવી, અને કોણઆગળ કરવી, તેવિષે વાતચિત કરવાઆગમચ વિચાર કરવો જોઇએછે. આંધળાઆગળ કોઇ જગ્યાની કે ચિત્રની તારીફ કરવી, કે કોઇ ધણી શોગમાં હોય, તેનીઆગળ કોઇ આવતી નાચની મજલેસવિષે ખુશહાલી ઝાહેર કરવી, એ ઘણુંકરીને અવિચારી ધણીઓનું કામછે. કેટલાક સાફ દેલના અને ભોળા ગૃહસ્થો બીજા ગૃહસ્થઆગળ એક વાત કીધેલી ભૂલી જાયછે, અને તેનીજઆગળ તેની તેજ વાત જરાપણ ફેરફારવગર ઘણીવેળા કર્યાં કરેછે. જોકે તેમાં તેઓ કોઇરીતે અવિવેકપણું બતલાવતા નથી, કેમકે વાંક માત્ર તેઓની ઓછી યાદદાસ્તશક્તિનોછે. કેટલાકો શું બોલવા માગેછે, તેનો આગમચથી વિચાર કર્યાવિના બોલવા માંડેછે, અને તેથી તેઓ ભેજાંવગરના યાને બીવકુફોમાં ખપેછે. લા બ્રુયૅર નામનો "ફ્રેન્ચ" લખનાર જણાવેછે, કે **"વાતચિતમાં પોતાની અકલહુશિયારી દેખાડવાનાંકરતાં સામા ધણીપાસે વાત કરાવી, તેની અકલહુશિયારી સાંભળવામાં વધારે ખુબીછે."** ઘણાંક જણાં વાતચિતમાં ખિલી નિકળવાની ઘણી આર્ઝુ રાખેછે, પણ એક પુરૂષ, કે જેના વિચારો માત્ર બીવકુફાઇભરેલી મગરૂરી અને નીચ એકલપેટામાંજ રમી રહેલા હોય; જેને વિવેકાનો કે આ ઝેંદગીનો કશો વિચારજ ન હોય; અને જેને પોતાના વખ્તમાં દેલગીરીનાં અને શર્મનાં, મોટાઇનાં અને કીર્ત્તિનાં કામો, કે જેથી આ દુનિયાની તવારીખના સફાઓ ભરાયલાછે,

તે જોયાં નહીં હોય, તેવો એક પુરૂષ વિવેકી અને કેળવાયલા પુરૂષોની મંડળીમાં કેમ કરી ખિળી નિકળે? સાધારણ વાતચિતમાં ખિળી નિકળવામાટે એક માણસને ઝેંદગીની ફીલસુફી, દુનિયાદારીની માહિતિ, સાધારણ અને કુદરતી તવારીખનું મધ્યમ જ્ઞાન, અને વિદ્યાહુન્નરનો સ્હેજ ખ્યાલ હોવો ઝરૂરનોછે; તે એક કવિ કે એક ચિતારો ન હોય, તો શું થયું, તોપે તેને કવિતા વાંચેલી અને સારાંનરસાં ચિત્રો પારખવાની આવડ હોવી જોઇએછે. ઉપર જણાવેલા ગુણોવિનાના એક પુરૂષે મંડળીમાં ખિળી નિકળવાની આશા રાખવી ફોકટછે, અને એવા પુરૂષે બેહતર કે ધ્યાનથી પણ ખુશ મેઝાજથી સામાંની વાતચિત સાંભળી સંતોષ પકડવો જોઇએછે. વાતચિત કરવામાટે સાધારણ બાબતોનો કશો તોટો નથી, પણ તે સઘળીને પસંદ પડે, અને દેલખુશ થાય એવીરીતે બોલવી જોઇએછે. વાતચિતમાં ફતેહમંદ થવા માગતા હોવ, તો ઉમંગ, હસમુખો સ્વભાવ, પોતે ખુશી થવાની અને બીજાંને ખુશી કરવાની ખરી ઇચ્છા, ઇત્યાદિ ગુણો સાથે લઇને મંડળીમાં જવું, કે જેઉપર અમલ કર્યાથી મંડળીમાં તમો પોતાવિષે તમારીપછી કદાચ ઘણો ઉમદા નહીં, તોપણ સારો વિચાર મુકી આવશો. હસમુખા સ્વભાવનો અર્થ હીહીહાહા અને બુમબરાડાનો સમજવો નહીં, પણ થંડો અને રમુજી સ્વભાવ, કે જેથી સામા ધણીઓ ખુશી થાય, અને રમુજ મેળવે, તથા તમારેવિષે હલકો વિચાર ન ધરાવે. તેમ વળી એકદમ સુસ્ત સ્વભાવના પણ થવું જોઇએ નહીં.

વાતચિત કરતાં સામા ધણીની વાત ખોટીછે, કે તે જે કેહેછે તેથીઉલટુંછે, ઇત્યાદિ વિરૂદ્ધ વિચારો તેનાં મ્હોંડાઉપર જણાવવા નહીં. કદાચ તેને કોઇથી સાંભળેલી વાત કહી હોય, યા કદાચ તે ઠગાયો યા ભૂલ્યો હોય, માટે જો તે ચુકે, તો તેનીપાસે માફ માગી, તમો જે જાણુતા હોવ, તે નર્માશથી અને જાણે તેનું કેહેલું તોડી પાડવા નહીં, પણ તમો જે જાણોછો તે કેહેતા હોવએવી સભ્યતાભરેલીરીતે થંડે સ્વભાવે, અને ધીમે સાદે કેહેવું, કેમકે મ્હોંડાંઉપર સામા ધણીને ઝટ ખોટો પાડવાથી, અથવા આકળે સ્વભાવે તેની ભૂલ ભાંજવાથી તેને મોટું અપમાન થાયછે, અને મંડળીના ડાહ્યા પુરૂષોની નજરમાં તમો પોતે હલકા દિસોછો. પ્યારની, લડાઇની, વિદ્યાહુન્નરની, રાજદુઆરી, કે બીજી હરકોઇ બાબતઉપર વાતચિત કરતાં જો સામા ગૃહસ્થ કે બાનુ "પાટીયાં ગોઠવવા" માંડે, તો તેને તોડી પાડવાનેબદલે તે વાત એકદમ બંધ પાડવી વધારે સારૂંછે, તેમાં તમોને તથા સામાને બંધેને લાભછે.

એક ગૃહસ્થ જે પોતાના મિત્રોનાં મંડળમાં હોલીઓ હોય, તેને પોતાનું તે હોલીઆપણું ઝાહેર મજ્લેસમાં, કે દરેકોઇ બીજી મંડળીમાં ચલાવવું નહીં. એમ કરવું એ અતિઘણા હલકા પુરૂષનું કામછે. મંડળીની મુખ્ય નેમ વાતચિત કરીને પોતાનામાં સુધારો કરવાની, અને ગમત મેળવવાનીછે, માટે ત્યાં જેમ હોલીઆપણું વાંધાભરેલુંછે, તેમજ ઘણી દિક્ત અને ભારી બાબતોઉપર સંભાષણ કરવું, એ પણ તેટલુંજ વાંધાભર્યુંછે. વાતચિત સાધારણ બાબતોઉપર ચલાવ્યાથી દરેક જણને તેમાં ભાગ લેવાને બની આવેછે.

લૉર્ડ ચેસ્ટરફીલડે પોતાના બેટાને શિખામણ દેતાં જણાવ્યુંછે, કે **"ગમેતો વારંવાર બોલજે, પણ તે દરેકવેળા લાંબો વખત બોલતો ના; એમ કરવાથી જો તું સાંભળનારાંઓને કદાચ ખુશી ન કરશે તો ફેકર નહીં, પણ તેઓને નાખુશ તો તું નહીંજ કરશે."** પોતાની વાતચિત સામાંને પસંદ પડતી થઇ પડેછે કે નહીં, તે એક ચંચળ પુરૂષ તરત પારખી શકેછે. એક લખનાર કહી ગયોછે, કે **"જેઓ થોડું જાણેછે તેઓ ઘણું બોલેછે, અને જેઓ ઘણું જાણેછે તેઓ થોડું બોલેછે."**

મંડળીમાં ગંભીરપણે વાતચિત ચાલતી હોય, અને ઘણાંકોનું ધ્યાન તેમાં લાગેલું હોય, તેવીવેળા વચ્ચે કાંઇ રમુજી ટાહુકો પુરી તેમાં ખલલ કરવી નહીં, એમ કરવાથી તમો સાંભળનારાંઓની ઇતરાજીમાં આવી પડશો, અને વળી અવિવેકી ઠરશો. તેમ વળી જ્યાં ખરેખરી કોઇની વખાણ કરવી પડે, ત્યાં બીજાઓનીસાથે ભાગ લેવામાં પણ પછાત પડવું ન જોઇએ. વાતચિતનાં વિવેકને ઉત્તેજન આપવાથી એ ફાયદો થાયછે, કે મંડળીઓ હંમેશાં વિવેકી, સમજુ, અને આબરૂદાર ગૃહસ્થોની બનેલી રહેછે, અને ખોડિયાખાપણિયાઓ પોતાની ગમેએટલી ચાપલુસીછતાં, અને દોલતમંદો પોતાની દોલતનાં ગમેએટલા ચળકાટછતાં સારી મંડળીઓમાં ઉભાતા દુર થાયછે, અને તેથી ધીમેધીમે મંડળીઓની સ્થિતિ સુધરતી જાયછે.

તમારે ત્યાં નોતરેલી મજ્લેસનેલગતી, કે તમો કોઇને ત્યાંની મજ્લેસમાં જઇ આવ્યા હોય ત્યાંની કાંઇપણ વાત બીજીવેળા બહાર બીજે કેથે કરવી નહીં. એમ કર્યાથી તમો વિશ્વાસઘાતનાં વાંકમાં આવોછો.

મંડળીમાં સઘળા પ્રકારના ધંધાદારીઓ ભેગા મળેછે. તેઓ કામની જુસરીમાંથી છુટીને મનને આસાયશ આપવાના વિચારથી ત્યાં મળેછે.

તેટલામાટે મંડળીમાં એક ધંધાદારીઆગળ તેનાજ ધંધાનેલગતી વાત કરવી ન જોઇએ. એક અધિપતિસાથે રાજદ્દુઆરી, એક તબીબસાથે તાવની, અને એક વેપારીસાથે વેપારનેલગતી વાતો કરવી ન જોઇએ. જોકે ઘણાંકો સામા ધણીને ખુશી રાખવાની મતલબથીજ તેના ધંધાનેલગતી વાત છેડેછે, પણ તેઉપરથી ખુલ્લું જણાઇ આવેછે, કે તેઓ દુનિયાના રાહઘાતથી અજ્ઞાનછે. જોકે દરેક જણને પોતાનેલગતી વાતચિત વધારે પસંદ આવેછે, માટે પોતપોતાવચ્ચે વાતચિત કરતાં એક માતાસાથે તેણીનાં બાળકવિષે, એક બાનુસાથે તેણી જે છેલ્લી મજ્લેસમાં જઇ આવી હોય તેવિષે, એક લખનારસાથે તેની બહાર પડેલી ચોપડીવિષે, એક ચિતારાસાથે તેના નવાં ચિત્રવિષે, ઇત્યાદિ વાત છેડી મુગા રહેવું, અને પછી તેઓને બોલવા દેવું; એમ કરવાથી તમો તેઓને માત્ર ઘણાં મનગમતાજ થઇ ન પડશો, પણ વળી તેઓને મનથી ઘણા ડાહ્યા, મળતાવડા, અને દુનિયાદારીથી વાકેફગાર ગણાશો.

અજ્ઞાન અને હલકાં લોકોની હઝુરમાં પોતાનું જ્ઞાન અને હુશિયારી દેખાડવાના એક ગૃહસ્થ હમેશાં અખાડા કરેછે, કેમકે એવાં લોકો ઘણુંકરીને તે સમજવાને કે તેની કીમત બુજવાને અશક્ત હોયછે.

"ગ્રેટ બ્રિટન" માં સામા ધણીસાથે વાતચિત કરતાં તેનું નામ વારંવાર માંહે બોલવું ઘણું અવિવેકી ગણાયછે, પણ એજ વિવેક બીજે ઠેકાણે નથી.

એક ભેળાયલી મંડળીમાં તમારા કોઇ મિત્રસાથે કોઇ એવી બાબતઉપર વાતચિત ન કરવી, કે જે બીજાઓ સમજતા ન હોય, જો તેમ વાતચિત કરવી પડે, તો તે બાબત શુંછે, તેનો સઘળો ખુલાસો બીજાંઓ આગળ પ્રથમથી કરવો જોઇએ, અને યાદ રાખવું કે તે બાબત તેઓ સઘળાને એકસરખીરીતે દેલપસંદ થઇ પડેએવી હોવી જોઇએ.

અગરજો તમોને કોઇ બાબતની પુછપરછ કરવી હોય, તો તેનેમાટે સામાને કાંઇ પ્રશ્ન પુછવો નહીં, પણ તેવિષે વાત છેડવી, અને સામાને પોતાને ઠીક લાગેએટલો ખુલાસો કરવા દેવો. કોઇ બાનુને કોઇપણ બાબતેવિષે કદીપણ પ્રશ્ન પુછવો નહીં.

સારી મંડળીમાં કદીપણ નીચ પ્રકારની ભાષા બોલવી નહીં. હલકે ઠેકાણે બોલાતી એવી નીચ ભાષા એક સારી મંડળીમાં બોલવાથી તે મંડળીને અપમાન કર્યાબરાબર ગણાયછે.

ઇંગ્રેજી ભાષામાં વાતચિત કરતાં તેમાં "ફ્રેન્ચ" ભાષાના શબ્દો

વાપરવા, એ ઇંગ્રેજ લોકોમાં એક અવિવેક ગણાયછે. એક માણસ જેવો એક મંડળીમાં વાત કરવાને પોતાનું મ્હોં ઉંઘાડેછે, કે તરત જણાઇ જાયછે, કે તે હલકી બુનિયાદનો છે કે ઉંચી બુનિયાદનો, તે અવિવેકી છે કે વિવેકી. અગરજો તે ગૃહસ્થ હોયછે, તો તે ત્યાં એવી કોઇ બાબત-ઉપર કદીપણ વાત છેડતો નથી, કે જે બીજાંઓને નાપસંદ હોય. દરેક જણને એક મંડળીમાં મળતાવડા તથા ખુશી થવાને નોત્યાંમાં આવ્યાછે, તે તેને ભૂલી જવું જોઇતું નથી. એક માણસ કે જેને દુનિયાદારીનો અનુભવ હોયછે, તે એક મંડળીમાં કદીપણ શર્માતો નથી; તથા એક માણસ કે જે પોતામાં કેટલું ભંડોલછે તે જાણેછે, તે કદીપણ બીઅદબ થતો નથી.

જે કાંઇપણ બોલવું તે સાચુંજ બોલવું. અગરજો તમારામાં એક સારો ગુણ હોય, અને તે તમો સામાં માણસમાં ન જુઓ, તો તેમાટે તેને કદીપણ અપમાન કરતા ના, કેમકે જો કદાચ તમારામાં એક સારો ગુણ હશે, તો તેનામાં કાંઇ બીજાજ સારા ગુણો હશે.

તમો કોઇ વાતમાં તમારા મિત્રોની વખાણ કરો, તો વાઝબીછે, પણ પોતાને મ્હોંડે પોતાનીજ વખાણ કરવી ન જોઇએ, તે કામ તમારા મિત્રોનું કે સામા ધણીનુંછે.

અગરજો તમો તમારેથી હલકી પદવીનાંને ઘણું કોહું આપશો, તો તેઓ તમારીસાથે ઘણી છુટ લેવાને ચુકશે નહીં. તેઓસાથે ઠઠ્ઠામશ્કેરીનો વેહેવાર રાખશો, તો આખરે તેઓ તમારી તથા તેઓનીવચ્ચેનો અંતર ભૂલી જઇને તમારી ઠઠ્ઠામશ્કેરી કરવા માંડશે. યાદ રાખજો, કે ઘણી ઠઠ્ઠામશ્કેરીનું પરિણામ ઘણું માઠું નિપજેછે.

અગરજો કોઇ તમારીપાસે કાંઇ કામમાટે ઉપકાર માંગે, અને તે જો તમારેથી બની શકે, તો તે કામ ઝરૂર બજાવી આપજો. અગરજો તે બજાવવાને તમો અશક્ત હોવ, તો તે એવીરીતે ના પાડજો, કે એકજ-વાર બોલવાથી સામાં ધણીની ખાતરી થઇ જાય, કે ખરેખર તે તમા-રેથી બની શકતું ન હશે.

અગરજો વાતચિતમાં કોઇ ખેતાબવાળા ગૃહસ્થની ઓળખાણ બીજાં-સાથે કરાવવી પડે, તો માત્ર એકજવેળા તેનું નામ ખેતાબસાથે બોલવું. વારંવાર તેમ બોલ્યાથી એવું જણાયછે, કે તમો પોતે ખેતાબ ન ધરા-વતા હોવાથી તેનું નામ વારંવાર ખેતાબસાથે બોલીને તમો પોતે પોતાને મંડળીમાં ઉંચી પદવીના દેખાડવા માંગોછો. એવીરીતે વારંવાર ખેતાબ

બોલવો માત્ર નોકરોનેજ છાજેછે. તોયેપણ તે ગૃહસ્થની ઉંચી પદવી તમો સમજોછો, એમ સભ્યતાખાતર જણાવવામાટે જો અવારનવાર કોઇકવેળા તેનો ખેતાબ બોલો, તો તેમાં કશું ખોટું નથી, પણ તે વાતચિતનેદરમિયાનજ બોલવો ઘટેછે. એક ઉમરાવનીસાથે એક ગૃહસ્થનીપેઠેજ વાત કરવી જોઇએછે. આપણા પાટવીકુંવર "પ્રિન્સ આવ વેલ્સ"[1] સાથે વાતચિત કરતાં માત્ર "સાહેબ" કરી બોલવામાં આવેછે, અને મહારાણીજીસાથે વાતચિત કરતાં "બાઇ" કરી બોલવામાં આવેછે. બીજા ખેતાબો, જેવાકે "જનરલ,"[2] "ડૉક્ટર,"[3] ઇત્યાદિ પુરૂષોસાથે વાત કરતાં તેઓનાં કુટુંબનું નામ તેઓનાં હોદ્દાસાથે બોલવામાં આવેછે, જેમકે "આ બાબતવિષે તમારો શો અભિપ્રાયછે, **જનરલ મૅકડૉનાલ્ડ?**" અને નહીંકે "આ બાબતવિષે તમારો શો અભિપ્રાયછે, **જનરલ?**" તેમજ "હું આશા રાખુંછું, કે તમો સારીપેઠે હશો, **ડૉક્ટર બ્રાઉન?**" અને નહીંકે "હું આશા રાખુંછું, કે તમો સારીપેઠે હશો, **ડૉક્ટર?**" ખુદ તેનું નામ એવીરીતે ન બોલવાનો હક તેના અતલગના મિત્રોનોજછે, જેઓ પોતાવચ્ચેની મિત્રાઇનેલીધે તે ન બોલે, તો ચાલે.

અગરજો મંડળીમાં વાહાલા થવા માંગતા હોવ, તો જે બાબત સામા ધણીને પસંદ પડે, તે બાબતઉપર ઝાઝું સંભાષણ કરવું, અને પોતાને ગમતી બાબતઉપર વાતચિત કરવાના બનતાંસુધી અખાડા કરવા.

વાતચિતમાં ઠપકો આપવો, એ પારાની કે અફીણની દવા આપવાબરાબરછે. અગરજો તે વખ્તસર અને જોઇતા પ્રમાણમાં ન આપશો, તો તેથી તમોને તથા સામા ધણીને બંઘેને ગુણનેબદલે અવગુણ થશે.

કોઇપણ ગૃહસ્થનાં ખાનદાન, ધંધા, કે હરકોઇ ગુણદોષઉપર ટીકા કરવી, એનાંકરતાં અવિવેકી બીજું થોડુંજ હશે. અગરજો એક મંડળીમાં તમારા કોઇ ગેરહાઝર મિત્રવિષે માઠું બોલાતું હોય, તો તેનીતરફથી લડવા ઉતરી પડવાની તમોને અગત્ય નથી. તે "સારૂં માણસછે" એમ સ્હેજ એશારો કરવો, એટલે બસ. એટલા એશારાપછી, જો સામા ધણીઓ ગૃહસ્થો હશે, તો વધારે બોલતા બંધ પડશે. ખરેખરીરીતે જોતાં એક

---

[1] Prince of Wales. "ઇંગ્લાંડ"નાં વડા રાજ્યકુંવરને એ ખેતાબથી હંમેશાં ઓળખવામાં આવેછે.

[2] General. લશ્કરનો વડો અમલદાર. સેનાપતિ.

[3] Doctor. વઇદ, અથવા હરકોઇ વિદ્વાન.

ગેરહાજર ગૃહસ્થનીપછવાડે માઠું બોલવું, એ એક ખરા ગૃહસ્થની ટેવજ નથી. માટે જો કદાચએવા ગૃહસ્થોની મંડળીમાંથી દુર થાઓ, તો તેથી તમો તમારા પોતાના હકમાં ગુણ કરશો. નિંદા કે નાલેશી કરવી, કે કોઇનીપછવાડે ખોટું બોલવું, એનાંજેવું અવિવેકી અને પાપી કામ બીજું કાંઇજ ન હશે.

ખોટીખોટી અટકળો કરવી, એ બીવકુફ માણસનું કામછે. એક ડાહ્યું માણસ કદીપણ એવી અટકળો કરતું નથી, કેમકે તે સારીપેઠે જાણેછે, કે આ દુનિયામાં કોઇ ચીજનો ચોકસ ભરોસો નથી; માણસ ધારેછે શું, અને થાયછે શું.

એક જણ જો વાતચિત કરતાં ઘણી ઝડપમાં બોલેછે, તો તેથી તેનાં સાંભળનારાંઓ તે બરાબર સમજી શકતાં નથી. તેઓને તેનું બોલેલું પોતાનાં ભેજાંમાં ઉતારવાને પુરતો વખ્ત મળતો નથી; તેમ વળી ઘણે ધીમે બોલનારાંઓ પોતાનાં સાંભળનારાંઓને તેથીઉલટીજ જાતનો કંટાળો આપેછે.

એક ગુસ્સે થયલા માણસને શિખામણ દેવા જતા ના, કેમકે તેમ કરવું એ તુફાનનીસામે ફુંક મારવાબરાબરછે.

અગરજો તમોને એક એવો પ્રશ્ન પુછવામાં આવ્યો હોય, કે જે ખાનગી હોવાથી તમો તે કહી શકતા ન હોવ, યા તે પ્રશ્ન તોછડાપણાંથી પુછવામાં આવ્યો હોય, તો તે પુછનારને તમોએ પોતેજ કોઇ બીજો પ્રશ્ન ઉભો કરી ઉત્તર દેવાના અખાડા કરવા, પણ તે ઉડાવવામાટે કદી-પણ જુઠું બોલવું નહીં.

અગરજો ભારે ચેષ્ટા કરીને તમારૂં દેલ દુઃખાવવામાં આવ્યું હોય, તો તમોને દુઃખ લાગ્યુંછે, એમ બતલાવવાના અખાડા કરી જવા, કેમકે નહીંતો સામા ધણીઓ તમોને વધારે પજવવાનું મન કરશે. એવી ટીકાઓ દુર કરવાનો સર્વેથી સરસ ઇલાજ એજછે, કે તેઓને વધારે કોઠું આપવું નહીં. વાતચિતમાં બાનુઓના ચેષ્ટા કરવા ન જોઇએ, કેમકે એમ કરવું એ ઘણું અવિવેકીછે. એવી વર્ત્તણુક ચલાવનાર પુરૂષ હલકાં લોકોમાં વસનારો ધારવામાં આવેછે. એક આબરૂદાર ધણીનાં દીવાનખાનાંને પોતાના હરામસ્ખોરીથી એક નાટકશાળાનું રૂપ આપવાની કોઇને કશી સત્તા નથી.

તકરાર કદી કરતા ના, સિવાયકે સામો ધણી ડાહ્યો હોય, અને પોતાનો સ્વભાવ જાળવી શકેએવો હોય. જે બાબતમાં તમો માહિતગાર

હોવ, તે બાબતઉપર વાતચિત કરતાં પણ ચુપ રહેવું, યા થોડુંજ બોલવું, કે જેથી જો બીજી કોઇ બાબતઉપર વાતચિત ચાલે, કે જેથી તમો અજ્ઞાન હોવ, અને તેવેળા પણ તમો ચુપ રહો, તો બીજાઓ તમારૂં તેવિષેનું અજ્ઞાનપણું જાણશે નહીં. તેઓ તો એમ સમજશે, કે તમો વિવેકી હોવાથી હંમેશાં થોડુંજ બોલોછો.

એક વાકયના બે અર્થો ઉઠેએવા વાકયો કદીપણ બોલવા નહીં, કેમકે તેમ બોલવું એક ગૃહસ્થને છાજતું નથી. એક બાનુસાથે વાતચિત કરતાં એવા બે અર્થો ઉઠેએવા વાકયો ઉચરવા, એ ગોયા તેણીને અપમાન આપ્યાબરાબર ગણાયછે.

મંડળીમાં મુગામંતર થઇને પણ બેસવું ન જોઇએ, કારણકે તેઉપરથી એવું જણાયછે, કે તમો અભિમાનીછો, યા લુચ્ચાછો, કે બીવકુફછો. તમારા વિચારો છુટથી પણ સભ્યતાથી જણાવવાને કશી અડચણ નથી.

આગળ જણાવી ગયા છૈયે, અને ફરીથી પણ જણાવ્યે છૈયે, કે મંડળીમાં વધારે બોલવાકરતાં વધારે સાંભળવાથી આપણે આપણા પોતાનામાં સુધારો કર્યે છૈયે. વળી એક વખ્ત બોલવાઆગમચ વધુ વખ્ત વિચારીનેપછી બોલવું ઘણું સલામતીભર્યુંછે. પરમેશ્વરે મ્હોંમાં એક જીભ, બે આંખો, અને બે કાનો આપ્યાછે, તેની મતલબ ડાહ્યાઓ એવી ઉઠાડેછે, કે બેવાર જોવું, બેવાર સાંભળવું, પણ એકવાર બોલવું.

વાતચિતમાં કેળવણી ચલણી "નોટ"ના[1] જેવી, અને ડાહાપણ તથા સારી ચાલચલણ રૂપાંનાણાંજેવીછે, કે જે સઘળી વખ્તે કામ લાગેછે.

વાતચિત કરતાં સામા ધણીને તેનો બોલેલો વાકય પાછો બોલવાને કદીપણ ફર્માવવું નહીં. "મને માફ કરીને જરા ફરીથી તે બોલશો?" "તમો પેહેલાં બોલ્યા તે મેં સાંભળ્યું નહીં," એમ કેહેવું એ ઘણું અવિવેકીછે, અને એવું બતલાવેછે, કે જયારે તે બોલ્યો, ત્યારે તમો બીદરકાર રહ્યા હતા.

અગરજો કોઇ તમારીઆગળ "બાવા આદમ"ના વખ્તની જુની ચવાઇ ગયેલી વાત કરતો હોય, કે ગપ મારતો હોય, તો બેહતર કે તેને બોલ્યા કરવા દેવો. તે તમોને કાંઇ નવું કહી સંભળાવેછે, એવા ખુશ વિચારથી જો તે બોલ્યો જતો હોય, તો તમારે તેને શામાટે ખુશી થવા દેવો ન જોઇએ? વળી તે જે કેહેછે, તે માનવાને તમોને આંચકો

[1] Currency-note. "કરન્સી-નોટ."

લાગેછે, કે તેની વાત "કોચરાનાં સાલ" ની જુની ચવાઇ ગયેલીછે, એમ તેને કેહેવાથી માત્ર તેનેજ તમો દુઃખી કરતા નથી, પણ આખી મંડળીને તમો નારાઝી કરોછો, અને તેથી સઘળાઓ સામા ઘણીતરફ દેલસોજી દેખાડીને તમારી વિરૂધ મત ધરાવેછે.

વળી વાતચિત કરતાં જો કોઇ ભાષામાં ભૂલો કરે, તો તેઉપર ધ્યાન આપતા ના. એવી ભૂલોઉપર શબ્દોથી કે દેખાવથી એશારા કરવા, એ અતિ ઘણું અવિવેકીછે.

અગરજો મંડળીમાં વાતચિત ચાલતી હોય, તેટલાં કોઇ બીજું ત્યાં આવી લાગે, તો પ્રથમ તમો શું બાબતઉપર વાત કરતા હતા, તે તેને ટુંકાંમાં જણાવી દેવાની ફર્ઝછે, કે જેથી તે પણ તમારી વાતચિતમાં ભાગ લઇ શકે.

કોઇના ખાનગી આચારઉપર, કે કોઇનાં કુટુંબનેલગતી બાબતઉપર વાતચિત ન કરવાની ઘણી સંભાળ લેવી, અને એવી વાતચિતમાં ભાગ લેવાથી પણ દુર રેહેવું. એવી બાબતઉપર વાતચિત કરવી, એ નિંદા કરવાબરાબર ગણાયછે.

વાતચિતમાં કદીપણ કેહેવતો બોલવી નહીં.

અગરજો એક પુરૂષ પોતાની પત્નીની, કે એક સ્ત્રી પોતાના પતિની, કે કોઇ માબાપ પોતાનાં બાળકની, કે કોઇ બાળક પોતાનાં માબાપની ફરિયાદ તમારીઆગળ કરે, તો એવાં નજદીકનાં સગાંઓની ખટપટમાં પડવાની સાવચેતી લેજો, કેમકે વખત જતે તેઓતો એકના એક થશે, અને આખરે તમો બંધે બાજુની ઇતરાજી અને ગુસ્સાના ભોગ થઇ પડશો. બનતાંસુધી ડાહાપણભરેલીરીતે બંધે બાજુને શિખામણ દઇ તેઓવચ્ચે એખલાસ વધેએવું કરવાનો યત્ન કરજો.

એક ઓરડામાં એક મંડળી મળી હોય, તેમાંથી એક જણને ખુણાંમાં લઇ જઇ ત્યાં તેનીસાથે ઘુસઘુસ કરવી નહીં, એ ઘણું અપમાનભર્યું છે. એમ કરવાથી આખી મજલેસને અપમાન થાયછે. જોકે એવી વર્તણુક ચલાવવી એ અવિવેકીછે, એમ જાણવાછતાં વારંવાર તેમ કર્યામાં આવેછે.

બાનુઓની એક ટોળીમાં કોઇ બીજી ગેરહાઝર બાનુની વખાણ કરવી નહીં, કેમકે તેમ કરવાથી હાઝર હોયલી બાનુઓમાં તેણીવિષે અદેખાઇ ઉત્પન્ન થાયછે, અને નાહકમાં ગેરહાઝર બાનુને તેણીઓ અંદરખાનેથી ધિક્કારેછે.

તમારી ફેરસતને વખ્તે કેટલાક લાયક વાક્યો, કે જેઓનો આ જેંદગીમાં વારંવાર ખપ પડેછે, તેઓનો અભ્યાસ કરવાથી ઘણા ગુણ થશે, જેવાકે તમારેથી ઉંચી પદવીનાંઓતરફ નમનતાઇ, તમારેથી ઉતરતી પદવીનાંઓતરફ માયા, મુબારકબાદી, દેલાસો, મેહરબાનીને માટે ઉપકાર, ભૂલચુકનું કબુલ કરવું, ઇત્યાદિ બાબતોવિષે કેવીરીતે તમારે બોલવું, તે તમારે જાણવું જોઇએછે. સારા અને વિવેકી માણસોને વારંવાર તેવા વાક્યો ઉચરતા સાંભળવાથી, તથા તેની નકલ કરવાથી, તે જલ્દીથી શિખી શકાશે.

ખુશામદ કરવાથી બિલકુલ દુર રેહેજો. જેઓની ઘટે તેઓની ઘટતી વખાણ કરવામાં કશી અડચણ નથી, પણ છેક ખુશામદ કરવી, એ ધિક્કારવાજોગ તથા કંટાળાભર્યુંછે. અગરજો તમો તમારેથી ચડતા દરજ્જાવાળાંઓની ખુશામદ કર્યા કરશો, તો તેઓ તમારીતરફ કુદરતીરીતેજ બેવિશ્વાસથી જોશે, એમ ધારીને કે તમારી કાંઇ ખાનગી મતલબ હશે, તેથી તમો તેઓની ખુશામદ કરોછો; અગરજો તમો બાનુઓની ખુશામદ કરશો, તો તેણીઓ તમોને ધિક્કારશે, એવું સમજીને કે તમોને બીજી કાંઇ વાતચીત કરતાં આવડતી નથી, તેથી માત્ર ખુશામદ કરીનેજ તમો વખ્ત પુરો કરોછો.

અગરજો મંડળીમાં કોઇ અવિવેકી પુરૂષ મળે, કે જેના મોટા સાદથી, અને નઠારી ચાલચલણથી તમોને કંટાળો આવતો હોય, તો તે તરત ઝાહેર કરવો નહીં, કેમકે તેમ કર્યાથી કજિયો ઉભો થઇ બીજાંઓની મઝાહમાં ખલલ પુગેછે.

વાતચિત કરતાં ખુદાનું કે શયેતાનનું નામ વારંવાર લેવું નહીં; ધર્મપોથીના ફકરાઓ બોલવા નહીં; કોઇ ગંભીર કે પવિત્ર બાબત કે વસ્તુઉપર હસ્વું નહીં; કસ્મ ખાવા નહીં; ભાંડ અને અનીતિભર્યાં શબ્દો કે વાક્યો ઓચરવા નહીં; "લાટિન," "ગ્રીક." "ફ્રેન્ચ," ફારસી કે હરકોઇ બીજી ભાષાના ફકરાઓ, કે નાટકશાળામાં ભજી બતાવવામાં આવેલા નાટકમાંહેલા ટોચકાઓ, ઇત્યાદિ વાતચિતમાં દાખલ કરવા નહીં. એ સઘળું નહીં કેળવાયલા અને હલકા ધણીઓજ કરેછે, ડાહ્યા પુરૂષો તેમ કરવાનું પસંદ કરતા નથી.

અગરજો દશ શબ્દોમાં તમો તમારૂં કેહેવું સમજાવી શકતા હોવ, તો બાર શબ્દો બોલવાની કશી અગત્ય નથી.

પેહેલીજવારની વાતચિતમાં જો સામો ધણી તમોને નઠારો લાગે, તો એકદમ તોડછોડ કરી તેની ઓળખાણ તોડી નાખવાને ચાહતા ના. કદાચ તમો ભૂલતા હોવ, માટે તેનેવિષે તમારી વધુ ખાતરી કરીને, અથવા બીજાંઓથી ખાતરી કરવાપછીજ જો ઘટે, તો તેને દુર કરજો.

વાતચિત કરતાં મોટે સાદે કદીપણ બોલવું નહીં, તેમજ રાગડા કાહાડીને, અથવા નાટક કે ભાપણ કરતા હોવ એવીરીતે પણ બોલવું નહીં; હાથના ભારી ચાળાઓ કરીને, તથા સામાને જાણે શિખામણ દેતા હોવએવી ઢપે વાતચિત કર્યાથી જાણે પાદરી વાયઝી કરતો હોયએવું લાગેછે. બાનુઓએ એ બાબતઉપર વિશેપ ધ્યાન આપવાની અગત્યછે. વાતચિત કરતીવેળા મ્હોંડાંનાં ચાળા કરવા, અથવા જરાજરામાં હસી પડવામાટે અર્ધું મ્હોં ઉંઘાડું રાખવું, વગરવિચારે સામાનાં મ્હોંડાંતરફ ટકટક્યા કરવું, આંખો અહીંથીતહીં ફેરવ્યા કરવી, ઇત્યાદિ ચાલ હલકાપણું અને બીવકુફાઇ બતલાવેછે.

અગરજો સંભાપણ કરતાં માંહે કોઇ વાર્તા કેહેવી પડે, તો તે બનતાંસુધી ટુંકી, રમુજી, દેલખુશ, નવી, અને જ્યાં લાગુ પડે ત્યાં મતલબસરનીજ કેહેવી જોઇએ. વાતચિત કરતાં જરાજરામાં વાર્ત્તાઓ કહી સંભળાવ્યાથી તમારાં ગ્નાનવિપે સામાને હલકું મત બેસેછે, અને તેઓ તે સાંભળતાં પછી કંટાળેછે.

સાદ છેક ધીમો કરી નાખીને પોતપોતામાં ખાનગી વાતચિત કરવી નહીં, તેમ એકજ કુટુંબનાંઓએ મંડળીમાં સાથે વાતો કર્યા કરવી ન જોઇએ.

અગરજો પારકાં દેશનો રહેવાસી મંડળીમાં આવેલો હોય, અને તમારાં દેશની ભાપા બરાબર યા બિલકુલ સમજી શકતો ન હોય, તો તેની પોતાની ભાપામાં વાતચિત કરવાની તમારી ફર્જ છે; પણ જો તે ભાપા તમોને આવડતી ન હોય, તો કોઇ તે ભાપાના જાણકારનીમારફતે વાતચિત ચલાવવી જોઇએછે.

વાત કરતીવેળા મુછના કે દાઢીના બાલો ટૂંપ્યા કે સમાર્યા કરવા નહીં. સામા ધણીસાથે એવીવેળા ઘણી છુટ લેવી નહીં; તેના શરીરના કોઇપણ ભાગઉપર તમારા હાથો લગાડ્યા કે ઠોકયા કરવા નહીં, કે તમારી કોઇ ખુશહાલી ઝાહેર કરવામાટે તેનાં પાંસરાંમાં આંગળાં ભોકવાં નહીં. જવાન બાનુઓએ વાતચિત કરતીવેળા ખીખીખીખી હસવું નહીં, ને હસતીવેળા મ્હોં ઉપર હાથો ઢાંકી દેવા નહીં.

કોઇને તેના પગાર, આવક, દોલત, ઇત્યાદિ ખાનગી બાબતોવિષે કદીપણ પ્રશ્નો પુછવા નહીં. કેટલાક અણઘડો પગારવિષે પુછતાં વળી વધુ પુછેછે, કે "બીજુ કાંઇ ચરવાનું પણ ખરૂં કે?" એવા બીઅદબીભર્યા પ્રશ્નનો ઉત્તર જો ન આપવામાં આવે, તો તેમાં કશું ખોટું નથી. કોઇને કદીપણ તેની ઉમર પુછવી નહીં. એમ કરવાથી વૃદ્ધ ઉમરનાંઓને અપમાન થાયછે.

ટુંકાંમાં, જણાવવાની અગત્યછે, કે એક બાનુએ કે ગૃહસ્થે વાતચિતમાં ઘણો વિવેક જાળવવાની અગત્યછે. સભ્યતા અને વિવેકછે, એજ દોલતછે, માત્ર દોલતવાળી બાનુ કે ગૃહસ્થ વિવેકી ગણાતાં નથી. ગમેએવી મધ્યમ સ્થિતિની કે દોલતવાળી બાનુ યા ગૃહસ્થ જો વિવેકી હોયછે, તો શ્રીમંતકરતાં હઝાર દરજ્જે ચઢતાં અને દોલતમંદ ગણાયછે, એ સારીપેઠ યાદ રાખવાની ઘણી અગત્યછે. એક લખનાર જણાવેછે, કે **"સઘળાં ઉંચી પદવીનાં માણસો વિવેકી, અને સઘળાં ઉતરતે દરજ્જે નાં લોકો અવિવેકી હોયછે, એમ સમજવામાં મોટી ભૂલછે."**



## પ્રકરણ ૧૭.

# પુશાક.

## DRESS.

( ડ્રેસ. )

"યુરોપ"નાં લોકોના તથા હિંદુસ્તાનનાં લોકોના પેહેરવાસવચ્ચે મોટો ફરક હોવાથી શું પેહેરવું તે જણાવવું કઠણછે, તેટલામાટે "પુશાક" ને લગતા સાધારણ વિવેકોવિષેજ અત્રે જણાવવું ઘટતું વિચાર્યે છેયે.

પુશાક ઘણી નજીવી બાબતછે, એમ સમજીને ઘણાંકો તેઉપર પુરતું લક્ષ આપતાં નથી, પણ તેથીઉલટું જછે તે જણાવવાની કશી અગત્ય નથી. માણસનો બહારનો દેખાવ તેની ચાલચલણની પ્રસ્તાવનાજેવીછે. જેમ એક ચોપડીમાં શું શું બાબતો સમાવેલીછે, તે તેની પ્રસ્તાવના વાંચવાથી જણાયછે, તેમ એક માણસ કેવા વિવેકનું છે, તે કેવી પદવી ધરાવેછે, ઇત્યાદિ બાબતો તેના પુશાકઉપરથી જણાયછે. લૉર્ડ ચૅસ્ટરફીલ્ડે કહ્યુંછે, કે "**એક માણસની બુદ્ધિ અને ચાલચલણવિષે તેનાં પુશાકઉપરથી કાંઈક મત બાંધવાને હું હંમેશાં શક્તિવાન થયોછું.**" વળી સારીરીતે પુશાક પેહેરેલા એક ધણીતરફ જેટલી મર્યાદા અને માનથી બીજાઓ જુએછે, તેટલી મર્યાદા અને માનથી તેઓ એક હાલહવાલ પુશાકવાળા ધણીતરફ જોતાં નથી. નામાંકિત શેક્સપિયરે લખ્યું છે, કે "**હજી પણ દુનિયા શોભણશાભણથી ઠગાયછે.**" ઘણાંકો વળી એવાછે, કે જેઓ સારા પુશાકવાળાને સારાં માણસતરીકેજ ગણેછે, પણ યાદ રાખવું કે છેક તેમ નથી. સોનેરી "ગિલ્ટ"નાં પુઠાં તથા પાનાંઓથી કાંઇ એક ચોપડીની કીંમત થતી નથી. ખરી ખુબી તેનીઅંદર સમાવેલી બાબતમાંછે.

એક ગૃહસ્થનો પુશાક એવો ન જોઇએ, કે જેથી તેનીતરફ સઘળાં-ઓનું ધ્યાન ખેંચાય, સિવાયકે તે સફાઇની અને મર્યાદાની બાબતમાં હોય. વસ્ત્રની કોઇ બનાવટ એવી અસાધારણ કરવાની કોશેશ ન કરવી, કે જેથી સઘળાં તમારા લુગડાંતરફ જોવાને લલચાય, તેમ વળી એકદમ ઘણુંસરખું ઘરેણું પણ પેહેરવું ન જોઇએ. આ બધે બાબતમાં અવધી ઘણુંકરીને હલકાં લોકોજ કરેછે. ગૃહસ્થે રંગીન પુશાક કદીપણ પેહેરવો ન જોઇએ. રંગીન પુશાક રંગીલાનેજ છાજેછે, અને ઘણુંકરીને રંગી-લાઓ ખરેખરા ગૃહસ્થમાં ખપી શકતા નથી.

ઇંગ્રેજોમાં "ફેશન" નું રાજ્યછતાં ઘણાંક વિવેકી ગૃહસ્થો અને બાનુઓ ચાલતી "ફેશન" નાં વસ્ત્રો પેહેરવાને પણ અચકાયછે. ઘણું-કરીને અક્કડબાજો અને ડોળઘાલુઓજ "ફેશન" ની વાંદર નકલમાં હોમાવી પડેછે. તોયેપણ સારીરીતે પુશાક પેહેરવાથી બેશક ઘણાં ફાયદા થાયછે. વળી ભાતભાતના રંગોનાં વસ્ત્રો પેહેરી નિકળવું, એ પણ ખરાબ શોખની નેશાનીછે, અને વિવેકી ગૃહસ્થો તથા બાનુઓમાં એવો શોખ કવચિતજ નઝરે પડેછે.

એક વિવેકી પુરૂષનો પુશાક બનતાંસુધી સ્વચ્છ હોવો જોઇએછે. દરેક જણથી ઉંચી જાતનાં લુગડાં પેહેરી શકાતાં નથી, તોયે પાણી સસ્તું-છે, અને તેનો લાભ લેવાવિના ઘણાજ થોડા જણા મંડળીમાં સામેલ થવાને ઇચ્છશે. સારીરીતે પુશાક પેહેરી ફરવામાટે મોટાંમોટાં કબાટોભરી લુગડાં રાખવાની કાંઇ અગત્ય નથી. એવીરીતે તો માત્રે માતબરો કે ઇશ્કી દેવાળિયાઓજ કરી શકેછે. થોડાં વસ્ત્રો ધરાવનાર પણ વિવેકી ગૃહસ્થ પોતાનો દેખાવ સફાઇભર્યો ઘણો સેહેલાઇથી રાખી શકેછે. ઘણા-સરખા સોનાના ભારી છેડાઓ, ખાંડીબંધ વીંટીઓ, ઇત્યાદિ ઝવેરાત પેહેરવાથી, કે ઘણો કીમતી પુશાક પેહેરવાથી કાંઇ એક જણ પોતાને ગૃહસ્થમાં ખપાવી શકતો નથી. અલબતાં, જો કોઇ ગૃહસ્થ પોતાને કીમતી વસ્ત્રોથી સણગારવાને શક્તિવાન હોય, અને તેટલામાટે તેમ જો તે કરે, તો તેમાં ખોટું કશું નથી, પણ તેથી કીમતી વસ્ત્રોવગરનો એક પુરૂષ ગૃહસ્થમાં ન ખપે, એમ પણ કાંઇ નથી. એક તવાંગર ગૃહસ્થ જો દશ રૂપિએ વારનું કપડું પેહેરતો હોય, અને એક ગરીબ ગૃહસ્થ માત્ર દશ આને વારનું કપડું પેહેરતો હોય, તો તેમાં કશો ફેર નથી. સવાલ

સઘળો માત્ર લુગડાંની સફાઇનોછે. અંગબેસ્તો પુશાક, સારાં "શુઝ,"[1] સફાઇદાર હાથનાં મુઝાં, એક સુફેદ રૂમાલ, અને તેનીસાથે ચાલવાની સારી ઢબ ગમેએવાને એક ગૃહસ્થનો દેખાવ આપવાને બસછે. પોતાને શોભતો પુશાક પેહેરવો સારોછે. એક ઉંચા, ખુબસુરત માણસને એક અંગબેસ્તો પુશાક સારો લાગે, તો તેવાજ પુશાકની એક ઠીંગણાં અને બદસુરત માણસે નકલ કરવાથી સઘળાંઓ તેનીતરફ હસેછે. એવા માણસે કશાપણ ઠાઠમાઠવગરનો સાદો પુશાક પેહેરવો વધારે પસંદ પડતો થઇ પડેછે.

વસ્ત્રોના કસ કે "બટનો"[2] અર્ધાં છુટાં રાખીને ફરવું, કે એવીજ કોઇ બીજી રીતે પુશાકની બાબતમાં બીદરકાર રેહેવું, એ હલકાં લોકોને કે પોશાગીરીનેજ છાજેછે. અક્કડબાજો ઘણાં ઇશ્કી થાય, તેનાંકરતાં પણ જેઓ વસ્ત્રોની બાબતમાં બીદરકાર હોયછે, તેઓ વધારે ધિક્કારવાજોગ ગણાયછે.

એવા માત્ર ચાર રંગોજછે, કે જે એક ગૃહસ્થ કાંઇપણ વાંધાવિના પેહેરી શકેછે, અને તે કાળો, નીલો, ભૂરો, અને બદામીછે. તેઉપરાંત પુશાકના કોઇ ન્હાના ભાગતરીકે "ડ્રબ,"[3] રાખોડી, ઇત્યાદિ રંગો વાપરવામાં કશી અડચણ નથી. કાળા રંગના પુશાકથી શરીરનું કદ ન્હાનુંજેવું દિસેછે, પણ તેથી પેહેરનારનો દેખાવ ઘણો સફાઇભર્યો લાગેછે. એક ઇંગ્રેજ ગૃહસ્થને કેહેવું, કે "કાળો રંગ તમોને ઘણો શોભેછે," તો તે તેની સ્તુતિ કરવાબરાબર ગણાયછે.

ગૃહસ્થો ઘણાંસરખાં ઝવેરાતો પોતાનાં શરીરઉપર લાદવાનું કામ કદીપણ પસંદ કરતા નથી. ઘરેણાં માત્ર નાઝુક નારીઓનેજ છાજેછે. તેછતાં સારા શોખવાળી બાનુઓ સવારનાં બહાર ફરતાં કદાચજ ઘરેણાં પેહેરેછે. ઘરેણાં પેહેરવાનો વખ્ત સાંજનો, અથવા મોટી મજલેસવેળાનોછે. તોયે સ્હેજ ઝવેરાતનો ઉપયોગ એક ગૃહસ્થ કરી શકેછે, પણ તેણે પેહેરેલાં ઝવેરાતમાં મઢેલા હીરાઓકરતાં તેની બનાવટ ઉંચી હોવાની વધારે અગત્યછે. શું બાનુએ કે શું ગૃહસ્થે કદીપણ બનાવટનું ખોટું ઝવેરાત પેહેરવું નહીં. અગરજો વીંટી પેહેરવામાં આવે, તો તે માત્ર એકજ પેહેરવી જોઇએ,

---

૧ Shoes. અત્રે "શુઝ"નો અર્થ સામાન્યરીતે કરવામાં આવ્યોછે, એટલેકે દરેક જાતનાં ખાસડાં.

૨ Buttons. ૩ ફીકાં, યાને વગરધોએલાં લુગડાનાંજેવો રંગ.

ગૃહસ્થો સોનાનાં "બટનો" પેહેરી શકેછે, પણ તેઉપર મીનો કાંધેલો, કે માંહે કીમતી પથ્થરો મઢેલા હોવા ન જોઇએ. પોતાના હોદ્દાનેલગતા "કલાસ્પો,"[1] પીટો, ઇત્યાદિ સાધારણ વખ્તે પેહેરી ફરવામાં આવતું નથી. સોનાનાં "બટનો," સોનાનો એક છેડો તથા ઘડિયાળ, અને એક સુંદર વીંટી, એટલુંજ ઝવેરાત માત્ર એક ગૃહસ્થને પેહેરવામાટેછે. બનતાંસુધી ભારી કીમતનાં ઝવેરાતોકરતાં નવાઇનું ઝવેરાત વધારે પસંદ કરવાજોગ ગણાયછે, જેવુંકે એક હીરાકરતાં એક કાળું મોતી વધારે સારૂં ગણવામાં આવેછે. ગૃહસ્થો કાંઇપણ કામ લાગેએવું ઝવેરાત પેહેરેછે, અને બાનુઓનીપેઠે માત્ર શોભાનેમાટે તેઓથી ઝવેરાત પેહેરી શકાતું નથી.

એક ગૃહસ્થે કદીપણ પોતાની ટોપી કે પાઘડી વાંકી પેહેરવી નહીં. વાંકી ટોપી કે પાઘડી "બાંકે મિયાં" ને શોભેછે, એક ગૃહસ્થને નહીં. તેમ વળી ટોપી કે પાઘડી છેક પછવાડે પણ રાખવી નહીં, કારણકે એમ પેહેરવું, એ છાકટાપણાંની નેશાનીછે. એક ગ્રહસ્થનાં "બુટો" હંમેશાં સાફ હોવાં જોઇએછે.

બાનુઓએ જેમ બનેએમ ઓછાં લુગડાં પેહેરવાં, એ વધારે સારૂંછે. ભાતભાતનાં અને ચકચકીત રંગોનાં ઘણાંસરખાં વસ્ત્રો પેહેરવાં ન જોઇએ. ઇંગ્રેજી બાનુઓના છેક ભોંયઉપર લબડતા લાંબા જભ્ભાઓવિષે ડાહ્યાં માણસો ધિક્કાર રાખેછે. એવા પુશાકો ગાડીમાં બેસી ફરનારને કદાપી ચાલે. ગૃહસ્થોનીપેઠેજ બાનુઓએ પણ સાદો પુશાક પેહેરવો વધારે સારોછે. એક સ્ત્રીના સણગારમાં તેણીનાં વસ્ત્રોની સાદાઇ સર્વેથી મોટો સણગારછે. ઘણાંસરખાં અને ભારે વસ્ત્રો, તેમજ સારીપેઠે ઘરેણું પેહેરવાથી એક બાનુતરફ બીજાંઓનું ધ્યાન ખેંચાયછે ખરૂં, પણ તેથી તે પેહેરનારી બાનુની જાતિ ખુબસુરતીને ધક્કો પોહોંચેછે, અને તેણીનાંતરફ થોડાંજ લોકો માનથી જોએછે. કેટલીક બાનુઓ શોભિતો પુશાક પેહેરવાસારૂ પોતાની ઓછી ખુબસુરતીનું બહાનું લાવેછે, અને એવો વિચાર ધરાવેછે, કે તેમ કરવાથી તેઓ પોતાની જાતિ અયેબ ઢાંકી શકેછે, પણ એ વિચાર ભૂલભર્યોછે. ગમે તેણીઓ ઉંચામાં ઉંચો પુશાક પેહેરે, કે ગમે એક બેગમ પેહેરેએટલું ઝવેરાત પોતાનાં શરીરઉપર લાદે; તોયે જો તે પુશાકનાં રંગમાં કે ઢબમાં સારો શોખ ન હોય, અથવા તેણીની ચાલવાની ઢબ મરોડદાર ન હોય, તોપછી ગમે એવાં વસ્ત્રો કે ઝવેરાતો પેહે-

[1] Clasps.

રવાં રહેછે. એક બાનુનો સર્વેથી મોટો સણગાર તો તેણીના સદગુણોછે.

એક બાનુનો પુશાક અંગબેસ્તો હોવો જોઇએછે. તેણીના પુશાકનો જે ભાગ લોકોનું વિશેષ ધ્યાન ખેંચે, તે ભાગ ખાંમીભરેલો સમજવો. કેટલાક ગૃહસ્થો અને બાનુઓ પુશાકની બાબતમાં બિલકુલ બીદરકાર રહેવામાં મોટાઇ સમજેછે. શ્રીમંતો ઘણુંકરીને એવો વિચાર ધરાવેછે, પણ તે તેઓનો માત્ર એક જાતનો ફાંટોછે, અને જેઓ એવાં લોકોની નકલ કરી મોટોમાં ખપવા જાયછે, તેઓ ઉપલાંનાંકરતાં પણ વધારે ઓછી બુદ્ધિનાં ધારવામાં આવેછે. કેહેછે, કે જેઓ પુશાકની બાબતમાં સંભાળભર્યા હોયછે, તેઓ ખાનગી ચાલચલણમાં પણ હોયછે. જવાન બાનુઓ, જેણીઓ વસ્ત્રોની બાબતમાં બીદરકાર હોયછે, તેણીઓ સામાન્યરીતે પોતાની સઘળી ચાલચલણમાં બીદરકાર હોયછે. તેણીઓ ઘરબારનાં પોતાનાં કામમાં પણ બીદરકાર હોયછે. એટલામાટે એક જવાન બાનુએ પેહેરવા-ઓઢવાની બાબતમાં ઘણી સંભાળ લેવાની અગત્યછે. સાદો પણ સ્વચ્છ, સસ્તો પણ સારા શોખનો પુશાક એક બાનુના કેટલાક સારા ગુણો દરસાવેછે, જેવાકે સફાઇ, ડાહાપણ, આબરૂભરી ચાલ, ઇત્યાદિ. કેહેવાયછે, કે ઘણુંકરીને બાનુઓ પુશાકની બાબતમાં ઘણી શોખીન હોયછે, અને તેણીઓનો પુશાકતરફનો પ્યાર કુદરતીછે, એ કોઇ પણ ના પાડી શકશે નહીં. ખુબસુરતીની સંપૂર્ણતા લાયક પુશાકછે.

એક બાનુએ પોતાને ત્યાંની મજલેસવેળા મેહમાનોઓકરતાં વધારે ઇસ્કી પુશાક પેહેરી નિકળવાની કાળજી રાખવી નહીં. તેમ કર્યાથી એવું જણાયછે, કે તેણી પોતાનો ભપકો દેખાડવાની ઇચ્છા રાખેછે.

તમારા ગામની કે મોહોલ્લાની ફલાણીબાઇ તમારાકરતાં વધારે ઇસ્કી થાયછે, માટે તેણીનાંકરતાં તમારે વધારે ઇસ્કી થવું, એવા વિચારથી ઘણો દાદમાદ કરવો ન જોઇએ. ઉમરપ્રમાણે પુશાક પેહેરવો વધારે સારોછે. દાખલાતરીકે એક બુઢાં ડોસાં જો એક ચોવીસ વર્ષની જવાન બાનુને છાજેએવો ભપકો કરી નિકળે, તેમ એક જવાન બાનુ બુઢાં ડોસાંની નકલ કરી નિકળે, તો તે બંધે હસ્વાજોગછે. એવિષે ગૃહસ્થોએ પણ સંભાળ લેવાની અગત્યછે.

પુશાક છેક ઘણો ઇસ્કી પણ નહીં, તેમ વળી ઘણો સોથ પણ પેહેરવો નહીં, તે પેહેરનારે મંડળીમાં પોતાનો દરજ્જો જોઇને તેપ્રમાણે પેહેરવુંઓઢવું જોઇએછે.

પુશાકની બાબતમાં એક બાબતઉપર વધુ લક્ષ દોડાવવાની અગત્યછે, અને તે એકે દરેક જણે, પછી ગૃહસ્થ કે બાનુએ, પોતાના દાંતો, હાથો, અને હાથોનાં નખો અતિ ઘણાં સફાઇ રાખવાં જોઇએછે, કે જેથી સારો દેખાવ લાગે, તથા સુખ થાય.

ઇંગ્રેજોમાં અને મુખ્યકરીને "ગ્રેટ બ્રિટન"માં હાથે મુઝાં પેહેરવાવિના ગૃહસ્થો કે બાનુઓથી બહાર નિકળી શકાતું નથી. ઘણુંકરીને "કિડ"[૧] કે "કાફ"નાં[૨] મુઝાં વધારે પેહેરવામાં આવેછે. ગુંથેલાં કે સુતરાઉ મુઝાં ઘણુંકરીને હલકાં લોકો પેહેરેછે. એક ઇંગ્રેજી ગૃહસ્થની પદવી તેને હાથે પેહેરેલાં મુઝાંની હાલતઉપરથી તરત જણાઇ જાયછે. મુઝાં હાથબેસ્તાં પેહેરવાં જોઇએછે. નાચની, કે બીજી કોઇ સાંજની મજલેસવેળા, તેમજ ખાનાંની કે લગનની મજલેસોવેળા સુફેદ અથવા ખુલ્લા પીળા રંગનાં મુઝાં હાથે પેહેરવામાં આવેછે. પણ સવારની સાધારણ મુલાકાતે જતીવેળા, કે બહાર જવામાટે કોઇ ઘેરા રંગનાં મુઝાં વધારે પસંદ કરવામાં આવેછે. ઘણાં ભભકદાર રંગનાં મુઝાં હાથે ઘાલવાથી બીજાંઓનું ધ્યાન તે પેહેરનારના હાથોતરફ કુદરતીરીતેજ ખેંચાયછે.

ગૃહસ્થો સુધંધી અત્તરોનો ઝાઝો ઉપયોગ કરતા નથી. બાનુઓ પણ તેનો ઉપયોગ માત્ર સાંજનાંજ કરેછે, અને ત્યારે પણ તે ઘણું થોડું વાપરેછે. અત્તર સારી જાતનું વાપરવું જોઇએછે, કેમકે કસ્તુરી કે એવીજ બીજી કેટલીક જલદ ખુશ્બુ ઘણાં જણાંની તબિયતઉપર માઠી અસર કરેછે.

અગરજો હરકોઇ કારણનેલીધે તમોને ચશ્મો પેહેરવાની ફર્ઝ પડે, તો તે સારી બનાવટનો અને હલકાં વઝનનો હોવો જોઇએ. અને તેના કાચો સોનાની કે તિખાં લોઢાંની કમાનમાં બેસાડેલા હોવા જોઇએછે. અગરજો નબળી આંખોનેલીધે રંગીન કાચો વાપરવા પડે, તો તે "બ્લુ"[૩] કે "સ્મોક"[૪] રંગના હોવા જોઇએછે. લીલા કાચો ધિક્કારવામાં આવેછે.

પુશાકવિષે લખતાં સણગાર સજવાની રીતબાબે સ્હેજ જણાવવું અગત્યનું થઇ પડશે. સણગાર સજવાનાં કામને "ટૉઇલેટ"[૫] કરી કેહેછે. "ટૉઇલેટ"માં મુખ્ય કામ શરીર સાફ કરવાનું, યાને નાહાવાનુંછે.

---

૧ Kid. ૨ Calf. ૩ Blue. આસ્માની
૪ Smoke-Colour. ધુમાડાનાજેવો રંગ. ૫ Toilet.

બહારની સફાઇ અંદરની યાને દેલની પવિત્રતા બતલાવેછે. સ્વચ્છતા તે તનદરોસ્તી, અને તનદરોસ્તી તે ખુબસુરતીછે. એક ઇંગ્રેજી બાનુને પોતાનો "ટૉઇલેટ" કરતાં લગભગ પોણો કલાક લાગેછે. નાહાવાનું કામ "ટૉઇલેટ"માં ઘણું મુખ્ય ગણાયછે. એમ ન સમજવું, કે માત્ર **સફાઈ થવા**માટેજ નાહાવામાં આવેછે; આપણે નાહિયે છેયે, તેનું મુખ્ય કારણ **સફાઇ રહેવાનું**છે. એક તનદરોસ્ત બાનુએ શિયાળામાં દરરોજ એકવાર, અને ઉન્હાળામાં દરરોજ બેવાર નાહાવું જોઇએછે. મઝબુત બાંધાની બાનુને થંડાં પાણીથી નાહાવાની ભલામણ કર્યામાં આવેછે. થંડાં પાણીથી શરીરને આરામ થાયછે, તથા પુષ્ટિ મળેછે, પણ તેથી શરીર જેવું જોઇએએવું સફાઇભર્યું થતું નથી. તેટલામાટે જેણીઓ સવારના થંડાં પાણીએ નાહેછે, તેણીઓએ સાંજના યા રાત્રે ગર્મ પાણીએ ફરી નાહાવાની અગત્યછે. શરીર સાફ કરવામાટે ૯૬ થી ૧૦૮ "ડીગ્રી" સુધીનું ગર્મ પાણી લેવું સારૂંછે. પણ ગર્મ પાણીથી નાહાતાં સંભાળ લેવાની અગત્યછે, કેમકે તેથી શરીરને થાક ચહેડેછે. થોડાં ગર્મ પાણીથી નાહાવામાટે ૮૫ થી ૯૫ "ડીગ્રી" સુધીનું પાણી ઠીક પડેછે, અને સાધારણ વપરાસમાં એવું પાણી લેવું સલામતીભર્યુંછે. તેથી જીવને આરામ થાયછે, અને વળી શરીર પણ સ્વચ્છ થાયછે. પાણીનાં "ટબ"માં[1] બેસીને નાહાવું વધારે સારૂં ગણાયછે. એવીરીતે નાહાતાં ઘણો વખ્ત પાણીમાં રહેવું ન જોઇએ. જાડાં ખડબચડાં વાદળાંનો કકડો પાણીમાં બોળીને તે શરીરઉપર ખુબ મસળવો, અને થંડાં પાણીથી નાહાવાઆગમચ માથું ભિંજવવું સારૂંછે. મ્હોં તથા આખાં શરીરઉપર ઝોરથી ખીસો[2] ચોળવો તનદરોસ્તીનેમાટે સારોછે. દરરોજ ખીસો વાપરવાથી મ્હોડાંનો રંગ ખુલેછે. નાહાવાપછી મોટો "ટુવાલ,"[3] અથવા જેને આપણાં લોકો સાધારણરીતે "દેલનુછ્તુ" કેહેછે, તેવડે સારીપેઠ શરીર લુછીને તદન કોરકું કરી નાખવું જોઇએછે.

દાંતોની સંભાળ લેવાની આતઘણી અગત્યછે. અગરજો નાહાનપણથીજ દાંતોની પુરતી સંભાળ લીધી હોય, તો મોટપણે દંત-વૈદોનું ઝાઝું કામ

૧ Tub. નાહાવાનું વાસણ. એમાં બેસીને અથવા સુઇને નાહી શકાયછે.

૨ અત્રે જણાવવાની અગત્યછે, કે ગામઠી ખીસાઓ, જે બઝારમાં વેચાયછે, તેનાંકરતાં વલાયતી ખીસાઓ, જેને "ફલેશ-ગ્લવ" (Flesh-glove) કરી કેહેછે, તે શરીર સાફ કરવામાટે વધારે સારા અને સગવડભર્યા હોયછે.

૩ Towel.

પડતું નથી. ઘણાં ગર્મગર્મ ખાનાંઓસાથે ઘણાં થંડાં પીનાંઓનો ઉપયોગ કર્યાથી "અમેરિકનો" નાં, આખો દહાડો ખાંડ ખાયા કર્યાથી "સ્પૅનિશ" બાનુઓનાં, અને "સિગારેટ" પીયા કર્યાથી "મૅક્સિકન" લોકોનાં દાંતોનો નાશ થાયછે, પણ એવી કોઇ ટેવ ન હોવાછતાં ઇંગ્રેજી બાનુઓનાં દાંતો ખરાબ થાયછે, તેનું મુખ્ય કારણ એટલુંજછે, કે તેણીઓ જેટલી જોઇએએટલી દાંતોની જતન કરતી નથી. ઘણો ગર્મ, અને ઘણી મિઠાસવાળો ખોરાક ખાવાથી દાંતો ખરાબ થાયછે, માટે બનતાંસુધી તેવો ખોરાક ન ખાવો. દાંતોને રાત્રે તેમ સવારેજ માત્ર નહીં, પણ દરેક વખ્ત ભોજન લીધાપછી "ટુથ-બ્રશ" વડે[1] સાફ કરવા જોઇએછે. દાંત સાફ કરવાનો "બ્રશ" ઘણો કઠણ વાપરવો ન જોઇએ, કેમકે તેથી પારાને નુકસાની થાયછે. "બ્રશ" સાથે લઇને મસળવામાટે સાધારણ ચાકનું બનાવેલું કોઇ સાદું મંજન વધારે સલામતીભર્યું, અને બીજાં તરેહવાર નકામાં મંજનોકરતાં વધારે ગુણકારકછે, માટે તે વાપરવું. ખોરાકમાં ઘણો કાંદો ખાવામાં લેવાથી પણ દાંતો ખરાબ થાયછે, માટે તે મધ્યમસર વાપરવાની સંભાળ લેવી.

અજીર્ણ થાયએવો ખોરાક ખાવાથી શ્વાસ લેતાં નઠારી વાસ આવેછે, માટે જેવું જણાય, કે નાપસંદ વાસ મ્હોમાંથી નિકળેછે, તો જાણવું કે કોઠો બગડયોછે, અને તરત તેનો ઇલાજ કરવો.

નખો ઘણાંજ સાફ હોવાં જોઇએ, તથા તેઓને ઘણાં મોટાં વધારવાં ન જોઇએ. નખો કાપતીવેળા તેનો ઘાટ સારો રાખવાની સંભાળ લેવી જોઇએછે. નખ સાફ કરવાના "બ્રશ" નો,[2] ગર્મ પાણીનો, અને ઉંચી જાતનાં સાબુનો સારીપેઠે ઉપયોગ કર્યાથી હાથો સફાઇદાર તથા સોહામણા રહેશે.

બાલોની પણ સારીપેઠે જતન લેવી જોઇએછે. બાલને સારા અને ચળકતા રાખવામાટે એક સફાઇદાર બાલ સાફ કરવાનાં "બ્રશ" ની[3] ઘણી અગત્યછે, અને જે બાનુઓ દાસી ન રાખતી હોય, તેણીઓએ પોતે પોતાના "હૅર-બ્રશો" અવારનવાર ગર્મ પાણીમાં ખારાને મેળવીને તેવડે ધોઇ સ્વચ્છ રાખવા જોઇએછે. એકવાર "બ્રશ"ને બિલકુલ સાફ કર્યાપછી બાલ સાફ રાખવાનું બાકીનું કામ ઘણું સેહેલુંછે. સંભાળ લઇ રાત્રે તેમજ સવારે બાલોને "બ્રશ"થી હોરવા; અવારનવાર

---

૧ Tooth-Brush.

૨ Nail-brush. "નેલ-બ્રશ."

૩ Hair-brush. "હૅર-બ્રશ."

ઇંડાંની લાળને ડોહોળીને તે, અથવા "ગ્લિસરિન"[૧] અને ખાટાં લીંબુના રસને સાથે મેળવીને તે, બાલોઉપર સારીપેઠે મસળીને પછી ધોઇ નાંખવા; એમ કર્યાથી બાલનેલગતા ખોટી બનાવટવાળા નુસ્કાઓપછવાડે ફાંફાં મારવાની અગત્ય રહેશે નહીં. બનતાંસુધી "પૉમાડ"[૨] અને બીજાં તેલો બાલને થોડાં લગાડવાં, પણ જો દરિઆમાં નાહાવા ઉતર્યાં હોય, કે દરિઆની સફરે ગયાં હોય, તો "પૉમાડ"ને સ્હેજ ગર્મ કરીને.તે બાલઉપર લગાડવાથી બાલ નર્મ થાયછે. જાતજાતના રંગો, અને બીજી બનાવટી પ્રવાહીઓથી બાલોને કદીપણ રંગવાની કોશેશ કરવી નહીં. એવીરીતે રંગેલા બાલોનો રંગ અને તે રંગનારની ચામડી, આંખો, અને ભવાનો રંગ જે કુદરતે તેને બખ્શયોછે, તે કદીપણ એકમળતા થતા નથી. આ ટેવ ઘણી નઠારીછે. તેમ કર્યાથી એવું જણાયછે, કે તે રંગનાર ઇસ્કી દેખાવાનો બીવકુફાઇભર્યો વિચાર ધરાવેછે, અને પોતે ખુબસુરતછે, એવો વિચાર બીજાંઓના મનઉપર બેસાડવાની ઇચ્છા રાખેછે. બાનુઓએ ખોરાકની બાબતમાં જતન લેવી; ખુલ્લી હવામાં ફરવાની ટેવ રાખવી; મ્હોડાંઉપર તડકો ન પડે તથા પવન ન ફુંકે તેની સંભાળ લેવી; મ્હોડાંઉપર છાંટવાનાં તરેહવાર "પાઉડરો"[૩] અને દરેક જાતના અંગરાગો યાને શરીરની ચામડી ખુબસુરત કરેએવાં પાણીઓ અને લેપો[૪] બનતાંસુધી વાપરવા નહીં; રાત્રે સકારે સુવું, અને સવારે સકારે ઉઠવું; એમ કર્યાથી જો તેણીઓ "હંમેશની ખુબસુરત" ન થાય, તો યાદ રાખવું, કે બીજાં કશાંથી તેણીઓ ખુબસુરત થનાર નથી.

કસરત કરીને કે થાકીને આવ્યાપછી કદીપણ મોહોડું ધોવું નહીં. પ્રથમ ચામડીઉપરનો પરસેવો સારીપેઠે ઘસીને લુછી નાખવો, અને ચામડી થંડી પડે ત્યાંસુધી થોભાનેપછી ગર્મ પાણીથી તે ધોવું. ચામડીને ધોવાસારૂ વરસાદનું પાણી ઘણું સારૂંછે. અગરજો ચામડીઉપર ફોલ્લા, ગુમડાં, ખુજલી, કે બીજું હરકોઇ જાતનું ચામડીનું દર્દ થયું હોય, તો "ડાક્ટર"ને પુછીને તેનો તરત ઇલાજ કરવો. એવીવેળા પોતે પોતાના વૈદ બનવું ખોટુંછે.

એક ગૃહસ્થના "ટૉઇલેટ"નેમાટે પણ નાહાવાનું સર્વેથી ઘણું અગત્યનુંછે. તેને ઉન્હાળામાં સવારસાંજ બેવાર, અને શિયાળામાં એક-

---

૧ Glycerine. ૨ Pomade.

૩ Toilet-powders. ૪ Cosmetics. "કોસમેટિક્સ."

વાર અગત્યકરીને નાહાવુંજ જોઇએછે. ગામડાંમાં રહેનારા ગૃહસ્થો થંડાં પાણીએ નાહી શકેછે, પણ શેહેરમાં રહેનારા ગૃહસ્થોએ તેમ કરવાનો લોભ કરવો ન જોઇએ, કેમકે આખું વર્ષ થંડાં પાણીએ ચાલુ નાહાવા-માટે ઘણો મઝબુત અને તનદરોસ્ત બાંધો હોવો જોઇએછે. એક મઝ-બુત બાંધાનો ગૃહસ્થ જો ૬૦ થી ૭૦ "ડીગ્રી"નાં ગર્મ પાણીથી નાહે, તો તેમાં કશું ખોટું નથી, પણ શિયાળામાં ૮૫ થી ૯૫ "ડીગ્રી"નાં પાણીથી નાહાવું વધારે સલામતીભર્યું ગણાયછે. નાહી રહ્યાપછી શરીર સારીપેઠે લુછીને કોરડું કરી નાખવું જોઇએછે. મ્હોડું ધોવાપછી બરા-બર ઘસીને ન લુછવાથી મ્હોડાંઉપર છાંટા પડી આવેછે. નાહી રહ્યાપછી થોડોવાર નાગે શરીરે રહેવું સારૂંછે. શરીર કોરડું લુછી નાખવાપછી શરીરને હવા અને સૂર્યમાં ખુલ્લું રાખવાથી તે તનદરોસ્ત થાયછે, અને તેટલામાટે કેટલાક તબીબો સૂર્યમાં ખુલ્લાં નાહાવાની મઝબુત ભલામણ કરેછે. દરિઆનાં પાણીમાં નાહાવાપછી સોજાં મિઠાં પાણીએ ફરી નાહાવું સારૂંછે.

દાઢીવાળા ગૃહસ્થોએ દાઢીને સંભાળથી વારંવાર ધોવી, કાતરવી, અને હોરવી જોઇએછે, અને તેના તથા થોભિયાના બાલ કઠણ "બ્રશ"થી હોરીને, તથા સાબુ અને ગર્મ પાણીથી ધોઇને અતિઘણાં સાફ રાખવા ઘટેછે. દાઢીનો ઘાટ મ્હોડાંનાં ઘાટસાથે મળતો હોવો જોઇએછે. લાંબા બાલ ગૃહસ્થોને છાજતા નથી. ઇંગ્રેજોમાં ઘણી લાંબી મુછો પસંદ કર-વામાં આવતી નથી.

હેજ વધારે બોલી આ અતિ અગત્યનું પ્રકરણ સમાપ્ત કર્યે છૈયે. બાનુઓએ તથા ગૃહસ્થોએ નાકમાંથી બહાર દેખાતા તથા કાનોઉપર ઉગતા ઝીણાં બાલો કાહાડી નાખવા જોઇએછે; કાન, નાક, નખ, દાંત, ઇત્યાદિ રસ્તામાં, કે બીજાંઓનાં દેખતાં સાફ કરવાં ન જોઇએ, એ સઘળું કામ પોતાના ખાનગી ઓરડામાંજ થવું જોઇએ; બાનુઓએ પોતાના પુશાકઉપર ઘણું ઝાલરઝુલર, કે ઘણું પટાપટી કરવું ન જોઇએ; તેણીઓએ કાનો તોડી પાડેએવાં મોટાં "યરિંગો"[૧] પેહેરવાં ન જોઇએ; શું બાનુઓએ કે શું ગૃહસ્થોએ રંગીન "બુટો" પેહેરવાં ન જોઇએ, કેમકે તેથી તે પેહેરનારનો નઠારો શોખ જણાયછે. બાનુઓનાં

૧ Ear-rings.

"બુટો" નો રંગ ખુલો ગુલાબી કે "બ્લુ" હોવો જોઇએ, પણ સુફેદ કે કાળી "સાટીન" ના કે "કિડ" ના "બુટો" વધારે સ્વચ્છ અને શોભિતાં લાગેછે.





## પ્રકરણ ૧૮.

# થોડીક અગત્યની સૂચનાઓ.

## A FEW USEFUL HINTS.

( એ ફ્યુ યુસફુલ હિન્ટસ. )

જોકે આ પ્રકરણમાં જણાવેલી બાબતો બીજાં આગળાં પ્રકરણોમાં જુદેજુદે રૂપે અને છુટીછુટી આવી પણ ગઇ હોય, તોયે તેઉપર ફરીથી ધ્યાન આપવાની વાંચનારને અગત્યછે.

અગરજો તમો વિવેકી થવાનું શુરૂ કરવા માંગતાં હોવ, તે પ્રથમ તમારાં શરીરની બાબતઉપર સર્વેથી વધુ લક્ષ દેજો. અને જો તમો તેમાં બીદરકાર રહેશો, તોપછી બીજી દરેક બાબતમાં પણ તમો પછાત પડશો, માટે બનતાંતુલીક વધુ ધ્યાન તમારૂં શરીર શોભાવવા, અને પુશાકઉપર આપવાની એક વિવેકી બાનુની કે ગૃહસ્થની મુખ્ય ફર્ઝછે. પુરતી સંભાળથી તમારૂં શરીર સજવું, એ એક સંસારી તેમજ તમારી પોતાની પેહેલી ફર્ઝ સમજવી, અને તેબાબે જરાપણ બીદરકાર રહેવું ન જોઇએ. તમારે ગમેતો મેલાં અને અને ફાટાંતુટાં કાપડાં પેહેરીને ગમે ત્યાં જશો, તો તેમ કરતાં તમોને કોઇ અટકાવશે નહીં, પણ તેવીરીતે ગલીચ હાથો અને મ્હોંડાંસાથે, તેમજ હાલહવાલ પુશાક પેહેરીને એક આબરૂદાર મંડળીમાં જઇ, ત્યાં બીજાંઓમાં કમકમાટ ઉપજાવવાનો તમોને કશો હક નથી. જેવા તમોને હકોછે, તેવાજ બીજાંઓને પણ છે, અને તેટલા-માટે બીજાઓનું દેલ કચવાવવાનો તમોને વધુ કશો હક નથી.

કોઇપણ સાદી અકલનું માણસ, પછી તે સ્ત્રી હોવ કે મર્દ, તોયે તે એવી કંટાળાભરેલી અને ધિક્કારવાજોગ ચાલ ચલાવી મંડળીમાંથી બાતેલ થવાને કદીપણ ઇચ્છતું નથી.

પણ ન્હાનાં દીવાનખાનાંમાં જવાનો તેઓને કશો હક નથી.

સફાઇદાર ચામડી તનદરૅાસ્તી, ખુબસુરતી, અને સુખશાંતીનેમાટે પુષ્કળ અવશ્યનીછે, અને તેટલામાટે શરીર સફાઇભર્યું રાખીને તમારી ચાલચલણને તેમજ તનદરૅાસ્તીને શોભાવવું, અને સામાં ધણીનો તિરસ્કાર ખેંચી ન લેવાની દરેક જણની ફર્ઝ છે. એટલાસારૂ આ બાબતઉપર જેટલું બની શકેએટલું ધ્યાન આપવાની એકવાર ફરીથી સખ્ત ભલામણ કર્યામાં આવેછે.

શરીરને સ્વચ્છ રાખવામાટે દરરોઝ નાહાવાની ઘણીજ અગત્યછે. દરરોઝ સવારના બિછાનેથી ઉઠયાપછી બનતાંતુલીક ઉતાવળે નાહાવું જોઇએછે, અને નાહી રહ્યાપછી શરીરને ખુબ મસળીને લુછી નાખવું, કે જેથી જીવ હલકો પડેછે, અને તનદરૅાસ્તી સચવાયછે. અગરજો તમોને થંડાં પાણીએ નાહાવાની ટેવ ન હોય, પણ તેમ કરવા ઇચ્છતાં હોવ, તો પ્રથમ થોડા દિવસો થોડું ગર્મ પાણી થંડાં પાણીમાં ભેળીને તેથી નાહાવું, અને એ મુજબે ગર્મ પાણી થોડુંથોડું ઓછું કર્યાં કરતા જવું, અને પછી એકદમ થંડાં પાણીએ નાહાવું. પણ તેમ કરતાં જો તમારી તબિયતઉપર માઠી અસર થતી જણાય, કિંવા તમોને બેચેની લાગે, ત્યારેતો ગર્મ પાણીનોજ ઉપયોગ કરવો વધારે સલાહભર્યુંછે. પણ થંડા કે ગર્મ ગમેતેવાં પાણીથી સાબુ ચોળીને એકવાર નાહાવાની આદત તો દરેક જણે રાખવીજ જોઇએછે.

"ઇંગ્લાંડ" કે એવાજ બીજા મુલકો, કે જ્યાં વખ્તોવખ્ત સખત થંડી પડેછે, ત્યાં કદાચ દરરોઝ નાહાવાને ન બને એ સ્વભાવિકછે, પણ આપણા ગર્મ દેશમાંતો દરેકેદરેક જણે એ ફર્ઝ દરરોઝ અદા કરવી જોઇએછે. પણ વળી નાહાવાનાહાવામાં પણ ફરકછે. ઉપર જણાવ્યામુજબે ઘણુંસરખું પાણી લઇ શરીરઉપર બરાબર સારીપેઠે સાબુ મસળીને નાહાવું ઘટેછે, અને નહીંકે જેમ કેટલાક હિંદુઓ એક ન્હાનીસરખી તામડીભરી પાણી લઇ, તે તેલના ચિકણાં માથાંઉપર ઓતી મેલાં પોટિયાંએજ શરીર લુછીને નાહેછે તેમ! તે તો ફક્ત મન મનાવવાજેવુંછે! ઘણાં ગર્મ દેશમાં દિવસે એકથી વધુવાર નાહાવાથી સુખ, તનદરૅાસ્તી, અને સફાઇ મળેછે. જે તનદરૅાસ્તી વધારેછે, અને તનદરૅાસ્તીજ દોલતછે, તે ખુબ ધ્યાનમાં રાખવું. મુસલીમોના હઝરત પયેઘામબર સાહેબનું મઝબુત ફર્માનછે, કે દરેક દીનદાર મુસલમાને દિવસમાં વારંવાર

શરીરને સાફ કરવું, અને તેવી એક ધર્મતરફી ફર્જ નાખવામાં આવીછે, કે જે ખરેખર તદન વાજબીછે. તેવીજરીતે હઝરત જરથોસ્ત પયગામ-બર સાહેબનું પણ સખ્ત ફર્માનછે, કે એક ભલા જરથોસ્તીએ તનની તેમજ મનની સફાઇ રાખવી. હિંદુ ધર્મમાં પણ અંઘોળ કરવાવિના જમવાની બંદીછે, પણ તે તો કેવીરીતે અમલમાં આવેછે, તબાબે ઉપર જણાવ્યામાં આવ્યુંછે. તોયે હાલના સુધરેલા વખ્તના શાણા અને કેળ-વાયલા હિંદુઓ સાબુ અને પાણીનો સારો ઉપયોગ કરતા જણાયછે, એ એક સારા સુધારાની નેશાનીછે.

પણ દરરોઝ ફકત અંઘોળ કરવાથીજ કાંઇ સર્વે ગરજ સરતી નથી. શરીરનાં સર્વે છિદ્રોમાંથી એક જાતનો ચિકણો પદાર્થ નિકળેછે, કે જે શરીરને નર્મ રાખવામાટે અવશ્યનોછે, અને જેને આપણે "પરસેવો" કરી કહીએ છિયે. આ પરસેવો શરીરઉપર બેઠેલી ધુળનીસાથે જ્યારે મળી જાયછે, ત્યારે ચામડીનાં છિદ્રો બંધ થઇ જાયછે, એટલુંજ નહીં પણ તેમાંથી દુંવાસ નિકળીને માંદગી થાયછે, કે જે દુર કરવાની અતિશય અગત્યછે. તેમ કરવામાટે થંડું યા ગર્મ પાણી અને સાબુનો સઉપયોગ કરવો ઘટેછે. આ ધંધટી દુર કરવામાટે થંડાં પાણીકરતાં ગર્મ પાણી વધારે સારૂંછે. જ્યારે બને ત્યારે વારંવાર કુકું કે થંડું પાણી વાપરવું ઘણું ભલામણ કરવાજોગછે, પણ તેમ કરતાં યાદ રાખવું, કે વાપરેલો સાબુ શરીરઉપરથી સદંતર ધોવાઇ જવો જોઇએ. બનતાંતુલીક સારી જાતનો સાબુ વાપરવો. ઘણા ખુશ્બુદાર સાબુઓ શરીરની ચામડીને નુકસાનકારક હોયછે. ઘણો મોંઘો સાબુ કાંઇ હંમેશાંજ ઘણો સારો ગણાતો નથી. ચોકસ જાણીતા બનાવનારાઓનો સાબુ ખબર કાહાડીને વાપરવાની સંભાળ લેવી જોઇએ. ઘણો હલકી જાતનો સાબુ વાપરવાથી શરીરની ચામડી સુકી થઇ જાયછે, તે યાદ રાખવું.

આખાં શરીરમાંનો સર્વેથી જલ્દી ગંદો થતો ભાગ પગોછે, અને તેથી તેઓમાંથી બીજા ભાગોકરતાં વધારે દુર્ગંધ નિકળેછે, માટે બનતાં-તુલીક તેઉપર વધુ ધ્યાન આપવું જોઇએછે, તેમાં મુખ્યકરીને જેઓને વધારે પરસેવો છુટતો હોય, તેઓએ તો પગોની વધારે માવજત કરવી જોઇએછે. એટલામાટે પગોને દરરોઝ, અને જો બની શકે તો દિવસમાં એકથી વધુવાર થંડાં કે ગર્મ પાણી અને સાબુથી ધોઇને સ્વચ્છ રાખવા.

એકવાર નાહીને પાછાં તેજ ઉતારેલાં કપડાં પેહેરવાં એમાં કશો સાર

નથી. આગમચથી ઉતારેલાં પણ ધોઇને સ્વચ્છ કીધેલાં લુગડાં પેહેરવાં જોઇએછે, નહીંતો નાહાવાનું તદ્દન વ્યર્થ સમજવું. દરેક જણથી ઉંચાં, ફુમાસદાર કપડાં પેહેરવાને બને એમ સમજવું, એજ મૂર્ખાઇછે, તોયે ગમેએવાં જાડાં, સસ્તાં કપડાં પણ ધોઇ સ્વચ્છ કરીને તે પાછાં વાપરવાં જોઇએછે. દિવસે પેહેરેલાં લુગડાં રાત્રે સુવા જતીવેળા ઝરૂર બદલવાની સંભાળ લેવાથી તનદરોસ્તીઉપર સારી અસર થાયછે. રાત્રે પેહેરેલાં કપડાં સવારે તડકાંમાં સારીપેઠે સુકાવા દેવાં જોઇએછે.

અલબતાં, તમો કોઇપણ મંડળીમાં, કે ખુદ તમારે ત્યાંની જમવાની મેઝઉપર ગંદા હાથોસાથે તો કદીપણ જવાને ઇચ્છશો નહીં, તેમાં મુખ્યકરીને તમારા ગલીચ નખો સાથે? જ્યારે પણ હાથ મ્હોં ધુઓ, ત્યારે તમારાં નખોને બરાબર સાફ કરવાને ચુકશો ના, કારણકે ઘણુંકરીને તેમાંજ વધુ મેલ જમા થઇ રહેછે, અને મેલાં નખો ગંદી ટેવની નેશાનીછે, માટે એક બાનુએ કે ગૃહસ્થે શરીર સ્વચ્છ રાખવાસાથે હાથ મ્હોં ધોતીવેળા હંમેશાં નખો પણ સાફ રાખવાની ઘણી કાળજી રાખવી જોઇએછે. તેઓને હંમેશાં સરખાં કાપ્યાં કરવાં, કે તેમાં મેલ ભરાઇ રહેવાનો સંભવ રહે નહીં. જો નખો ઘણાં લાંબાં રાખશો, તો તેઓ ભાંગી જશે, અને તેમ થવાથી વાકાંટીકાં દેખાશે, તેમજ વળી જો ઘણાં ટુંકાં કાપશો, તો આંગળાંની ટીચકીઓનું રક્ષણ તેઓથી થશે નહીં, કે જેનેમાટે ખાસ તેઓની અગત્યછે.

શરીરના કોઇપણ બીજા ભાગોકરતાં એક બીદરકાર માણસ સાધારણરીતે માથાંની બાબતમાં વધારે બીદરકાર રહેછે, અને તેથી ઘણીક નુકસાની થાયછે. બાલમાં ખોરો થાયછે, ધૂળ જમા થાયછે, તાલકની ચામડીમાં દર્દો ઉભાયછે, અને બાલ સુકા થઇને પછી ખરી પડેછે, અને જો તેઓની વખતસર સંભાળ લેવામાં આવતી નથી, તો માથું બોડકું થઇ જાયછે. જ્યારે પણ અને જેટલી પણ વખ્તે બનેએટલી વખ્તે માથાંને ધોઇ સાફ રાખવું જોઇએછે. કેટલાકોનો એવો વિચારછે, કે માથાંને વારંવાર ધોયા કર્યાથી બાલને ઇજા થાયછે, પણ તે વિચાર ભૂલભરેલોછે, તેથીઉલટું તેમ કરવાથી બાલની વધ થાયછે, અને તેઓની શોભા પણ વધેછે. અગરજો બાલને સાબુ ચોળીને ધોવો, તો તેઉપરનો સાબુ બરાબર ધોવાઇ જાય, તેની સંભાળ લેવી જોઇએછે. બાલને દરરોઝ સવારના પુરતીરીતે હોળવામાં, અને પછી "બ્રશ" કર્યામાં આવે, તો

તેઓને વારંવાર ધોવાની પણ ઝાઝી અગત્ય રેહેતી નથી. અગરજો તાલકને સારી તનદરોસ્ત હાલતમાં રાખવામાં આવે, તો બાલ બીના, ચળકતા, અને ભરેલા રેહેશે, અને પછી ઘણાં તેલો કે તરેહવાર "હૅર-વૉશ"નો[1] ઉપયોગ કરવાની પણ ઝાઝી જરૂર રેહેશે નહીં, કેમકે ઘણાં-ખરાં "હૅર-વૉશ" ખરેખરો ગુણ કરવાનેબદલે સામો અવગુણ કરેછે. રાત્રે સુતીવેળા બનતાંતુલીક માથાંને ખુલ્લું રાખવું, અને ટોપી પેહેરીને સુવું નહીં, કારણકે તેમ કરવાથી અકુદરતીરીતે માથું ગર્મ રેહેછે, માથાંને તાઝી હવાનો લાભ મળતો અટકેછે, અને તેમાંથી નિકળતો ચિકણો પદાર્થ છુટથી નિકળતો અટકવાનેસબબે બાલ નબળા પડી જઈ આખરે ખરી પડેછે. બાનુઓએ ગમેતો રાતના સુતીવેળા બાલને સરખા કરી તેઉપર જાળી પેહેરવી ઠીક થઈ પડશે.

દાંતોની સંભાળ લેવાને પણ ભૂલશો ના. તનની સફાઈ, તનદરો-સ્તી, દમનો સ્વચ્છ શ્વાસ, વગેરે બીજાં ઘણાંક કારણોનેમાટે દાંતોને સોજાં પાણી અને "ટુથ-બ્રશ"થી ઘસીને સાફ રાખવા જોઈએછે. અગરજો જરૂર જણાય, તો પાણીમાં સેહેજ સાબુ પિગળાવીને તેવડે દાંતોને હમેશાં દરરોઝ સવારના સાફ કરવા. દાંતોને બહારથી તેમજ અંદરથી, દરેક બાજુથી સાફ કરવા. દાંતની બાબતમાં જેટલી સંભાળ લેશો, એટલી થોડીછે. "બ્રશે" દાંતોને સાફ કરવાપછી બીજાં સોજાં થંડાં પાણીથી કોગળા કરવા, ઘણાંક જણાં દરેક વખ્તનું ભોજન લીધાપછી પણ દાંતો-ઉપર સેહેજ "બ્રશ" ફેરવવાની કાળજી રાખેછે, અને તેમાં કશું ખોટું નથી. તોયે ઘણા કઠ્ઠણ "બ્રશ" અને ચણું ઘસીને વારંવાર દાંતો સાફ કર્યાથી તેઉપરનું પડ, જે દાંતોનેમાટે અવસ્યનુંછે તે તથા પારાઓ ઘસાઈ જાયછે. જમી રેહેવાપછી "કુવિલ"ની દાંતકોતરણી વડે તેમાં ભરાઈ બેહેલા ખોરાકની રજકણો કાહાડી નાખી એકાદબે કોગળા કરવા સારાછે. ઘણાંકો "કુવિલ"નેબદલે કાંટી, કે એવીજ કોઈ બીજી જાતનાં નર્મ લાકડાંની પાતળી સળીથી દાંતોને કોરેછે, અને તે પણ ભલામણ કરવાજોગછે. કદીપણ ધાતુની દાંતકોતરણી વાપરવી નહીં, કારણકે તેથી દાંતોનું નખોદ વળી જાયછે. કેટલાક દાંતો બીજા દાંતો-કરતાં વેહેલા કોહીને નિકળી પડેછે, પણ ઉપર જણાવ્યાપ્રમાણે તેઓની સંભાળ લેવાથી તેઓ વધુવાર ટકી રેહેશે, અને બુઢાપણાંમાં કામ આવશે.

---

૧ Hair-wash. બાલને લગાડવાની સુગંધી મેળવણી.

જો થોડાક ખખરી ગયા હોય, તો બાકીના બીજા જેબી રહ્યા હોય, તેઓને બચાવવાનો પ્રયત્ન કરજો. ઝરૂર કરી તમારાં બાળકોનાં દાંતોની ઘણીજ સંભાળ લેવાને ચુકશો ના.

વર્ત્તમાનપત્રોમાં તરેહવાર જાતના દાંતના મંજનો, "ટીથ-વૉશ," અને એવીજ બીજી મેળવણીઓની પુષ્કળ ઝાહેર ખબરો છપાયછે, પણ તેઓથી ચેતેલાં રહેવામાં ડાહાપણછે, કારણકે તેઓમાં વપરાયલી વસ્તુઓ ઘણીકવાર ગુણનેબદલે ઉલટો અવગુણ કરેછે. અગરજો કોઇબી જાતનું દાંતનું મંજન જોઇતું હોય, તો બળેલા કોયલાનો સાદો ભુકો બીજાં અવગુણકારક અને મોઘાં મંજનોકરતાં વધારે સલામતીભર્યોછે. છતાં ઉપર જણાવ્યામુજબે ફકત થંડાં પાણીસાથે સ્હેજ સાબુનું ફીણ લઇ તેનેથી "બ્રશ" કરવું વધારે સલાહકારકછે.

ટુંકમાં એક બાનુએ કે ગૃહસ્થે પોતાનાં દાંતોની સફાઇઉપર ઘણુંજ ધ્યાન આપવાની ભારે અગત્યછે.

મ્હોંમાંથી નિકળતી નઠારી વાસ ઘણુંકરીને દાંતોની માવજત જોઇએએવી બરાબર ન લેવાનેલીધે હોયછે. અગરજો પેટમાં ભાર થયો હોય, અને તેથી જો મ્હોંમાંથી નઠારી વાસ આવતી હોય, તો સોજો અને સાદો ખુરાક લેવો, તેમજ ઝાડો સાફ આવે, તેનો ઉપાય કરવો જોઇએછે.

આ તો દેખાઇતુંછે, કે વિવેકને તનદરોસ્તીસાથે ઘણી નેસ્બતછે, તેટલામાટે તનદરોસ્તી જાળવવામાટે જો અત્રે કાંઇ જણાવ્યામાં આવે, તો આશાછે, કે અમારાં શાણાં વાંચનારાંઓ તેને ભલતી બાબત સમજશે નહીં. જેમ મંડળીનેમાટે વિવેકો અવશ્યનાછે, તેમ શરીરના માંહેલા અવયવો, તનદરોસ્ત કાળજું, સારી પાચનશક્તિ, વગેરે તનદરોસ્ની તેમજ જાતી સુખસગવડનેમાટે ઝરૂરનાંછે.

ખાધાનો ઘણો અભખરો રાખવાથી પાચનશક્તિ બગડેછે, માટે જેટલું કુદરત માંગે, તેટલુંજ ખાવું વધારે સારૂંછે. દરરોઝ ઉંચાં અને તરેહવાર પકવાનો, તેમજ ઉંચા દારૂઓ તનદરોસ્તીનું નખોદ વાળનારાંછે, અને તે એટલાઉપરથીજ સાબેત થશે, કે ઘણુંકરીને એક ગરીબ માણસ એક તવાંગર આસામીકરતાં તનદરોસ્તીમાં ઘણો ચઢિયાતો રહેછે. "એક તનદરોસ્તી હઝાર ન્યામત," એ સોનાના મૂળની કેહેવતને હંમેશાં યાદ રાખજો, અને ખાનાંઉપર મનને મારીને હાથ ખાંચજો. નહીંતો ગમેએટલી દૌલતછતાં તમારી ઝેંદગી કંગાલ થયેલી સમજજો. જાનવરોવટીક

પોતાનેબરનો અને જોઇતો ખુરાક પસંદ કરેછે, અને ખાયછે, અને કદી-પણ એવીનીપેઠે વધુ ખાઇને પોતાની તનદરોસ્તીનું નખોદ વાળતાં નથી. ત્યારે માણસજાત, કે જેને પરમેશ્વરે બુદ્ધિ આપીછે, તેનો જો તે સઉપ-યોગ ન કરે, તો જાણવું, કે તે જાનવરથી પણ બદતરછે. ખાવાની વસ્તુઓનો શોખ ભલે રાખો, પણ તે તમારી તનદરોસ્તીને કેવીરીતે માફક આવશે, તેઉપર પણ ધ્યાન આપવું જોઇએછે. ગમેએવો પણ જે ખુરાક જલ્દી પચે, શક્તિ આપે, અને જેથી ભૂખ મરે, તે તનદરોસ્તી બક્ષનારો, શક્તિ આપનારો, અને ખુબસુરતી વધારનારો ગણાયછે.

છતાં ભૂખ પણ ઘણીવાર કુદરતને કમાર્ગે ઉતારેછે. કેટલીક વસ્તુઓ જે તનદરોસ્તીને ભારે નુકશાનકારકછે, તેતરફ માણસજાતને ખુદ કુદરત દોરવેછે. દાખલાતરીકે તંબાકુ, ઉંચા અને જલદ દારૂઓ, વગેરે. જીભને ખોટો અને હાણીકારક શોખ લાગે, એવી શોધો પકવાનોમાં થાયછે, અને તેથી ઘણીવેળા આપણે આપણી ઝેંદગીને લંબાવવાને ખાતા નથી, પણ તેને ટુંકી કરવાનેમાટે ખાઇયે છૈયે, યાને ટુંકમાં સાદો, સુતરો, અને સંગીન ખુરાક માણસજાતની ઝેંદગી લંબાવવાને અને તેને તનદરોસ્ત તથા ખુબસુરત કરવાને ઘણોજ અગત્યનોછે.

બનતાંતુલીક **વગર ભૂખે ખાવું નહીં**, એ નિયમ હંમેશાં યાદ રાખવો, પછી ગમેએવાં મ્હોંસવાદયાં તમારીસનમુખ હાઝર હોય. એવી-રીતે વગરભૂખે ખાધેલો ખુરાક પચવાનેબદલે સાવ ભારે ઝહરજેવો થઇ પડેછે.

શુંશું ખાવું, તે તમારા દેશની હવા, રૂતુ, અને તમારા ધંધાઉપર મુખ્ય આધાર રાખેછે, માટે તેવિષે વિસ્તારીને જણાવવાનું કામ આ ચોપ-ડીનું નહીં, પણ વૈદકનેલગતાં પુસ્તકોનુંછે, તોયે ફકત એટલુંતો જણાવી-શું, કે થંડીના મુલ્કમાં યા થંડીની મોસમનાકરતાં ગર્મ દેશમાં યા ઉન્હા-ળામાં ભારે ચર્બીદાર ખુરાક વધારે નુકસાનકારકછે.

સારો ખુરાક એટલે ઘણો ઉંચો અને મસાલાદાર ખુરાક સમજવો નહીં. તો જોકે એક યજમાનને પોતાનાં મેહમાનોને ઉંચો ખુરાક ખવ-ડાવવાની ફર્ઝ પડેછે, એવા વિચારથી, કે સાદું ખાનું તો તેઓ હંમેશાં પોતાને ઘેર ખાયછે, માટે જ્યારે ખાસ ખાનાંઉપર નોતર્યાંમાં આવે, ત્યારેતો ઉંચું ખાનું તેઓને પિરસવુંજ જોઇએ!

લીલો મેવો ઘણો તનદરોસ્તી વધારનારો તેમજ સ્વાદદારછે, માટે

દરેક યજમાનાએ પોતાની ખાનાંની મજલેસવેળા પુરતો, સારો, તરેહવાર જાતનો મેવો પરોણાંઓનેમાટે હાઝર કરવાની ઘણી કાળજી રાખવી ઘટેછે, કેમકે દરેક તનદરોસ્ત માણસને મેવાઉપર કુદરતીરીતે વધારે ભાવ રહેછે, અને જેઓ આ કુદરતી પુષ્ટિકારક વસ્તુતરફ અભાવ રાખેછે, તેઓની આપણે દયા ખાવી જોઇએછે. કેટલાંકો ચોકસ મૌસમમાં તાઝા મેવાતરફ શકની નઝરથી જોઇને તે ખાવાથી પરહેઝ રહેછે, એવા ભૂલભરેલા ખ્યાલથી કે તેથી "કોલેરા," મરડો, વગેરે દર્દો થાયછે, અને કોહાને નુકસાન કરેછે. પણ ખરી બાબત તો તેથી ઉલટીજછે. એવાં દર્દોમાટે પાકા મેવા કરતાં બીજું વધારે સારૂં કોઇજ નથી. તોયે તે રીતસર, પચતો, અને વખ્તસર ખાવો સારોછે. જેમ બનેએમ કાચો મેવો ખાવાથી દુર રહેવું, અને જો જરાપણ કોહેલો જણાય, તો તે નખાધેલો વધારે સલામતીભર્યું છે. ઉન્હાળામાં પુરતો તાઝો મેવો ખાવો, એનાજેવું બીજું કાંઇપણ વધારે સારૂં નથી, અને એટલામાટે દરેક યજમાનાએ પોતાની મેઝઉપર તાઝા મેવાનો પુરતો જથો રાખવો, એ ઘણું સલાહકારકછે. થંડીની મૌસમમાં તેની ઝાઝી ઝરૂર રહેતી નથી, તોયે તેવીવેળાએ પણ મેવો તો "ટેબ્લ" ઉપર અવશ્યનો ગણાયછે. અગરજો એવી કોઇ મૌસમમાં તદન તાઝો મેવો ન મળે, તો પછી શીરામાં આંથેલો મેવોવટીક એવીવેળા હાઝર રાખવાની દરેક યજમાનાએ કાળજી રાખવી જોઇએછે.

જ્યારે પણ તમારૂં હોજરૂં ખુરાકની માંગણી કરે, ત્યારે બેલાશક ખાજો. જેઓ નિયમસરની ઝેંદગી ગુજારેછે, તેઓનું હોજરૂં પણ નેમેલે વખ્તેજ ખુરાક માંગશે, તે યાદ રાખવું, માટે નિમેલે વખ્તેજ ખાનું લેવું, એ નિયમ કદીપણ ભૂલતા નાં. તેમ ન કરશો, તો બદહઝમીથી પીડાશો, ઉંઘ ખોહેશો, અને તમારી ઝેંદગી તમારે પોતાને હાથેજ કંગાલ કરશો. દહાડામાં કેટલીવાર, અને કયે વખ્તે ખાનું લેવું, તે જણાવવાનું કામ આ ચોપડીનું નથી, તોયેપણ એટલું તો યાદ રાખજો, કે તમારાં હંમેશનાં ભોજનોનીવચ્ચે જે ગમે તે દગર્યાં કરવાની ટેવ અતિ નુકસાનકારકછે. બનતાંસુધી એવી કુટેવથી તમારાં બાળકોને પણ દુર રાખજો, કે જેથી તેઓ તનદરોસ્ત, ખુબસુરત, અને વિવેકી થશે.

કેટલું ખાવું, તેનું માપ કે ભરત આપવાનું કામ આ ચોપડીનું નથી. તે ખાનારની ઉમર, જાતિ, ધંધો, અને રૂતુઉપર આધાર રાખેછે, તોયે એટલું તો જણાવ્યાવિના ચાલતું નથી, કે જેમ ખુરાકની જાતઉપર

આધાર રહેછે, તેમજ તેનાં વઝનઉપર પણ મોટો આધાર રહેછે. થોડું ખાવાની ભુલ કરવી, એ વધુ ખાવાની ભુલ કરવાકરતાં વધારે સારીછે. ખાવાપછી ઝુકણું આવે, પેટ સુસ્ત થઇ જાય, અને ચાલવાહાલવા ન ગમે, તો જાણવું, કે જોઇએ તે કરતાં તમે વધારે ખાધુંછે, માટે જ્યારે પણ ખાઓ, ત્યારે **ધીમેધીમે ખાજો, બરાબર ચાવીચાવીને ખાજો, અને ઘણું ખાતાં નાં.**

જો જોઇતો અને માફકસર ખુરાક તમો ખાશો, તો તમોને ઘણી તરસ લાગ્યા કરશે નહીં. જોઇએ તેકરતાં વધુ તરસ લાગે, એ એવું દેખાડેછે, કે તમારો કોઠો બરાબર નથી, અને તે જેઓ ભારી ખાનું ખાઇ આવ્યા હશે, તેઓને તેનો અનુભવ તો થયોજ હશે.

જીવવાને અને તનદરોસ્ત રહેવાનેમાટે દરેક જણને સાદું પાણી ઘણુંજ અવશ્યનુંછે, તે ઘણું સ્વચ્છ હોવું જોઇએ. નઠારૂં પાણી વાપરવાથી અનેક દર્દો ઉત્પન્ન થાયછે.

ઘણી જલદ ચા પીવી નહીં, અને કાફી પીઓ, તો જેટલી કાફી હોય, તેનાંકરતાં બમણાં વઝનનું ઉકાળેલું દુધ તથા બરાબર મીઠાસ તેમાં મેળીને પીવી સારીછે.

સર્વે ખાવાનું કે પીવાનું, કે જેથી નઠારો શ્વાસ આવે, તે હંમેશાં મંડળીમાં ફરનાર બાનુએ કે ગૃહસ્થે તજવો જોઇએછે. કાંદાના શોખીનોએ આ બાબત ખાસ કરીને ધ્યાનમાં રાખવી, અને પોતાના શોખનેખાતર બીજાંનું નાક ગંધારાએ ફાડી નાખવું, એ વિવેકી નથી, તે ખુબ યાદ રાખવું. ગમે તે કારણે મ્હોંમાંથી નિકળતી ખરાબ વાસ દુર કરવાનો યત્ન કરવો.

મંડળીમાં બેશીને નખો કાપવાં કે ઘસવાં નહીં; દાંતો કોતરવા નહીં; બાલો હોળવા, કે એવુંજ બીજું કાંઇપણ કરવુંનહીં. તે સર્વે તમારા પોતાના ઓરડામાં ખાનગીરીતે કરવું જોઇએછે. મંડળીમાં નાકમાં આંગળાં ઓસીને ચેપડા કાહાડવા, કે કાનો કોતરવા, અથવા માથું કિંવા શરીરનો બીજો કોઇપણ ભાગ ખવડવો, એ વિવેકી બાનુ કે ગૃહસ્થનું કામ નથી. તમારાં મનઉપર કાબુ રાખીને જો એવી કોઇ કુટેવ તમારાંમાં હોય, તો તે દુર કરવાનો યત્ન કરવો. પેહેલી નઝરે આ સઘળી બાબતો ઘણી નજીવી લાગેછે, પણ ધાર્યાજેટલી તે નજીવી નથી, અને તેઉપરથી તમો કેટલાં વિવેકીછો, તે સામાં ધણીને તરત જણાઇ જાયછે.

આ પ્રકરણ કદાચ અમારાં ઘણાંક વાંચનારાઓને અત્રે નકામું લાગશે, પણ તેમ નથી. સારી તનદરોસ્તીવાળું માણસ હંમેશાં વિવેકી જણાયછે, અને તેટલામાટે આ પ્રકરણ આપેલું તદન વ્યર્થ ગણાશે નહીં, એવી અમારી ખાતરીછે.





## પ્રકરણ ૧૯.

# થોડાક સાધારણ વિવેકી ટુચકાઓ.

## A FEW HINTS ON ETIQUETTE.

( એ ફ્યુ હિન્ટસ ઑાન એટિકેટ. )

આ પ્રકરણમાં જણાવેલા થોડાક વિવેકી ટુચકાઓ પણ આગળનાં પ્રકરણનીજપેઠે બીજાં પ્રકરણોમાં જુદેજુદે રૂપે આવી ગયેલા હોવાછતાં, તેઓને અત્રે ફરીથી આપવામાં આવ્યાછે, અને તેઉપર દરેક વિવેકી બાનુ કે ગૃહસ્થે ખુબ ધ્યાન આપવાની અગત્યછે.

એક "ફ્રેન્ચ" લખનાર કહેછે, તે ખરૂં છે, કે "સલામ કરવી, એ સારાં ખાનદાનની કસોટીછે." જુદીજુદીરીતે કેમ અને કેવીરીતે સલામ કરવી, એ જેવો વખત, જેવી જગ્યા, જેવો સંજોગ, અને જેવાં લોકોનીઉપર મુખ્ય આધાર રાખેછે. અગરજો તમો તમારા કોઇ અંગત મિત્રને મળશો, તો ખરા પ્રેમભાવથી તેનીસાથે "શેક-હાંડ" કરશો, અને તેની તથા તેનાં કુટુંબની તનદરોસ્તીની ખબરઅંતર પુછશો; તેમ કોઇ બીજા ઓળખાણવાળાને મળતાં ફકત નમીને કશું પણ બોલવાવગર સલામ કરશો; તેમ વળી સ્હેજ પીછાનવાળાતરફ તમો સ્હેજ માથું ધુણાવીને એમ દેખાડશો, કે "હા, હું તમોને ઓળખુંછું." તોયે તમોએ કોઇની પણ હાઝરીમાં કોઇપણ રીતે સલામ કરવાવિના આવવું ન જોઇએ, સિવાય કે તમો તમારાં કોઇ ખાસ કારણનેમાટે જાણે તેની હસ્તીવિષે અખાડાજ કરવા માંગતા હોવ, અને તે પણ જો તે તમારી ઓળખાણને તદન નાલાયક, અને મંડળીને નુકસાનકારક કે ધાસ્તીભરેલો હોય. તમોને કોઇ ધણીસાથે ટંટો હોય, તોયે જો તમો તેને એકાદ મંડળીમાં મળો, તો સાધારણરીતે થંડાં દેલથી, અને ઘણીજ સભ્યતાથી

સ્હેજ નમવું જોઇએછે, અને નહીંકે જાણે તેને જોયોજ ન હોય, એવી-રીતે તદ્દન અખાડા કરી જવા, એવી વર્ત્તણુક અવિવેકી ગણાયછે.

તમારેથી ગમેએવો ઉતરતી પદવીનો કે ગરીબ આસામી જો તમોને સલામ કરે, તો તરત તેને પાછી સલામ કરજો, એમ ન કરવું, એ છાલકાં ભેંજાંની નેશાનીછે.

"લા ફૉંટેન" નામનો એક અચ્છો લખનાર જણાવેછે, કે "એક સલામછે, તે તમારીઉપર તરત મુદ્દતની ખેંચેલી હુંડીજેવીછે, અને તમારી આબરૂ જાળવવામાટે તે સ્વિકારી જાણે નાણાં પુરેપુરાં પગાર કર્યાં હોય, તેમ તેનો પાછો ઉત્તર તરત તમોએ દેવો જોઇએછે." "ઈંગ્લાંડ" નાં સર્વેથી ઉંચી પદવીના અને ઉંચ બુનિયાદના બે વિવેકી રાજાઓ, "ચાર્લ્સ" બીજો, અને "જ્યૉર્જ" ચોથો, પોતાની રૈયતના ગમેએવા મુફ્લેસમાં મુફ્લેસ માણસની સલામનો જવાબ તરત પોતાની ટોપી ઉતારીને પાછો વાળતા હતા.

ઉપલા બન્નેકરતાં પણ વધારે મોટો અને ખરો ગૃહસ્થ અમેરિકાનો "પ્રેસિડંટ જ્યૉર્જ વૉશિંગટન" હતો, છતાં જો રસ્તામાંથી પસાર થતાં ગમેએવો ગરીબમાં ગરીબ એક હબ્શીવટીક તેને ટોપી ઉતારીને સલામ કરતો, તો તે પોતે પણ તરત પોતાની ટોપી ઉતારી તેનો પાછો ઉત્તર દેતો હતો.

મુલાકાતે આવનાર એક ગૃહસ્થને આવકાર દેવાનું કામ ઘણુંકરીને ઘરધણિયાણીનુંછે, માટે એવીવેળાએ તેણીએ શાંત સ્વભાવ, અને મનઉપર પુરતો કાબુ રાખવો જોઇએછે, અને અગત્યકરતાં વધારે બીનજરૂરી વિવેક દેખાડવાની કાળજી રાખવી જોઇતી નથી. એમ કરવાથી તમારી મુલાકાતે આવેલો વધારે કરારથી રહેશે, અને તેની મુલાકાત, પછી તે ગમેતે સબબસર હોયછતાં, તેને તેમજ તમોને બન્નેને વધારે ખુશકારક થઇ પડશે.

મુલાકાતે આવનાર જેવો દીવાનખાનાંમાં દાખલ થાય, કે તમે બેઠેલાં હોવ, તો ઝટ ઉઠીને તેને આવકાર દેવા આગળ જજો, અને તેને બેસવાની અર્જ કરજો. જો તે જવાન પુરૂષ હોય, તો એક "આર્મ-ચૅર," કે હરકોઇ બીજી ગાદીવાળી કુરસીઉપર બેસવાની ફર્માશ કરજો, પણ જો તે વૃદ્ધ ઉમરનો પુરૂષ હોય, ત્યારેતો ખાસ કરી તેને "આર્મ-ચૅર" ઉપરજ બેસવાની બોંહોંસ કરવી જોઇએછે. અગરજો આ વેળા ઘરધણી મુલાકાતે આવનારને પોતેજ આવકાર દેતો હોય, તો તેણે પોતાના મુલાકાતે

આવનારના બેસવાસાથેજ પોતે પણ એક સાદી કુરસી લઇ તેનેથી થોડેજ છેટે બેસવું, પણ જો મુલાકાતે આવનાર એક ઘણી ઓળખાણવાળી બાનુ હોય, અને તેણીને ઘરધણિયાણી આવકાર દે, ત્યારેતો ઘરધણિયાણીએ તે બાનુની સોડમાંજ બેસવું જોઇએછે. અગરજો એકથી વધુ બાનુઓ સાથે મુલાકાતે આવી હોય, તો તેઓમાંની જે સૌથી વધુ ઉમરની, કિંવા વધુ પદવીની હોય, તેણીને પ્રથમ સર્વેથી વધુ માનભરી જગ્યા આપવી ઘટેછે. થંડીના મુલ્કમાં એવી મુલાકાતવેળા એવી ઉંચી પદ-વીની કે વૃદ્ધ ઉમરની બાઇને હંમેશાં સગડીનીનઝદીકમાં બેસાડવામાં આવેછે.

અગરજો તમોએ કોઇસાથે કોઇપણ સબબસર મેળાપ કરવાનું નક્કી કર્યું હોય, તો બનતાંતુલીક બરાબર નિમેલે વખ્તે હાઝર થવાને કદીપણ ચુકતા ના. આ બાબતમાં આપણા દેશી લોકો હજી ઘણા પછાતછે. મેળાપમાટે નિમેલા વખ્ત કરતાં પા કલાક વધારે મેહરબાની દાખલ હંમેશાં આપ્યામાં આવેછે, તોયે બનતાંતુલીક તે પા કલાક પણ સામો ધણી ખોટી ન થાય, તેની ઘણી સંભાળ લેજો. અગરજો કોઇ ન ધારેલે સબબે જો મોડું થાય, તો તેવિષે તમારો ખોલાસો થોડા શબ્દોમાં કરી, સ્હેજ માફી માંગવાથી તમો ઘણા વિવેકી ગણાશો.

અગરજો તમોએ કોઇને તમારાં પોતાનાંજ ઘરમાં મેળાપ કરવાની કબુલાત આપી હોય, તો તે વખ્તે બીજા કોઇને પણ મળતા ના, પણ તેટલો વખ્ત ફક્ત તેનીજસાથે રોકજો.

ઘણી રોકાણવાળાંની મુકાલાતે કામસર જવું પડે, તો બરાબર નિમેલે વખ્તે જવું, અને તમારાં કામનો ઉતાવળે નિવાડો લાવી, તે ખલાસ થતાંજ ત્યાંથી વિદાય થવું.

જમતીવેળા તમારો ખુરાક હંમેશાં છરીથી કાપવો; પણ તે મ્હોંમાં લઇ જવામાટે ફક્ત કાંટોજ વાપરવો; કાંટાથી જે ખુરાક ખવાઇ ન શકાયએવો હોય, તેજ માત્ર ચમચાવડે ખાવો. ખાવામાટે બંધે હાથો સાથે કદીપણ મ્હોંઆગળ લઇ જવા નહીં. હંમેશાં કાફી, ચા, વગેરે પેયાલાંમાંથી પીવી, રકાબી તો ફક્ત પેયાલું મુકવામાટે પકડવી. કાંઇપણ વસ્તુ ગર્મગર્મ પીવી નહીં, પણ પીવાયએટલી થંડી પડવાસુધી થોભવું.

જમી રહ્યાપછી તમારો છરીકાંટો પાસેપાસે મુકીને તેના હાથાઓ તમારા જમણા હાથતરફ સ્હેજ વાંકા રાખવા. કદીપણ તમારી ખાવાની છરી માખણ કે નમક લેવામાટે તેમાં ખોસવી નહીં, તેમજ તમારો ચમચો ખાંડનાં વાસણમાં ખોસવો નહીં.

માફકસર અને ધીમેધીમે ખાવું, તેમાં તમારી તનદરોસ્તીને પણ ફાયદોજછે. ઉતાવળે, બચરબચર આવાઝે, અને એધીનીમાફક ખાવાનું કામ હલકાં અને અવિવેકી માણસનું, તેમજ તનદરોસ્તીને નાશ કરનારૂંછે. મેઝઉપર જમતીવેળા અનીતિભરેલી, ધિક્કાર છુટેએવી, કંટાળો ઉપજેએવી, અને દમવગરની વાતો કરતા ના. તમો રમુજી ન હોવાછતાં જાણે કેવાક રમુજી હોવ, તેવું રમુજ કરતા ના, તેમ કરવાથી આખી મજલેસની નઝરમાં તમો હલકા દેખાશો. નાક નુછવાની ઝરૂર જણાય, તો બેલાશક નુછનો, પણ તેમ કરતાં ફુઉં-ફુઉં-ફુઉં આવાઝ કાહાડશો ના. જો તેમ કરવાની કે થુંકવાની ઘણીજ અગત્ય જણાય, તો તરત "ટેબ્લ" ઉપરથી ઉઠી જજો.

"ટેબ્લ-કલૅાક" ઉપર કદીપણ નમક મુકતા ના. સારી રીતભાતવાળું માણસ પાઉંસિવાય ખાધાની બીજી કોઇપણ વસ્તુ પોતાની રકાબીનીબહાર મુકતું નથી.

અગરજો દાદરઉપર ચઢતાં કે ઉતરતાં જો તે બે આસામીઓ ઉતરેએટલો પોહોળો હોય, તો તમારીસાથે ઉતરતી બાનુને તમારા હાથની મદદ આપવાની માંગણી કરજો, પણ જો તે તેટલો પોહોળો ન હોય, તો પછી પેહેલાં કોણે ચઢવું કે ઉતરવું, એબાબે વિવેકી મંડળોમાં પણ મતફેરછે, વિવેકના કાનુનોથી જાણકારો પણ આ બાબતમાં એકમત થતાં નથી. રવૈયો પણ કાંઇ ચોકસ નથી. દરેક બાબતમાં એક બાનુને પેહેલો હક વિવેકના રવાઝથી મળેલોછે, ત્યારે આ બાબતમાં પણ તે શામાટે ન આપવામાં આવે, તે સમજી શકાતું નથી. સત્તાસમાન ગણાતો એક લખનાર જણાવેછે, કે "બાનુની પાછળપાછળ ઉતરવાથી તેણીના પુશાકઉપર તમારો પગ પડી જવાનો સંભવ રહેછે, અને ચઢતીવેળા પાછળપાછળ ચઢવાથી તેણીના મોટા પગો, કે જાડી ઘુંટી તમારા જોવામાં આવેછે, કે જે છુપાવવાને તેણી હંમેશાં આતુર હોયછે!" એટલામાટે તે જણાવેછે, કે "ગૃહસ્થે હંમેશાં પેહેલાં આગળઆગળ ચઢવું કે ઉતરવું." તેમ વળી આગળા રવાઝને વળગી રહેનાર બીજો એક સત્તાસમાન ગણાતો "કરનલ લુનેટસ" ઉપલાંનાં મતથી વેગલો જાયછે. તે જણાવેછે, કે "કેટલાક સર્દો બાનુઓનીઆગળ ચઢેછેઉતરેછે, તેનાંકરતાં બીજું કાંઇપણ વધારે કઢંગું નથી. જો તેમ કરવાથી એક બાનુનાં ફાટેલાં મુઝાં, કે બીજો નિચ્ચે પેહેરેલો હાલહવાલ પુશાક એક ગૃહસ્થનાં દિઠાંમાં આવે, તો તેણીની તેવી બીદરકારીમાટે તેણી પોતેજ જોખમદારછે." માટે હવે તેબાબે

જોઇએ. એક ગૃહસ્થે મોટી કીમતની પણ સાધારણ ચીઝ ભેટ આપવાથી જાણે એવું જણાયછે, કે તમો ઘણા તવાંગરછો, અને તે ભેટ લેનારને કોઇરીતે વરતાવવા માંગોછો. તે ભેટ નહીં ગણાતી, પણ જાણે કોઇ નૌકરને બખ્શેશ આપતા હોવ, તેવું લાગેછે, તેમાં મુખ્યકરીને એક બાનુને તો એવી કીમતી ભેટ આપવામાં એક ગૃહસ્થે ઘણીજ ચોકાસી રાખવાની અગત્યછે. તેથી જાણે એવું જણાયછે, કે તેમ કરીને તમો તેણીને તમારા ઉપકારના બોજામાં કચડવા માંગોછો, અને તેણીનો સારો વિચાર મેળવવાને તલબગારછો. (જુઓ ભેટ-સોગાત.)

એક બાનુએ પણ એક ગૃહસ્થને કીમતી ભેટ આપવાથી પરહેઝ રહેવું, પણ જો ભેટ આપવીજ પડે, તો નહાની કીમતની, અને બનતાં-તુલીક પોતાનીજ હુશિયારીથી પોતેજ બનાવેલી આપવાથી વધારે સારૂં લાગેછે. પોતેજ ચિતારેલું એક નહાનું ચિત્ર, કે પોતાની સોયથી ભરેલું-ગુંથેલું, કે એવુંજ કાંઇ વગરકીમતનું હોય, તો સારૂં.

એક બખ્શેશ આપતીવેળા કોઇપણ જાતની ધાંધલધુંધલ કે ક્રિયા કરવી નહીં. સોનાની એક "પેનસિલ," કે અંગૂઠી, કે એવુંજ કાંઇ બીજું જો એક બાનુને બખ્શેશ આપવી હોય, તો તે પોતેજ નહીં આપવી, પણ કોઇ બીજાંનીમારફતે આપવી જોઇએછે.

અગરજો તમોને ખાનાંની મજલેસનું ઇજન કર્યામાં આવે, પણ તમો ધારો, કે ત્યાં જવાથી તમોને કશી ગમત મળશે નહીં, કિંવા તેથી તમોને બીજો કશો લાભ થશે નહીં, તો બેલાશક તે ના પાડજો, તેમાં સામાંને માઠું લાગવાજેવું, કે તમોને અવિવેક દેખાડવાજેવું કશું નથી. તમોને ગમે, તો "મંડળીઓ" માં બિલકુલ ભેળાતા ના. તેમ કરવા-માટે તમો કોઇપણ રીતે બંધાયલા નથી. ઘણીવાર એવી મંડળીઓ તમારે-લાયકની હોતી નથી, તેમ વળી કેટલીકવાર તમો પોતે એવી મંડળીઓને-લાયકના હોતા નથી, માટે સર્વેથી સારૂં, તો એજછે, કે તમોને જો નહીં પસંદ હોય, તો મંડળીઓમાં ભેળાવુંજ નહીં. તોયે તમારી મરજી-ઉપરાંત પણ તમોને ઘણીવાર મંડળીમાં સામેલ થવુંજ પડેછે, જેમકે સફરવેળા એક "સ્ટીમર" ઉપર, કે મુસાફરી કરતીવેળા એક "હોટેલ" માં, વગેરે, તો તેવીવેળા મંડળીના વિવેકો જાણેલા, અને તે-પ્રમાણે વર્તેલું ભલું.

કેટલાકો ગામડાંમાં જાયછે, તો ત્યાં તેઓની ઘણી સારી મદારત

કર્યામાં આવેછે, છતાં જ્યારે તેજ ગામડેના રહેવાસીઓ શેહેરમાં તેઓને
મળેછે, ત્યારે તેઓના ગામડિયાસરખી પુશાક કે રીતભાતનેલીધે તેઓને દુર
રાખ્યામાં આવેછે. એવી ચાલ ચલાવનારાંઓ ઘણાંજ હલકાં અને ધિક્કા-
રવાલાયકછે. ગામડિયાં થયાં, તો શું થયું, પણ તે દોલતની બાબતમાં,
કે પોતાનાં સાફ દેલની બાબતમાં ઘણાંક શેહેરીઓકરતાં ઘણીવાર સોગણા
ચઢિયાતા હોયછે, તે યાદ રાખવું. એક વિવેકી બાનુ કે, ગૃહસ્થ એવાં
પોતાનાં ગામડિયાં યજમાન કે યજમાનાને હર્ખભર્યો આવકાર દેવાને,
અને બીજી કોઇરીતે તેઓને જોઇતી મદદ આપવાને કદીપણ પછાત
પડતાં નથી.

ખાનગી વેહેવારમાં તેમજ કામકાજના સંબંધમાં પણ વિવેકી રહે-
વાની ઘણી ઝરૂરછે. નર્મતા એ આપણા સંસારનેમાટે ખચિતજ એક
ઉમદા ઝવેરછે. જેવીરીતે એક શાહ વેપારીને વિવેકી તથા લાયકીવાળા
થવાની ફર્ઝ છે, તેવીજરીતે એક સાધારણ દુકાનદારને પણ થવું જોઇએછે.
દુકાનદાર થયા, માટે તરકડા કે અવિવેકી થવું, એમ સમજવામાં, તેમ
સમજનારની ભૂલછે. જુઓ તો બંધે વેપારીઓછે, અને તેટલામાટે
બંધેએ વિવેકી અને સભ્યતાવાળા થવાની ઘણીજ અગત્યછે. પણ
તેવીજરીતે આ વેપારીઓના સંબંધમાં આવતા ન્હાનાંમોટાં દરેક ઘરાકે
પણ વિવેકથીજ વર્તવું જોઇએછે.

હવે આપણે સાધારણ દુકાનદારો તથા તેઓનાં ઘરાકોવિષેજ બોલી-
શું, કે જેઓ અભિમાનીથી કિંવા અજ્ઞાનપણાંથી વારંવાર નર્મતા અને
વિવેકનો કાયદો તોડેછે, અને તેમ કરી બીજાંઓનું દેલ દુઃખવેછે. ઘણાક
દુકાનદારોમાં ઘણીવાર એક ગૃહસ્થને છાજતીજ રીતભાત અને વિવેક
દિઠાંમાં આવેછે. તેમ વળી બીજા હાથઉપર પૈસાવાળા દુકાનદારો કે વેપા-
પારીઓ ઘણાંજ તોછડા અને અવિવેકી હોયછે. એટલાજમાટે કે તેઓ
ઝરનું ઝોર ધરાવેછે, પણ તેઓમાં વિવેકની કોતાહી હોયછે. ઘણીક ઉંચે
વાધેની બાનુઓ પોતાનાથી ઉતરતાંઓસાથે જ્યારે સભ્યતા અને વિવેકથી
વર્તેછે, ત્યારે સાધારણ પૂંજીની બાનુઓ પોતાનાં નોકરોસાથે તુંદીથી
વર્તેછે. એ શું દેખાડેછે? એટલુંજ, કે તેઓનાંમાં સારાં ખાનદાની
લોહીનો અંશ હોતો નથી.

એક દોલતમંદ ઘરાક આવ્યું, કે ખોટી ધાંધલધુંધલ કરવી, છેક
હલકા હજામડા બની જવું, અને એક ગરીબ ઘરાકસાથે તોછડા થવું,
એ એક શાણા અને પાકા દુકાનદારની રીત નથી. પોતાના હાથનિચેના

માણસોસાથે હંમેશાં સખ્તરીતે વર્ત્તવું, અને તેઓતરફ શકની નઝરે જોવું, કારણકે તેઓ ગરીબછે, એ એક વિવેકી કે અકલમંદ દુકાનદારને છાજતું નથી. કામકાજમાં ખોટી ધાંધલ કરવાથી, એક ડાહ્યાં ઘરાકઉપર સારીનેબદલે ઉલટી માઠી અસર થાયછે. તે જો ચતુર હોયછે, તો તરત ચેતી જાયછે, કે તમે પુરેપુરા "હંબગ" છો, અને એમ કરીને તેનું ગજવું કાતરવાની વેતરણ કરોછો. વળી તેથી તેના હાથનિચેના માણસો પણ ગુંચવાયછે, અને તેથી થાયછે એમ, કે દશમાંથી નવ દાખલામાં તમારાં ઘરાકો તમારેથી ખુશી થવાનેબદલે ઉલટાં કંટાળેછે. હા, તમારાં ઘરાકતરફ પુરતી સભ્યતા વાપરવી, ગરીબ હોય કે તવાંગર, તોયે તેઓને એકસરખું આદરમાન આપવું, તેઓસાથે ચોખ્ખીરીતે વર્ત્તવું, કે જેથી તેઓ સર્વે સમજી જશે, કે તમો પુરતા ઇમાનદાર, લાયકીવાળા, અને વિવેકી ગૃહસ્થછો, અને તેવીજરીતે તમારા હાથનિચેનાઓ પણ વર્ત્તે, તેની પુરતી સંભાળ લેજો. તોછડા, તરકડા, અભિમાની, અવિવેકી મદદનીશોનું તમારી દુકાનમાં કામ નથી, એ નિયમ કદી ભુલતાના. ગમે-એટલું થોડું ખરીદે, કે નહીંબી ખરીદે, તોપણ ઘરાકોતરફ એકસરખી લાયકી વાપરશો, તો **આજે** નહીંતો **હવેપછી** પણ તમો મોટી ઘરાકી ધરાવવાને શક્તિમાન થશો. તેજ ઘરાકો વગરઅચકવે ફરીફરીથી તમારે ત્યાં પગ મુકશે, અને તમો વિવેકી દેખાવાઉપરાંત દોલતમંદ થશોજ. ઘણાંક ટુંક ભંડોળિયા દુકાનદારો ફકત પોતાની સભ્યતા અને વિવેકનેલીધેજ આજે મોટા શાહ વેપારી અને તવાંગર થવા પામ્યાછે.

તમારાં ઘરાકના "ટેસ્ટ" ને કદીપણ હસી કાહાડતા ના. તમો દુકાનદાર થયા, એટલે તમારોજ "ટેસ્ટ" સારો હોવો જોઇએ, એમ નથી. હસતું મ્હોડું, બોલવું થોડું, વિવેકી ચાલ, અને સોજો માલ, એજ તમારા ધંધાની ફતેહમંદીની નેશાનીછે. રડતું મ્હોડું, બોલવું કડોકું, હલકો માલ, અને તુંદ ચાલ, એ તમારા ધંધાની ખરાબીછે, તે દરેક દુકાનદારે સારીપેઠે ગોખી રાખવું જોઇએછે. હસીને વિવેકી ચાલથી સ્હેજ વધુ ભાવ લેશો, તોપણ ઘરાક તમારેથી ખુશી થઇ તમારો માલ ખરીદવાને અચકાશે નહીં.

તમો દુકાનદાર થયા, એટલે હલકા માબાપના થયા, એમ કદી ધારશો ના. દુકાનદારો પણ ન્હાનામોટા વેપારીઓજછે, અને વળી ગૃહસ્થોજછે. જ્યાં દુકાનદારો ગૃહસ્થો હોયછે, ત્યાં તેઓના મદદનીશો પણ

ઘણાખરા ચંચળ અને સભ્યતાવાળા હોયછે. તેઓ પોતાનાં ઘરાકોને શું લેવું તે કદીપણ સૂચવતા નથી, સિવાયકે ઘરાક પોતેજ તેઓનું મત પુછે, તો તેવીવેળા તે પ્રમાણિક અને ખરૂં કેહેવામાં કશું ખોટું નથી, પણ તેમ કેહેતીવેળાએ ધીમે સાદે, આબરૂભરેલીરીતે કેહેવું, કે જે ગમેએવા હલકા ખવાસનાં ઘરાકોને પણ પસંદ આવશે.

એક દુકાનદારે પોતાનાં ઘરાકોનીસામે કદીપણ પોતાના મદદનીશોને પોતાનું ચલણ અને સત્તા દેખાડવામાટે ધમકાવવા કે ઠપકો આપવો નહીં. એમ કરવું, એ હલકાંપણાંની નેશાનીછે. જો કાંઇ કેહેવાની ઝરૂરજ પડે, તો જ્યારે ઘરાક ન હોય, ત્યારે એકાંતમાં સમજાવીને કેહેવું. તેછતાં પણ જો તેની કશી અસર નહીંજ થાય, તો સર્વેથી સુતરો માર્ગ એજછે, કે તેઓને નોકરીએથી બરતરફ કરવા.

છેલ્લે યાદ રાખજો, કે તમો ગમેએટલા પણ દોલતમંદ હોવ, કે ગમેએવા ઉંચા હોદ્દાઉપર હોવ, તો શું થયું, પણ જો તમારામાં વિવેક-જેવું કશું ન હોય, તો તમો મંડળીનેલાયકના ગણાશો નહીં, તેનેબદલે તો એક ગરીબ પણ વિવેકી માણસ વધારે પસંદ કરવાજોગ અને લાયક ગણાયછે, માટે બનતાંતુલીક પૈસાની ગરૂરી બાજુએ મુકી, જેમ બનેએમ નર્મોશભર્યાં અને વિવેકી થવાનીજ કોશેશ કરવી વધારે સારીછે.





## પ્રકરણ ૨૦.

# નૌકરો.

## SERVANTS.

( સરવંટસ. )

ખુબ યાદ રાખવાની અગત્યછે કે વિવેકી બાનુઓ અને ગૃહસ્થો ખુદ પોતાનાં કે બીજાંના સ્ત્રી અથવા મર્દ નૌકરોને કદીપણ ધિક્કારતાં નથી; તેઓતરફ અસભ્યતાથી બોલતાં કે વર્ત્તતાં નથી; તેઓ ગરીબ છે, માટે તેઓતરફ તુચ્છકાર કે મગરૂરી દેખાડતાં નથી. એ સર્વે ચાલ ઘણાંજ હલકી બુનિયાદનાં, અતિશય અવિવેકી, અને છાલકાં મગઝનાંઓજ ફકત ચલાવેછે. તમારાંકરતાં ઉંચી પદવીનાં, કે તમારી બરાબરનાંઓતરફ જેવો વિવેક અને સભ્યતા તમો મંડળીમાં દેખાડતાં હોવ, તેવો અને તેટલોજ કાંઇ નૌકરોતરફ દેખાડવો ઝરૂરનોછે, એમ કેહેવાની કાંઇ અમારી મતલબ નથી. અમારી મતલબ એટલીજછે, કે તમારાં તેમજ પારકાંનાં નૌકરોતરફ જોઇતી સભ્યતા, મમતા, અને મેહરબાની દેખાડવાથી તેઓની નઝરમાં તમો ઘણાં ડાહ્યાં, લાયકીવાળાં, અને વિવેકી લાગશો, અને તેથી તેઓ પણ તમારીતરફ માન અને મુહબતથી જોશે.

એક ઘરધણિયાણીએ હંમેશાં પોતાનાં નૌકરોતરફ ચોકસ નિયમોથી, એન્સાફી રૂઢીથી, તથા દ્રઢતાથી વર્ત્તવું જોઇએછે. અગરજો એક બાઇ પોતાનો ઘરખટલો કોઇપણ ચોકસ રૂઢીથી ન ચલાવતાં હાલહવાલરીતે ચલાવે; જો તેણી ડામાડોલ સ્વભાવની હોય; જો તેણી તુરંગી હોય; ઘડીમાં નૌકરોસાથે એકદમ ભેળાઇને હીહી-હાહા કરવા પડે, અને ઘડીમાં ઘણીજ કરડી થઇ જાય, તો તેણીનાં નૌકરો તેણીની તાબેદારી ન કરે,

તેણીને માન ન આપે, બરાબર કામઉપર ધ્યાન ન આપે, મ્હોંઉપર તરકડાં થઇ જાય, ચોરી કરે, આલસાઇ કરે, તો તેમાં તેણીનો પોતાનોજ વાંક સમજવો જોઇએછે.

નૌકરોને ચાકરીએ રાખતીવેળાએજ તેઓને શુંશું કામો કરવાં પડશે, તે ખુલ્લેખુલ્લું જણાવી દેવું ઠીક થઇ પડશે.

અગરજો નવો આવનાર નૌકર, પછી તેણી સ્ત્રી હોય કે પુરૂષ હોય, તે જેબી "સરટિફિકેટ"૧ લાવે, તેઉપર એકદમ ભરોસો રાખતાં નાં. કેટલાંકો ન જણાયલાં, કે વગરજોખમનાંઓ તરફથી એવી "સરટિફિકેટો" કાલાવાલા કરીને માંગી લેછે, માટે સર્વેથી ઉત્તમ માર્ગ તો એજછે, કે બાઇએ પોતે જે ધણીની "સરટિફિકેટ" હોય, અને તે જો એક બાનુ કે ગૃહસ્થ હોય, તો તેને રૂબરૂમાં મળીને પોતાની ખાતરી કરવી. તેમાટે તે નૌકરનેજ કેહેવું, કે તેવણને હું મળવા કે લખવા માંગુંછું. અગરજો તમો તેઓને ખરેખર મળો, તો પ્રથમ સવાલ કરજો, કે તે નૌકર પ્રમાણિક અને નીતિનો સારોછે કે નહીં? અને જો તેમાં કશું વાંધાજેવું ન જણાય, તોજ આગળ બીજી બાબતોવિષે પુછપરછ કરવી. પણ એમ મળીને પોતાની ખાતરી કરવાની રીતી દેશી બાનુઓમાં ચાલે, એમાં મોટો શકછે, કારણકે આપણાં લોકો ગમેએવાં નઠારાં નૌકરને પણ કાહાડી મુકતીવેળા જરા-સરખા કાલાવાલા કરવાથી લાગલું એક ચિઠ્ઠું ચિતરી આપશે, એવા વિચારથી, કે "કોઇ ગરીબનાં પેટઉપર લાત મારવી નહીં!" પણ તે નૌકરની બદચાલથી બીજાંઓને ખમવું પડશે, તેનો તો તેઓ રતીભાર પણ વિચાર રાખતાં નથી. ખરૂં જોતાં, તો એવાં નઠારાં નૌકરોને સારી "સરટિફિકેટ" લખી આપી, તમો એક જાતનો જોખમ તમારે માથે ખેંચી લેઓછો, અને એકનું ભલું કરવા જતાં, બીજાંને નુકસાન કરોછો, માટે જો "સરટિફિકેટ" આપવીજ પડે, તો તેમાં તે નૌકરનું નામ, તે કેટલો વખ્ત તમારે ત્યાં હતું, પ્રમાણિક અને તાબેદાર હતું કે નહી," કામ બરાબર બજાવતું હતુ, કે નહીં, અને શા કારણમાટે તેને નૌકરીઉપરથી રઝા આપવી પડીછે, તે વિગતવાર ખરેખરૂં જણાવવું જોઇએછે. તમો પોતે તમારાં એક નૌકરને ચાકરીમાંથી હાંકી કાહાડો, અને તેજ વખ્તે તેને બીજાંને નૌકરીએ રાખવાની ભલામણનો પત્ર

૧ *Certificate.* નોકરી છોડતીવેળા આપવામાં આવતું ભલામણ-પત્ર. તેમાં તે નૌકરની ચાલચલણ, તે કેટલો વખ્ત નોકરીએ રહયો હતો, ઈત્યાદિ બાબતો જણાવ્યામાં આવછે.

ચિતરી આપો, એ કેમ બને? બીજાંઓ તમારી પોતાની અક્કલ, અને ચાલચલણવિષે તેઉપરથી શું વિચારે? તેનાંકરતાં તો જુઠી દયા ન ખાતાં બિલકુલ તમારા હાથદસ્તખત નહીંજ આપવા એ બેહતરછે, તે ખુબ યાદ રાખવું. તેમ વળી બીજા હાથઉપર એક નોકર બધીરીતે સારી ચાલનું હોય, છતાં જરાસરખી કસુરનેમાટે તમો તેનીઉપર ગુસ્સે થઇ તેને રઝા આપો, કિંવા તે પોતે તમારેથી કંટાળીને નોકરી છોડી જવા માંગે, તો મનમાં હસદ રાખી, તેનું વેર લેવાનાં એરાદાથી તેને તેની લાયકીની "સરટિફિકેટ" ન આપવી, એ પણ હલકાં, અવિવેકી, અને પાપી માણસનું કામછે. નહીંતો તેનીઉપર વેર લેવાખાતર બીજાંને ત્યાં તેને-વિષે ખોટું કેહેવડાવવું કે લખી મોકલવું, એ પણ ઘણુંજ નીચ કામછે, અને વળી ધારાથી પણ તેઓએ પગલાં લેવાઇ શકાયછે.

કોઇ બીજાંનાં નૌકરને વધુ પગાર આપવાની, કે એવીજ બીજી કોઇ લાલચ દેખાડીને પોતાને ત્યાં ચાકરીએ રાખવું, એ એક વિવેકી બાનુ કે ગ્રહસ્થને ન છાજતુંછે, અને એવું હલકું કામ ફકત હલકાં ખવાસનાં-ઓજ કરેછે.

નોકરોસાથે તુંદાઇ અને મગરૂરીથી વર્તવું, જરાસરખા વાંકનેમાટે મ્હોંમાંથી અપશબ્દો ઓચરવા, તેઓ ગરીબછે, માટે તમારાં નૌકર નહીં પણ ગુલામછે, એમ મનમાં સમજવું, એ કાંઇ નહીં, પણ હલકી ઔલાદની નેશાનીઓછે. આજે તમો તવાંગર હશો, પણ કાલે તદન મુફલેસ નહીં થઇ જશો, તેની ઝામીનગીરી શું છે? દુનિયામાં હંમેશાં ચઢતીપડતીનું ચક્ર ફરતુંજ રહેછે, અને ખુદા ન કરીને તેવી અવસ્થામાં તમો પોતે આવી પડો, અને તેવીવેળા તમારો શેઠ કે શેઠાણી જો તમો-સાથે તેવીજરીતે વર્તે, તો તમોને કેટલું દુઃખ થાય, તેનો વિચાર મનમાં રાખવો. ગરીબને ગરીબ ગણી કદીપણ હીણશો ના. તેમ કરવાથી તમો તમારા પૈદા કરનારતરફ ગુનાહગાર બનોછો, કેમકે તેણેજ તેઓને ગરીબ અને તમોને તવાંગર બનાવ્યાંછે. આ કેહેવત હંમેશાં ગોખી રાખજો, કે "ગરીબાઇમાં પાપ નથી."

એક જશે, તો બીજાં નૌકરો મળશે, એવો ખોટો ફાંકો રાખીને બીચારાં નૌકરોને જરાસરખા વાંક માટે કાહાડી મુકયા કરતાં ના, કેમકે એમ "ધોબીના વાગા" વારંવાર બદલ્યા કરવાથી પછી તમારી પોતાની ખરાબ સાખ બહાર જણાશે, અને સારાં નૌકરો મળવા મુશ્કેલ પડશે.

યાદ રાખવું, કે નોકરોવિના ચાલે એમ નથી. તમો ગમેએવાં પણ મેહેનતું હશો, તોયે ચોકસ કામ, કે વધુ કામનો બોજો ઉપાડી લેવામાટે નોકરોવગર કદીપણ ચાલવાનું નથી.

અગરજો તમો તેઓનાં કામમાટે "ઉપકાર થયો" શબ્દો બોલશો, તો તેથી તેઓ ઘણાં ખુશ રહેશે, તમારૂં કામ બજાવવાને ઉલટમંદ થશે, અને આટલા ફકત બે બોલોથી જે કામ થશે, તે મુહોભરી સોનું આપવાથી પણ થનાર નથી, તે સારીરવેસે જાણવું.

કોઇ બીજાંનાં નોકરને ચાકરીએ રાખવાપછી તેની આગળી બાઇનાં ઘરનેલગતી ખાનગી વાત, કે બાઇની ચાલચલણવિષેની ચાવાચીવી કરવી નહીં. તેમજ તેઓવિષે કશી પણ ટીકા કરવી નહીં જોઇએ.





# પ્રકરણ ૨૧.

# ભેટ-સોગાત.

## PRESENTS.

(પ્રેઝન્ટસ.)

ઝરૂરનીકે બીનઝરૂરની વખ્તે ભેટ-સોગાત કરવાનો રવૈયો હમણાંહમણાં ઘણો આગળ વધ્યોછે. જેઓનાં ખીસાં દોલતથી તર હોય, તેઓને તો સમજ્યા, પણ જેઓ બીચારાં ટુંક ગુંજાસવાળાં પણ આબરૂદાર હોય, તેઓઉપર આ જાતનો બોજો ખરેખર એક ઝુલ્મસમાન થઇ પડેછે, સૌથી વધારે કમનસીબી તો એછે, કે જેઓ આ જાતના રવાઝને અંતઃકરણથી ધિક્કારેછે, તેઓ પોતેજ આ નુકસાનકારક રવાઝને જડમૂળથી ઉખેડી નાખવાને અશક્ત હોયછે, અથવા અચકાયછે. તેઓ પોતે ભેટો સ્વિકારવાને નારાઝી હોયછે, પણ જ્યારે તે સ્વિકારવાની તેઓને રવાઝની-રૂએ ફર્ઝજ પડેછે, ત્યારે અંદરખાનેથી બહુજ કચવાયછે. આ જાતની બદીનું મૂળ જેઓને એકાએક વારસો મળ્યો હોયછે, કિંવા કોઇ બીજી-રીતે એકદમ દૌલતમંદ થયાં હોયછે, અથવા જેઓ જાતી મેહેનતથી પૈસો ભેગો કરવાને નસીબવંત નિવડયાં હોયછે, તેઓમાંથી પૈદા થાયછે. તેઓ પોતાની દૌલત બહાર દેખાડવાને ઘણાં આર્ઝુમંદ હોયછે, અને ઘટતે કે અણઘટતે પ્રસંગે બીજાંઓને ભેટ-સોગાત કરવામાં કશી કચાશ રાખતાં નથી. પણ તેથી મરો બીચારાં ગરીબ, પ્રમાણિક, અને આબરૂદારોનો થાયછે. એક રવાઝ તે સારો કે નઠારો દાખલ થયો, કે પછી મંડળીમાં ભેળાનારાંઓને તેમુજબે ચાલવાને જાણે ફર્ઝ પડેછે.

જોકે દૌલતની ફેરવણીમાટે ભેટ-સોગાત કરવાનો રવૈયો એકરીતે

ફાયદાકારકછે. તોયે જેઓ ટુંક આવકવાળાં હોવાછતાં મંડળીમાં સારા ઓગો ધરાવતાં હોયછે, તેઓ બીચારાંઓનો એવા રવાજથી ખચિતજ મરો થાયછે.

વળી એવી ભેટ-સોગાત લેનારાંઓને પણ કાંઇ હમેશાંજ ફાયદો થતો નથી. સમજો, કે એક શાદીનીવેળા પરણનાર બેઉને જુદીજુદી બાજુમથી "ટી-સેટ"ની ભેટ થઇ હોય, છતાં તરભીગમથીબી જ્યારે તેવીજદીને "ટી-સેટ" ભેટ આવે, તો પછી તે સઘળાંને તેઓ શું કરે? શું એક દુકાન ઉંઘાડીને વેચવા બેસે? આ ઉપરથી જણાવવાની ઘણી અગતછે, કે ભેટ-સોગાતો ઘણુંકરીને શાદીને ટાંકણેજ ઘણી કરવામાં આવેછે. જણાવવાને દલગીરી ઉપજેછે, કે દેશીઓમાં એવીરીતે પેહેરા-મણી કરવાનો અસલવારેનો રવાજ હજી જોઇએએટલો તુટયો નથી. દેશી-ઓમાં અને તેમાં મુખ્યકરીને પારશીઓમાં લગ્નનીવેળા, વરરાજાને કે તેના બાપને, કિંવા વેહેવાઇને શાલ ઓઢાડવાનો રવાજ ઘણો સાધારણછે. મજલેસમાંથી એક જણ ઉઠેછે, અને નાકનાં ટેરવાં ચઢાવી, જાણે શું એક રાજ્યદરબારી અગત્યની ક્રિયા કરતો હોય, તેમ વરરાજાને તથા તેના બાપને પણ "ટીચ" લાંબો ચાંદલો કરી, થાળીજેવી મોટી, પછી સસ્તી કે મોંઘી શાલ તેનાં ખભાંઉપર લાદેછે, અને પછી જાણે કેવોક વાઘ માર્યો હોય, તેમ પાછો પોતાની બેઠકતરફ ફરેછે, કે તરતજ બીજો, અને પછી ત્રીજો એમ મિત્રો કે સગાંઓ તેઓને તેવીજ ક્રિયા કરી શાલો પેહેરાવ્યાં જાયછે! અલબતાં, આ વેળા વરરાજાને કે તેના બાપને મોઢું તો હસ્તું રાખવુંજ પડેછે, પણ આ વેળા તેનાં મનમાંથી શું વિચારો પસાર થતા હશે, તે તો તેઓજ જાણે! હવે આ શાલોના ઢગલાને શું કરે? મારવાડી બાઝારમાં વેચવા જાય? ઘરે લઇ જઇ તેઓને પેટી-ઓમાં મુકી બાંધવી પડે, અને વખ્તોવખ્ત બહાર કાહાડી, પખોડી, તડકે મુકીને તપાસ્યા કરવી પડે! હવે એ એક જાતનો જુલ્મ નહીં, તો બીજું શું કેહેવાય? આગળા વખ્તમાં શાલનું માન કદાચ અનુપમ હશે, એ આપણે ના પાડીશું નહીં, પણ આજના કેળવણીના, અને સુધારાના વખ્તમાં એવીરીતે શાલો પેહેરાવવાની રીતિ કાંઇ ઘણી પસંદ કરવાજોગ તો નથીજ, એમ અમારાં દરેક સમજુ વાંચનારાંઓ પણ કબુ-લવાવગર રહેશે નહીં. નથી તે કામમાં આવતી, કે નથી તે વેચી શકાતી, એટલે આખરે એવીજ કોઇ તીથે તે લેનારને વળી કોઇ બીજાને

ખભે ઓળવવાની ફર્ઝ પડેછે, અને એરીતે શાલો, વગર ઘડી ઉખેડાવે, એક હાથથી બીજે હાથ બીચારી ધક્કા ખાયા કરેછે! કેટલીકવાર તો પોતાનીજ ઓઢાડેલી શાલ ચોકસ મુદ્દતે વળી પાછી પોતાનેજ પેહેરાવવામાં આવેલી ઘણાકોની જાણમાંછે! જો એમજ હોય, તો શાલનેબદલે સુતરાઉ અને ગર્મ કાપડના તાકાઓની ગાંસડીઓજ જો આપવામાં આવે, તો કદાચ તે તેઓના પોતાના અને તેઓનાં કુટુંબના ખપમાં આવે! પણ એવો હસ્વાસરખો રવાઝ હવે પારસીજેવી ચંચળ અને કેળવાયલી કોમમાંથી દુર થવો ઘટેછે. અલબતાં, શાલનીસાથે એક પરબીડયું પણ હાથમાં સેરવવામાં આવેછે, કે જેમાં રોકડ નાણાંની પેહેરામણી કીધેલી હોયછે, અને તે લેનારને ઘણી આવકારદાયક થઇ પડેછે. ત્યારે શાલનેબદલે સઘળું રોકડુંજ આપવામાં આવે, તો તે ખચિત વધારે આવકારદાયક થઇ પડેછે.

અગરજો તમોને શાદીની મજલેસનું ઇજન કર્યામાં આવ્યું હોય, અને તમો પરણનાર જોડાંના અતલગના મિત્રો કે સગાં હોવ, તો પરણનાર જોડાંને કાંઇ પણ ભેટ યા પેહેરામણી કરવાની જાણે તમારે માથે ફર્ઝ પડેલી આજના વખ્તમાં ગણાયછે, પછી તમો મજલેસમાં જાઓ કે ન જાઓ. આ ઇંગ્રેજી રવાઝ હાલમાં દેશીઓમાં પણ ઘણો દાખલ થયોછે, અને તેથી ઘણીકરીતે આબરૂદાર પણ ગરીબ કુટુંબોનો મરો થાયછે. શર્માશર્મીમાં કાંઇબી ભેટ તો મોકલવીજ જોઇએ, એટલે મોટાંની સુઝે ન્હાનાંઓને પણ તણાઇ તુટવાની જાણે એક જાતની ફર્ઝ પડેછે. પરણનાર જોડાંતરફથી કાંઇ માંગવામાં આવતું નથી, એ ખરી વાતછે, પણ નોતરેલાં પરોણાંને રવાઝને આધીન થઇ શર્મનેમારે પોતાની ગુંજાશ ન હોવાછતાં ખર્ચના બોજામાં ઉતરવુંજ પડેછે. અલબતાં, ઘણાં નઝદીકનાં અને શક્તિવાળાં સગાંવાહાલાંઓ ગમેએટલી ભારી અને કીમતી પેહેરામણી કરે, કે ભેટ-સોગાત આપે, તો તેમાં વાંધાજેવું કશું નથી, પણ ગરીબ ખેશીઓ કે મિત્રોને તો તે ખચિતજ ભારી પડેછે. આગળા વખ્તમાં ઇંગ્રેજોમાંવટીક શાદીની વખ્તે એવી ભેટ-સોગાતો કરવામાં આવતી હતી, કે જે પરણનાર જોડાંને તદન નકામીજેવી થઇ પડતી, અને વળી એકજ જાતની ભેટ-સોગાત ઘણીકતરફથી થતી. પણ આ રીતમાં આ શાણી કોમે હવે સુધારા કરવા માડયાછે, અને તે ઘણા અને પસંદ કરવાજોગછે. મુખ્યકરીને પરણતી કન્યાનું કે વરરાજાનું એકાદ અતલગનું ખેશી પછવાડેથી તેઓને કામ લાગે, એવી ઘણીક જોઇતી

જે સભ્યતા અને માયા દેખાડવામાં આવી હોયછે, તેમાટે પોતાની ખુશી ઝાહેર કરી ઉપકારનો પત્ર લખી મોકલવો જોઇએછે.

ઇંગ્રેજોમાં એક બાળકને ખ્રિસ્ટી ધર્મમાં લેવાની[૧] ક્રિયા વખ્તે જેઓ ધર્મનાં-માબાપ[૨] થયાં હોયછે તેઓને, તેમજ પારસીઓમાં નવજોતની ક્રિયા જો માબાપ પોતે નહીં, પણ કોઇ બીજું આ સામી કરાવી આપેછે, તો તેને એવી ક્રિયા વખ્તે બાળકને ભારખમ ભેટ કરવાની અગત્ય હોયછે.

ઇંગ્રેજોમાં ચોકસ પ્રસંગોઉપર બીજી ભેટોમાં મારેલા શેકારો, ઉંચો મેવો, સારી જાતની માછલી, અને સુઘંધી ફૂલોની ભેટો પણ ઘણીજ આવકારદાયક ગણાયછે.

ભેટ ગમેએવી નજીવી હોય, છતાં તે લેનારે તે મોકલનારને ઉપકારનો પત્ર લખવામાં કદીપણ બખીલાઇ કરવી નહી, કેમકે એમ કરવું, એ ઘણું અવિવેકછે. ઉલટું એવાં મોકલનારાંઓને વધારે માયાકુલ પત્ર લખવાથી તમારો ઓાજ રહેછે. તમારે જાણવું જોઇએછે, કે દરેક જણ કાંઈ તમારાજેવાં તવાંગર નથી, છતાં પોતાની તમારીતરફની મમતા દેખાડવા ગમેતે ભોગે પણ તેઓએ તો પોતાની ફર્જ બજાવીછે, અને તેટલામાટે તેઓ-તરફ અસભ્યતા બતલાવવાનેબદલે વધારે સભ્યતા દેખાડવી અગત્યનીછે. જો તક મળે, તો મ્હોંડેમ્હોંડું પણ તેનો ઉપકાર માનવામાં કશું ખોટું નથી.

છેલ્લે જણાવવાની અગત્યછે, કે પરણતી કન્યાને કિંવા વરરાજાને જે ભેટો આપવામાં આવે, તે તેઓના સંસારી દરજ્જાનેલાયકની હોવી જોઇએછે, ધારો, કે એક ગરીબ પરણતાં જોડાંને ઝવેરાત મુકવાને કીમતી પેટી આપો, કે દારૂથી દુર રહેનારાંઓને "ડીકાંટરો,"[૩] કે બીજો એવોજ દારૂનેલગતો સામાન આપો, તો તે ન છાજતું, તેમજ સાથે અપમાનભર્યું ગણાયછે. તેઓની હાલત, ધંધો, શોખ, વગેરેઉપર ઘણુંજ બારીક ધ્યાન પોહોંચાડીનેજ જે ભેટ મોકલવી હોય, તે મોકલવી, બનતાંતુલીક શું શું ભેટો મળી ચુકીછે, તે આગમચથી જાણવાની કોશેશ કરી, તેજ પાછી ન મોકલવાની કાળજી રાખવી.

---

૧ Christening.

૨ God-father, or God-Mother. "ગોડ-ફાદર" અથવા "ગોડ મદર."

૩ "Decanters" દારૂ ભરવાના બીલોરી શોભિતા શીશાઓ.



☞ "વિવેક વાણી"ની પેહેલી આવૃતિ બહાર પડવાપછી આ અતિ ઉપયોગી પુસ્તકવિષે અત્રેનાં ઘણાંખરાં સઘળાં આબરૂદાર પત્રોએ સારાં મતો જાહેર કર્યાં હતાં, જેઓ
ભાગ અત્રે ઉતારી લીધોછે. લખનારાઓની અર
જોડણી જેમનીતેમ રાખવાની સંભાળ લીધીછે.

---

## રીપન રીપોરતર.

સનીવાર, તા૦ ૧૯મી ડીસેમબર ૧૮૮૫.

**વીવેક વાણી** યાને અંગરેજી રીતભાતનું પુસતક—આ નામનું પુસ્તક તેના રચનાર મી૦ ફરદુનજી બેહેરામજી મરઝબાન તરફથી મલયુંછે જેની પહોંચ માનસહીત કબુલ કરીએ છઇએ. દેશી ગરહસથો તથા બાનુઓને ખાનગી તથા જાહેર બાબદોમાં ઇંગરેજોની સાથે જે એખલાસ વધતો જાયછે તે વાત ધયાનમાં લઇ ઈંગરેજી વીવેકથી તેઓ સેહેલાઇથી જાણીતા થાય એવી મતલબથી આ પુસતક બહાર પાડવામાં આવયુંછે. આ પુસતકની સઉથી મોટી ખુબી એ છે કે **વીવેક** વીશે લખાયલાં ઘણાંક ઈંગ્રેજી પુસતકોનો માવો કહાડી લઇ આ પુસતકમાં સમજ પડે તેવી રીતે આપવામાં આવયો છે. **વીવેક** ઉપર લખાએલાં પુશકલ પુસતકોનો ગોયા આ અરક છે અને તે અરક દરેક કુટુંબની લાઇબરેરીમાં રાખવા જોગછે. જેવું આ પુસતક સંગીન બીનાથી ભરેલું છે તેવુંજ તેનું બહારનુ પુઠું દીલકશ વેલાતી બાંધણીથી સોભઇતું કીધામાં આવયુ છે. * * * *

---

## મુંબાઇના જામે જમશેદ.

બુધવાર, તા૦ ર૩મી ડીસેમબર ૧૮૮૫.

* * * * અમારી તે વેલાની સુચણા તેવણને બદલે બીજાજ એક ચંચલ જુવાનીયાએ એટલા થોડા વખતમાં ઉપાડી લીધેલી જોઇ અમોને બેવડી ખુશાલી ઉપજેછે. પેહેલી ખુશાલી એટલામાટે કે ગુજરાતી ભાશાને ઇંગરેજોની સંસારી તાલીમ ત્વાજોની એક વિગતવાર કેતાબ મળેછે, અને બીજી ખુશાલી તદનજ એક નવા લખનારે પોતાની શુભ કોશેશનુ પેહ-લુંજ ફલ સારા "તેસત" અને ઉંચા શોખની સાફેતાઓ સાથે બાહેર પાડયુંછે તેટલા માટે છે. આ નવા લખનારની વાંચનારને એટલીજ પીછાંણ આપવી બસ થશે કે તેવણ "તાજે નશુ" ના સરખી સંસારી બોધોથી ભરેલી કેતાબના કરતા મી૦ બેરામજી મરજબાનના બેતા

છે, * * * * અને મરજબાન ખાંનદાંનનો વીદયાભીયાશ પાછલનો ઉત્તમ શોખ હાલના આ જુવાન ગરંથ કરતાના મરહુમ બપાવાના વખતથીજ ગુજરાતી વાંચનારાઓમાં મસહુર છે. * * * *

આવા વીદવાંન બાપ બપાવાના એક નબીરાએ પોતાની કોશેશનું પેહેલું ફલ, જે "વીવેક વાણી"ને નામનું છે તે "સરવે દેશી કોમના દરેએક વીવેકી અને આબરૂદાર બાનુ તથા ગરહસથોને માન અને પયાર સાથ અરપણ કરવાની રજા" લીધીછે. દીબાચા ઉપરથી જણાયછે કે ગરંથકારે આ પુસતકમાં ઇંગરેજોની સરવે સારી અને નકલ કરવાજોગ રીતભાતો અને વીવેકો ચુંટી કાહાડી તેજ માતર રજુ કરવાની તસદી લીધી નથી, પણ જુદીજુદી રીતભાતાને લગતી ઇંગરેજી કેતાબોની મારફતે તેવણે લગભગ સઘલી ઇંગરેજી રીતભાતોનો એક શાંમતો સંગરહ ગુજરાતી વાંચનારાઓને ગ્નાન આપવા ખાતર રજુ કીધોછે અને તે મધેથી શાની નકલ કરવી અને શી શી ચીજો પડતી નાખવી તે તેવણ વાંચનારની મુનસફી ઉપર મુકેછે. અલબતાં દેશીઓએ ઇંગરેજોના કઇ જાતના સંસારી વીવેકોની નકલ કરવી તે કોઇને માટે પણ કહી શકવું મુશકેલછે અને મતફેરના એવા ગુંચવાડાને વધારવાને બદલે ગરંથકારે જે રસતો અખતયાર કરયોછે તેજ અમો વાજબી વીચારીયે છીયે. પુશતકને ચઉદ પરકરણમાં વેહેંચવામાં આવયુંછે અને તેમાં "એક બીજા સાથ ઓલખાંણ કેમ કરાવવી," આપણા ઓલખીતાઓને આપણા મીતરો ઉપર ભલામણ પતરો લખતી વેલાએ કેવી કીસમની સંભાલ લેવી જોઇએ, ઇંગરેજોમાં પોતાનાં નામનાં "કારદો" વાપડવાની રીત શી છે. સવાર સાંઝની મોલાકાતો અને ખાનાં પીનાની મીજલસોમાં કેવી રીતે વરતવુ જોઇએ, રમત ગમતો, પરવાસ અને મુસાફરી, વાતચીત અને પોશાગને લગતા ઇંગરેજી વીવેકો સંબંધી હકીકતો એવીતો સાદી, સહેલી અને રશીલી જુબાંનમાં રજુ કીધીછે, કે કોઇપણ ગુજરાતી વાંચનાર, ઇંગરેજોના સંબંધમાં આવતો હોય યા ન આવતો હોય, તે છતાં આપણી રાજ કરતી કોમની રીતભાતોનું ગ્નાન મેલવવા ખાતર ઉલટથી તે વાંચવા વગર રેહેશે નહીં. * * * * બાંકીના બીજા સફાઓ મધેથી ઇંગરેજો સાથનાં સંબંધ વેલાએજ નહીં પણ દરરોજનાં તેમના દેશી સંસારમાં પણ કામ લાગી શકે એવું ઘણુંક મલી આવશે. "**વીવેક વાણી**"નું હઠીસોથી ઉપર સફાનું શોભાયમાન પુસતક તેની સોનેરી દશકત સાથની સુંદર બંધાઇ સાથ આપણા દેશી માતબરોના દેવાંનખાનાંની ટેબલો શોભાવવા ખાતર દોહોડ રૂપીયાની કીંમતમાં ઝાઝું મોઘું નથી. * * * * * * "ઇંગરેજી એતીકેત"ને લગતાં કેટલાંક ભરોસેદાર પુસતકો તપાસી જોતાં આટલું તો અમારે કબુલ કરવું જોઇયે કે મી૦ ફરદુનજી મરજબાને પોતાની "વીવેક વાણી"માં પોતા તરફનું ઝાઝું ન ઉમેરતાં જેમ બને તેમ ઇંગરેજી રીતભાતો, તાજીમ તવાજો, અને વીવેકોનો જેટલો બની શકે એટલો સંગરહ આપવાની

ફતેહમંદ કોશેશ કીધી છે અને તેમની પેહેલીજ કોશેશની એ ફતેહ માટે અમો તેમને મુબારકબાદી આપી બીજાં વધુ ઉપયોગી પુસતકોની તેમની કલમથી આશા રાખીયે છીયે.

---

## ગુજરાતી.

તા૦ ૨૭ના ડીસેંબર સને ૧૮૮૫.

"વિવેક વાણી" એ દેશીઓને શિષ્ટાચાર શિખવનારો એક ઘણો સરસ ભોમિયોછે. **મી૦ ફરદુનજી બેરામજી મરઝબાને** આ વિવેક શિખવનારૂં ઘણું સરસ બંધાઇનું પુસ્તક બહાર પાડ્યુંછે, દેશી પ્રજામાં પોતાના **વિવેકોછે**, પણ અંગ્રેજ લોકોના વીવેકો કેવા છે, તેઓની સાથે વાતચીનમાં, પત્રવ્યવહારમાં, ખાનગી મીજલસો, તથા જાહેર મેલાવડામાં કેમ વરતવું એ ઘણા થોડા દેશીઓ જાણેછે, તેઓને તથા નથી જાણતા તેવા સઘળાઓને આ હાથપોથી ઘણી ઉપયોગી થઇ પડશે. યુરોપિયન પ્રજાના સહવાસમાં આપણે વારંવાર આવિયે છીયે,પણ ઘણી વેળાએ તેમના વિવેક શા છે તેથી અણજાણ્યા હોવાને કારણે આપણા પોતામાં ઘણો ગભરાત થઇ પડેછે. એવા પુરૂષોને માટે આ પુસતક એક કીંમતી સાંધણ થઇ પડશે. આખાં ગ્રંથમાં ૧૪ ઉપયોગી વિવેકો સમાવ્યા છે, જે સઘલાજ આપણને ઉપયોગી નથી, પણ ઘણો ભાગ ધ્યાંનમાં રાખવા યોગ્ય છે. ઘણા દેશીઓ અંગ્રેજોને ત્યાં મળવા જાય છે, પણ સાહેબ જો કામમાં બેઠા હોય તો કલાકના કલાક સુધી બારણે બેઠા ઝોંકા ખાયા કરશે, અથવા લાલીયાને ચેરીમેરી આપી પોતાનું કામ કરાવવા માંગશે તેવાઓને, તથા રોજની મોલાકાત કરનારા દેશીઓએ આવા વિવેકના પુસ્તકો એકવાર વાંચી જવા જોઇએ. એમાં જે કેટલુંક ઉપયોગી છે, તેમ કેટલુંક જાણવા યોગ્ય પણ છે. ગૃહસ્થ કુટુંબમાં, સંભાષણમાં, મુલાકાતમાં કેમ વર્તવું એ આ "**વિવેક વાણી**" શિખવે છે, ને તાઝીમતવાઝોની બાબતમાં એવો ગ્રંથ અત્યાર સુધીમાં આ પેહેલોજછે. એની ભાષા સરળછે, પારસીસાઇ કરતાં ઘણી સુધરેલીછે, વાંચવા ગમે તેવીછે.

---

## અખબારે સોદાગર, સમાચાર દરપણ તથા મુંબઈ ચાબુક.

તા૦ ૩૦મી ડીસેમબર ૧૮૮૫ ને વાર બુધ.

"**વિવેક વાણી**" (રચનાર મી૦ ફરદુનજી બેહેરામજી મરઝબાંન.) આપણ દેશીઓમાં વીવેકનો કોઇબી ચોકસ નીયમ હોતો નથી, અને જેછે તે એકજ હદમાં વપરાતો નથી. સાધારણ રીતે દેશીઓમાં વખત જોઇને પરખવાનો ચાલ છે. એક જણ પોતાના વડાને "શેઠ સાહેબ" જેટલુ માન આપે છે, તો બીજો "ખાને આબાદ મુરબી" કરેછે તયારે વલી કોઇ તરીજો તો એથીબી મોટો આશમાની દરજજો આપી દેછે. એ

શબબ ચોકશ નીયમની ખામીને લીધે બનેછે. અગરજોમાં એમ નથી પણ શંશાર વેહેવારમાં જેવો જેનો દરજજો અને મરતબો, તે માફકનુ તેને માન અકરામ એક શરખી રીતે મલેછે, અને તે માન આપનારાઓ પોતાની વરતણુકની હદ ઘણેક દરજજે પોતે શમજી શકેછે, જેથી તેઓ ઓછી કે વધતી હદ ઓલંગી જઇને મશકરી કે હેકરીના ભોગ થઇ પડતા અટકેછે. હવે દેશીઓ માહાવરો, અંગરેજોના શાથ વધુ સંબંધમાં આવવા લાગ્યાથી જો સુધરેલી વીવેકની રીતથી તેઓ શાથ વરતી શકાતુ નથી. તો ઘણીકવાર અજ્ઞાનપણામાં કફોડું છોબત થઇ જાયછે. વલી એવી રીતભાત કે રશમો કાંઇ દેશીઓમાં એટલી બધી હદ શુધી આમેજ થઇ નથી, કે જેથી બાપની વરતણુક ઉપરથી તેનો દીકરો તે રશમની નકલ કરતાં શીખે. એટલામાટે અંગરેજો શાથના શંબંધમાં આવતા દેશીઓને અરશ પરશ વરતવાની અને તે વેલા કેવી તાજીમ તવાજો જાલવવી તેની શમજ પાડનાર એક નાહાની ગુજરાતી પોથી મથાલે જણાવેલા પારશી જવાને એવી કીશમના અંગરેજી પુશતકોને આધારે રચીછે. એવી કીશમના આ ચોપડી ગુજરાતી ભાશામાં પેહેલીજ પરગટ થયેલી હમો ધારીએછે, અને શારો વીવેક એ માણશનો એક પેહેલો દરજજો ભોગવનાર સુભ સીણગાર ગણાતો હોવાથી તે વીવેક શીખવનારી પોથીબી તેવોજ દરજજો ભોગવી શકે એટલા માટેબી બાહારના શીણગારને માટે તેના રચનારે ઓછી કાલજી રાખી નથી. * * * * બાંધેલી અને ઘણી શફાઇદાર રીતે શારાં કાગજો ઉપર છાપેલી આ શુંદર પોથી જે રીતભાત શીખવેછે તેના બદલામાં તેની નજીવી કીમત કાંઇજ નથી. એમ કબુલ કરીએછે તોપણ ખરેખર પરજાનાં ભલાં અરથે તેમના ગુરૂ દાખલ જે ઉતમ અને જરૂરીઆતનો બોધ શીખવવાની પરમારથી નેમ રાખીને એ પુશતક પરગટ કરયુછે તે તરફ જોતાં એવી કીશમનાં પુશતકો લગાર શશતી કીમતે વેચાવાં જોઇએછે. જેથી ખરેખર તેનો ઓહોલો ખપ થઇ શકે. પણ ઓહોલો ખપ થતો હોએ તો શશતી કીમત કરવી એવા નીયમથી થોભીએ ત્યારે તો એક જમાનો વટીક નીકલી જાય અને દેશીઓ હાલના જેવાજ બુડા ને બુડા રહી જાય. તોબી આટલી શંતોશની વાત ગણીશુ કે, કેલવાએલા દેશીઓનો મોટો ભાગ પોતાના કુટુંબો અને બાલકોમા આ પુશતકની કદર બુજીને તે છુટથી વંચાવાની ઉલટ રાખેછે, જે બીના તેના રચનાર માટે ઓછા શંતોશની હોવી ન જોઇએ. એ ઉપરાંત એ પુશતકને આપણી નીશાલોમાં શીખતા દેશી વીદીઆરથી પણ જો એ પુશતક આમેજ કરવાને નીશાલનાં વડાઓ જો વાંધો ન જોએ તો ખચીત તેઓ પોતાના નીશાલીઆઓના હકમાં ઘણો અગતનો ફાયદો નીપજાવી શકે.

---

# રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશ.

તા૦ ૩જી જાનેવારી સને ૧૮૮૬ ને વાર રવેઉ.

ઇંગ્રેજો અને દેશીઓ વચ્ચે મીત્રાચારીનો એખલાસ હાલ ઘણો ખુશકારક રીતે વધતો જાયછે, અને હવે મરદોજ નહીં પણ ઇંગ્રેજી બાનુઓ અને દેશી બાનુઓ એકમેકને મળવા ભેટવાને રાજી થાયછે. આનું માન ઘણું ખરૂં થોડેક વખત થયો જે ભેગી મીજલસો ચાલુ થઇછે તેઓને ઘટેછે આવા સમયે સાધારણ વિવેક સંબંધી કંઇ મોટી ભુલ થાય નહીં એ ખયાલ રાખવાનુંછે, માટે એવો અરસપરસનો વિવેક શીખવનારી ચોપડીની જે ખુટ માલમ પડતી હતી, તે કેટલેક દરજ્જે **મી૦ ફરદુનજી મેહેરામજી મરઝબાને** પ્રગટ કીધેલાં એક નવાં પુસ્તક "**વિવેક વાણી** યાને ઇંગરેજી રીતભાત" થી પુરાયછે. * * * * * * મુખ્ય કરી ભલામણ કરાવવા વીશે જુદે જુદે વખતની મોલાકાતો સ્ત્રી પુરૂષોની ભેગી મીજલસો, અને વાતચીત ઇત્યાદી વીશે આપેલી સમજણ ગોખી રાખવા જોગછે.

આ પુસ્તકની બાંધણી અને છપાઇ એવી સુંદર અને તેને છાજતી છે, કે તે ખાસ રીતે દીવાનખાંનામાંની ટેબલ પર મુકવા લાયકછે, જેમ કરવાથી વળી નાહના મોટાં સર્વેનાં હાથમાં આવી તે ચોપડીનો ખરો ઉપયોગ થશે.

---

## ગુલ અફશાન.

પુસ્તક ૮મું.] **જાનેવારી ૧૮૮૬.** [અંક ૪થો.

"**વીવેક વાણી**" એવે નામનું પુસતક તેના બનાવનાર મી૦ ફરદુનજી મેહેરામજી મરેઝબાન તરફથી મલયુંછે, જેની પોહોંચ ઉપકાર સહીત સવીકારીએ છીએ. દેશી ગરહસથો તથા બાનુઓને ખાનગી તથા જાહેર બાબદોમાં ઇંગરેજોની સાથે જે એખલાસ વધતો જાયછે તે વાત ધ્યાનમાં લઇ ઇંગરેજી વીવેકથી તેઓ સહેલાઇથી જાણીતા થાય એવી મતલબથી આ પુસતક બહાર પાડવામાં આવ્યુંછે. * * * * * * વીવેક વીશે ઇંગરેજીમાં પુશકલ પુસતકો રચાએલાંછે. તે પુસ્તકોનો આ પુસ્તક ખોયા અરક છે. ભાશા ઘણીજ સહેલ અને સરલ હોવાથી દરેક વાંચનારને આ પુસ્તકમાંની બાબદો સહેલાઇથી સમજ પડે તેવીછે. આંગરેજોની સાથે હાલના વખતમાં આપણા દેશીઓને વારંવાર કામ પડેછે તેથી અને તેમની સાથ આપણો સ્નેહ વધતો જતો હોવાથી તેઓમાં ચાલતી વીવેકની રૂઢીઓથી જાણીતા થવું એ ખરેજ અવસ્યનુંછે. તેમની વીવેકની રૂઢીઓ નહીં જાણવાથી ઘણીકવાર આપણાથી કાચું કપાઇ જાયછે અને આપણા વાસ્તે નહીં ઘટતી જગાએથી ઉછાછલા નાપસંદ ટીકાઓ થાયછે. એવી ભુલો ભવીશયમાં થતી અટકે એવા વીચારથી **મી૦ ફરદુનજીએ** આ પુસ્તક બહાર પાડયુંછે, અને ગુજરાતી વાંચણમાંની લાંબા વખતની દેખાઇતી ખુટ પુરી પાડીછે. ગુલ

અક્શાનનાં વાંચનારાઓને આ પુસ્તકના રચનાર કોઇપણ રીતે અણજાણ્યા નથી, કારણકે "ફરીદુન"ની નીશાનવાલાં આ ચોપાનીઆના આગલા અંકોને સોભા આપનારાં લખાણો કરનાર તેજ ગ્રહસ્થ આ **મી० ફરદુનજી** બહેરામજી મરેજબાન છે. તેવણની કલમથી અમારાં ચોપાનીઆમાં લખાએલી એક લાંબી વારતાએ વાંચનારી આલમ તરફથી ઘટતી વખાણ મેલવી હતી. અમારાં ચોપાનીઆંને પોતાની કલમથી દીપાવનાર આ ગ્રહસ્થનાં આ પુસ્તક તરફ અમો મગરૂરીની નજરથી જોઇએ છઇએ, અને તેવંણનાં એ નવાં પુસ્તકને દરેક કુટુંબની તેબલ સોભાવવાને લાયક.

---

## મધુર વચન.

જાનેવારી ૧૮૮૬.

અમારી નવી તેબલ ઉપર સઉથી પેહલી જે ભેટ આપીને પડીછે તે એક સુંદર સીકલની ચોપડી છે જેની નમુનાદાર છપાઇ જે છાપખાનામાંથી એ બહાર પડીછે તે છાપખાનાંને કાંઇ જેવી તેવી શોભા લગાડનારી નથી. ઘણીજ થોડી ચોપડીઓ મુંબઇમાં બહાર પડતી હશે કે જેનાં પુઠાં આએ **વિવેક વાણીનાં** પુઠાં જેવાં શોભીતાં હોય. જો અમે એમ કહયે કે એ ચોપડીના દેખાવ સાથે અમે પ્યારમાં પડયા છીયે તો તે ખોટું નથી.

**વિવેક વાણીએ** ગુજરાતી વાંચનારા દેશીઓની એક અનિ અગતની ખુટ પુરી પાડીછે. આજે કામ ધંધાના સબબથી કરીને દેશીઓને ઇંગરેજોના સંબંધમાં વધતું ઓછું આવવું પડેછે જેથી કરીને તેઓની રીતભાત તથા રાહ રસમનું જ્ઞાન આપણને ઘણું ઉપયોગી થઇ પડેછે. * * * * * *

**વિવેક વાણી** કોઇ ચોકસ ઇંગરેજી ચોપડીનો તરજુમો નથી પણ ઘણીક ચોપડીમાંથી ઉપજાવી કાહડેલી જાણવા જોગ વીગતોનો સંગ્રહછે. એ ચોપડીને ચઉદ પ્રકરણમાં વેહેચીછે જે ચઉદ પ્રકરણમાં ઘણીક જાણવાજોગ બાબદો આવેછે. * * * * * *

**મી० મરઝબાનનાં** પુસ્તકમાં **વિવેકના** એવા ઘણા કાયદાઓ મલેછે કે જેથી ઉલટાજ કાયદા પ્રમાણે આપણા દેશીઓ ચાલે છે. જો આ બધાનું અતરે **વિવેચન** કરવા બેસ્યે તો ઘણું લબાન થઇ જાયછે. માટે તેવણનાં પુસ્તકમાંથી અતરે કેટલાક ઉતારા કરીનેજ સંતોશ પકડયે છીયે. * * * * * * અમો દલગીર છીએ કે **મી० મરઝબાનની** ચોપડીમાંથી વધુ ઉતારા કરવાને અમારીપાસે જગા નથી, પણ જો હવે પછી તેમ કરવાની જોગવાઇ મલશે તો મોહોટી ખુશીથી તેનો લાભ લઇશું. સેવટે મી० મરઝબાનની ગ્રંથકરતા તરીકેની પેહેલી કોશેશ તમામ ઉત્તેજનને લાયક છે. એ ઉઘરતા લખનારની પહેલી કોશેસ એટલી તો સરસ ઉતરી છે કે થોડાજ લખનારાઓની પાકી કોશેશ કેટલી સરસ ઉતરતી હોયં.

+ + + + આએ પુસ્તકની સફાઇદાર છપાઇ, સુંદર બંધાઇ, તથા અંદર સમાવેલી ઉપયોગી બાબદો ધ્યાનમાં લેતાં તેની દોહોડ રૂપ્યાની કીમત કાંઇ ઘણી નથી, અને અમારી ભલામન છે કે દરેક કુટુંબમાં બઠરાં તેમજ માટીડાઓએ એ પુસ્તક એકવાર ધ્યાનથી વાંચી જવું જેમ કીધાથી તેઓ પોતાને બેહદ ફાયદો કરશે.

---

## ફુરસદ.

પુસ્તક ૫મું.] જાનેવારી ૧૮૮૬. [અંક ૬થો.

+ + + + + + અંગરેજો તેમજ બીજી યુરોપ્યન પ્રજાઓ સુધારામાં ઘણી વધેલી હોવાથી તથા તેઓમાં દ્રવ્યનો પ્રસાર પુષ્કળ થવાથી અલબત "ફેશન" તથા "ટેસ્ટ" પણ ઘણા આગલ વધી ગયા છે, જેથી તેમનાં મંડલો વિવેક રીતભાતોથી ભરપુર થઇ ગયાં છે, અને તેવાં મંડલોમાં ભેલાવા માટે વિવેક શીખવવાને એવાં પુસ્તકો અવશ્યનાં હોવાથી તેમની મોટી સંખ્યા છપાઇ ગઇ છે. જેમાંના કોઇ કોઇ ગ્રંથો ઉપરથી મી૦ મર્ઝબાને પોતાનું પુસ્તક રચ્યું હોય એવું તેની પ્રસ્તાવના ઉપરથીજ માલમ પડી આવેછે.

અંગરેજ લોકોના ચઢતા વર્ગોમાં કેવો અને કેટલો વિવેક છે તે આ પુસ્તક વાંચ્યાથી માલમ પડેછે—એવો વિવેક મંડલીના બાંધાને મજબુત કરેછે જેથી તેનો નીભાવ લાંબો વખત થાયછે—+ + + + + +

અલબત એ માંહેલા કોઇ કોઇ **વિવેકો** બહુ અગતના છે અને આપણ ઉંઘરતાં મંડલને પુષ્ટી આપે એવા છે, જે ઉપર વાંચનારે ધ્યાંન આપેલું વ્યર્થ જશે નહીં.

+ + + + + +

**પુસ્તકની ભાષા ઘણી ખરી સરલ ને સુંદર છે, + + + + + +**

---

## મુંબાઈ સમાચાર.

તા૦ ૧૮મી જાનેવારી ૧૮૮૬ ને વાર સોમ.

"વિવેક વાણી યાને અંગરેજી રીતભાતનું પુસ્તક" એવાં નામવાલી ચોપડી મી૦ ફરદુનજી બેહરામજી મરઝબાન તરફથી હમોને મલીછે, તેની પોંહચ હમો લઇ ચુકા છીયે. યુરોપીયન પ્રજાઓની કેટલીક સંસારી રીતભાતોનું વરણન કરી તેમની માહીતી દેશી વાંચનારાઓને થાય એવી કોશેશ તેમાં કરવામાં આવીછે. પશ્ચીમ વાસીઓની અનયોગ્યનાય સાથે

મુલાકાત લેની વખતની રીતભાત, તેમની મીજલસોના કાયદા, પરોણાચા-
કરી કરવાના તેમના નીયમો, નાચો અને ખાણાઓ વગેરેથી કેટલીક રીતીઓ,
તે સંબંધી પોતાની તરફના કંઇપણ અભીપ્રાય વગર કરતાએ આ ચોપ-
ડીમાં દાખલ કરી છે. + + + + + + મી૦ ફરદુનજીએ આ ચોપ-
ડીમાં અંગરેજી રીતભાતોનું વરણન આપતાં તેમને પસંદ કીંવા નાપસંદ
કરવાનું કામ વાંચનારની મુનસફી પર સોંપવામાં વિવેક તથા ડહાપણ
દેખાડયાં છે. અંગરેજોની ચોક્સ રીતભાતો દેખાડનારી આવી એક
ચોપડીની ખુટ હતી, અને તે **મી૦ ફરદુનજીએ** પુરી પાડવામાં સારી
પુર અંદેશી વાપરીછે. + + + + + + યુરોપીઅનોની સંસારીક
કેટલીક રીતભાતનો માત્ર સાદો અને સરલ હેવાલ તેમણે આપયોછે,
અને તેવા હેવાલ વાંચી તેમાં વરણવેલી રીતભાતોથી માહીતગાર થવાની
ભલામણ અમે ખુશીથી ગુજરાતી વાંચનારી આલમને કરીયે છીયે.
+ + + + + + આથી સમજુ માણસોએ પોતાની તથા પારકાની
રીતભાતોથી માહીતગાર થવાની અગત્ય સમજવી જોઇએછે. તેવી એ
અગત્ય પાર પાડવાને પરદેશીઓની રીતભાતો સમજાવનાર પુસતક એક
સારૂં સાધન છે. **મી૦ ફરદુનજીએ** એ તે સાધન ગુજરાતી વાંચનારી
પ્રજા આગલ ધરી એક સેવા બજાવી છે, જેનો લાભ લેવાથી તે પસ્તાત
પડશે નહીં, એવી આશા અમે રાખીયે છીયે.

---

## પખવાડયાંની મજાહ.

(પ્રસિદ્ધ થવાનો દીવસ, તા૦ ૨૦મી જાનેવારી ૧૮૮૬.)

**વિવેક વાણી.** ઉપલા નામનો એક સારી બાંધણીનો, શુંદર છપા-
ઇનો, સારાં કાગલનો. અને રસીલી ઇબારતનો ૨૬૮ સફાનો ૧૬ પેજી
ગ્રંથ તેના બનાવનાર **મી૦ ફરદુનજી બેરામજી મરજબાન** તરફથી અમને
ઇનાયત થયોછે જેની પોહોંચ સ્વીકારતાં અમને લગાર એ ગ્રંથ વિશે
બોલવું પડેછે. ઉપલા વર્ણવેલા સઘલા તારીફ લાયક ગુણજતાં **મી૦ મર-
જબાને** કોઇ બીજાજ વિષય ઉપર પોતાની ઉંચી મનશક્તિનો તેમજ
રસીલી કલમનો ઉપયોગ કરયો હોત તો અધિક પ્રજા ઉપયોગી ફલ
સંપાદન કરત. + + + + + + આ પુસ્તક રચવા પછલ **અત્યંત
અને અથાગ મેહેનત લીધેલી** જણાયછે, અને તેની હસ્તીથી ગુજરાતી
સારાં પુસ્તકોની સંખ્યામાં એક કિમતી ઉમેરો થયલો અમે જોઇએ
છીએ. સારાં પુસ્તકોને અલબતાં પ્રજા તરફથી આશરો મલવો જોઇએ.
આવું પુસ્તક જે યુરપ કે અમેરીકામાં જન્મ પાંમ્યું હોયતો
કાંઇ લખો કાપીનો સેહેજ વારમાં ઉઠાવ થયા વીના રેહે નહી.

---